بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ



અગર તમે જાણુતા ન હોય તો જાણકારોને પુછી લો. (કુર્આને હકીમ)

આપ (સલ.)નું ફર્માન છે કે :–ઈલ્મ તે ખઝાનો છે જેની ચાવીઓ સવાલ છે. માટે ઈલ્મ વિષે સવાલ કરો કે એમાં ચાર માણસો સવાબના હકદાર બને છે (૧) સવાલ કરનાર (૨) શરઈ હુકમ બયાન કરનાર (૩) હુકમ સાંભળનાર (વાંચનાર) (૪) તે જે એ લોકોથી મહબ્બત રાખે છે.

# فتاوی رحیمیہ

# ફતાવા રહીમિય્યહ

## ભાગ ત્રીજો

હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી
સય્યદ અબ્દુર્રહીમ લાજપુરી (સુમ્મ) રાંદેરી સાહબ


–: પ્રકાશક :–

મકતબા રહીમિય્યહ

મુન્શી સ્ટ્રીટ, રાંદેર–સુરત.

પીનકોડ નં. ૩૯૫૦૦૫




અગર તમે જાણુતા ન હોય તો જાણુકારોને પુછી લો.
(કુર્આને હકીમ)

فتاوی
رحیمیہ

# ફતાવા રહીમિય્યહ

## ભાગ–ત્રીજો

હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી
સચ્યિદ અબ્દુર્રહીમ લાજપુરી રાંદેરી સાહબ

–: મળવાના ઠેકાણાં :–

મકતબા રહીમિય્યહ
મુન્શી સ્ટ્રીટ, રાંદેર–સુરત.
પીનકોડ નંબર–૩૯૫૦૦૫.

અત્તરસ્થાન
૧૧/૨૮૯, ભાગાતળાવ,
સુરત.

# અર્ઝે હાલ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિર્રહીમ.

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ વસ્સલામુ અલા રસુલિહિલ કરીમ.

અમ્મા બાદ !

**હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી સૈયદ અબ્દુર્રહીમ કાદરી લાજપુરી સુમ્મ રાંદેરી** સાહબના અનમોલ ફતાવાનો સંગ્રહ સૌ પ્રથમ ગુજરાતી ભાષામાં "ફતાવા રહીમિય્યહ" (પયગામ ફતાવા સંગ્રહ)ના નામથી ભાગ પહેલો અને બીજો પ્રગટ થયો હતો. જેને મુસ્લિમ ગુજરાતી આલમમાં અલ્લાહે ખુબ મકબુલ બનાવ્યો હતો. વર્ષો થયા આ બન્નેવ ભાગો ખતમ થઈ ગયા છે. આ દરમિયાન મઝકુર ફતાવા રહીમિય્યહ ઉર્દુ અને અંગ્રેઝી ઝબાનોમાં પ્રગટ થયા અને તેઓની મકબુલિયતનો અંદાઝો આ ઉપરથી કાઢી શકાય કે ઉર્દુ, અંગ્રેઝીના ફતાવા રહીમિય્યહના અનેક એડિશનો બહાર આવી ચુક્યા છે. બલ્કે આ બન્ને ઝબાનોમાં ત્રીજો ભાગ પણ પ્રગટ થઈ ચુકયો છે. અને ચોથાની તૈયારી થઈ રહી છે. ગુજરાતીમાં ફતાવા રહીમિય્યહ ફરી છપાવવા તેના ચાહકોનો વર્ષોથી આગ્રહ હતો અને પાછલા એક વર્ષથી તેઓનું દબાણ ઠીક ઠીક વધી રહ્યું હતું. પરંતુ ટુંકા સાધનો તથા હઝરત મુફતી સાહબની બીમારી અને મસરૂફિયતના કારણે ગુજરાતી ફતાવા પ્રેમીઓની ખ્વાહિશ પુરી કરવામાં વિલંબ થતો રહ્યો. કારમી મોંઘવારી તથા કુદકે ને ભુસકે વધતા જતા કાગળોના ભાવ અને છપાઇ, બાઇંડીંગ વિગેરેની મઝદુરીમાં આવેલો ઉછાળો પણ આ વિલંબના મુખ્ય કારણો છે. વળી મઝહબી કિતાબો ખરીદ કરીને વાંચવા વાળાઓનો દુકાળ હિમ્મત ભાંગી નાંખે એવો થઇ ગયો છે.

મઝકુર તમામ કારણોના પ્રતાપે પરિસ્થિતિ એવી થઇ ગઇ છે કે એક ભાગ છપાઇને વેચાય નહીં જાય ત્યાં સુધી બીજો ભાગ પ્રગટ કરવા તરફ ધ્યાન આપી શકાતું નથી.

અલ્લાહનો શુક્ર અને એહસાન છે કે તેણે આ ત્રીજો ભાગ પ્રગટ કરવાની વ્યવસ્થા કરી આપી છે. જનાબ મૌલવી હાફિઝ યુસુફ મુસા બડકોદ્રવી સાહબે ફતાવા રહીમિય્યહની આ ત્રીજી જિલ્દની તૈયારીમાં તન તોડ મેહનત કરી છે. અલ્લાહ મવસુફને અજરે અઝીમ અતા ફર્માવે આમીન.

ઉર્દૂ, ગુજરાતી અને અંગ્રેઝી ઝબાનોમાં 'ફતાવા રહીમિય્યહ'ની ત્રણેવ બલ્કે ચાર જીલ્દો (ભાગો) સમયસર છપાતી રહે તેની એક આસાન સુરત આ પણ છે કે મઝહબના ચાહકો અને દીનપ્રેમી સાહિબે ખૈર હઝરાત પોતાની શક્તિ મુજબ ઉર્દૂ, અંગ્રેઝી અને ગુજરાતીમાં છપાએલ 'ફતાવા રહીમિય્યહ'ની નકલો (કોપીઓ) ખરીદી પોતાના મર્હુમોના ઇસાલે સવાબ માટે તકસીમ કરે.

મઝકુર ઇશાઅતે દીનની ખિદમત સદકએ જારિયહ છે. એટલું જ નહીં બલ્કે ઈમામ રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) લખે છે કે :- કરોર હા દર રાહે ખુદાએ અઝઝ વ જલ્લ વઅલા ખર્ચ કર્દન બરાબર આં નૈસ્ત કે મસ્અલહ અઝ મસાઇલે શરઇય્યહ રા રિવાજ દાદન........

અર્થાત :- કરોડો રૂપિયા ખુદાએ પાકના રસ્તામાં ખર્ચ કરવું શરઈ મસાઈલમાંથી એક મસ્અલાના રિવાજ દેવાના સવાબની બરાબરી કરી શકતું નથી. (મકતુબાતે ઇમામ રબ્બાની ફારસી ભાગ-૧ પાનું-૬૭)

ઉલમા અને તલબામાં ઉર્દૂ ફતાવાની ઘણી માંગ છે. પરંતુ તેઓની ખરીદ શક્તિ ઘણી કમઝોર છે. ગુજરાતમાં કચ્છ, કાઠિયાવાડ જેવા ગુજરાતી ભાષી વિસ્તારોમાં ગરીબ મુસલમાનો મસ્અલા-મસાઈલથી અંજાણ હોવાના કારણે અનેક પ્રકારની બિદઆતો, ખરાફાતમાં સંડોવાયા છે. ત્યાં ગુજરાતી ફતાવા રહીમિય્યહ તકસીમ કરવાથી સારા પરિણામની આશા છે.

અંગ્રેઝી ફતાવા મદ્રાસ, મૈસુર, કેરાલા જેવા અંગ્રેઝી ભાષી પ્રાંતોમાં પઢેલા-ભણેલા ગરીબ મુસ્લિમોમાં મફત વહેંચવાની જરૂર છે. વળી અમેરિકા વિગેરે દેશોના નિગ્રો (હબશીઓ) મુસલમાનોમાં પણ ફતાવા રહીમિય્યહએ ખૂબ દિલચસ્પી પૈદા કરી છે હઝરત મુફતી સાહેબનો પણ મુખ્ય હેતુ આ ફતાવાને વધુમાં વધુ લોકો સુધી પહોંચાડવાનો છે.

માટે કૌમના દીન ચાહકો જેઓને અલ્લાહે દુનિયાની દૌલત અને નેઅમતથી પણ નવાઝયા છે ઉપરોકત બાબતો ઉપર લક્ષ આપે તો આ પ્રોગ્રામ આસાનીથી કામયાબ થઈ શકે એમ છે— વમા તૌફીકી ઈલ્લા બિલ્લાહ

સૈયદ અબ્દુલ હક કાદરી
(એડીટર "હયાત" માસિક સુરત)

**નોંધ** :- હવે પછી ફતાવા રહીમિય્યહનો ચોથો ભાગ છાપવાની અમારી તૈયારી છે. ત્યારબાદ પહેલો અને બીજો ભાગ પ્રગટ કરવાનું કાર્ય હાથ ધરી શકાશે.

## શૈખુલ હદીસ અલ્મુહદ્દિસુલ જલીલ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ (મદ્દ ઝિલ્લહુલ આલી)નો મુબારક અભિપ્રાય.

'ફતાવા રહીમિય્યહ' કે લિયે યે નાકારહ દિલસે દુઆ કરતા હૈ. અલ્લાહ જલ્લ શાનુહુ અપને ફઝલો કરમસે લોગોંકો ઈસસે ઝયાદહસે ઝયાદહ તમત્તુઅ ઔર ઇનતિફાઅ નસીબ કરે ઔર જનાબકે લિયે વ તાબિઅ વ નાશિર ઔર ઉસમેં કિસી નૌઅકી ભી સઈ કરનેવાલેકે લિયે સદકએ જારિયહ બનાવે. ઔર આપકો દારૈનમેં ઉસકા બેહતરીન બદલા અતા ફર્માવે. ફકત વસ્સલામ.

હઝરત શૈખુલ હદીસ સાહબ. બકલમ અબ્દુર્રહીમ. ૨૮ રજબ ૯૦ હિજરી.

## હઝરતુલ અલ્લામહ મૌલાના અબુલ હસન અલી નદવી (મદ્દ ઝિલ્લુહુ)કી રાય

ફિકહ વ ફતાવા પર હમારે મુલ્કમેં બરાબર કિતાબેં શાઇઅ હોતી રેહતી હેં. ઔર એસા હોના કુદરતી અમર હૈ. ઇસ લિયે કે ફતાવા વ મસાઇલે ફિકહી મુસલમાનોંકી રોઝ મર્રહકી જરૂરત હૈં ઔર નયે નયે મસાઇલ પૈદા હોતે રેહતે હેં. ઔર ઉનમેં ફૌરી તોર પર દીની રેહનુમાઈકી જરૂરત હે. લેકિન ઉસકે લિયે ફિકહમેં મલકએ રાસિખા, જુઝઈય્યાત પર વસીઅ ઔર ગેહરી નઝર, ઔર ઉસુલે ફિકહમેં ઉસ્તાઝાના કાબિલિય્યતકી જરૂરત હૈ.

ફિર ઉસીકે સાથ તકવા ઔર એહતિયાત, ખશિય્યતે ઈલાહી, એહસાસે ઝિમ્મેદારી ઔર મસ્લકે સલફસે બળી હદ તક વાબસ્તગી જરૂરી હૈ. જિન લોગોં કો ઇસ રાહકી મુશકિલાતકા ઇલ્મ ઔર ફિકહ હનફીસે કામિલ મુનાસિબત હૈ. વો 'ફતાવા રહીમિય્યહ' કી ઇલ્મી વ અમલી કદરો કીમતકા અંદાઝહ કર સકતે હેં. ઔર ઉસકી શહાદત દે સકતે હેં કે મુઅલ્લિફે ફાઝિલકો અલ્લાહ તઆલાને ઉન સલાહિય્યતોંસે બેહરા વર ફર્માયા હે જો ઇસ દૌરમેં ઇસ નાઝુક ફરિઝેકો અંજામ દેનેકે લિયે શર્તે અવ્વલ હેં.–અલ્લાહ તઆલા મુફતી સાહબકો જઝાએ ખૈર અતા ફરમાયે. ઔર ઉનકો સિહહત વકુવ્વત અતા ફરમાયે કે વો ઇસ મુફીદ સિલસિલેકી તકમીલ કર સકે—

(હઝરત મૌલાના) અબુલ હસન અલી ૭ શવ્વાલુલ મુકર્રમ ૧૩૯૦ હિજરી.

## ઉસ્તાઝિયુલ મુકર્રમ હઝરતુલ અલ્લામ મૌલાના મુહિબ્બુલ્લાહ સાહબ (મદ્દ ઝિલ્લહુલ આલી)નો મુબારક અભિપ્રાય.

ફતાવા રહીમિય્યહકી ઝાહિરી ઔર બાતિની ખુબીયાં મુલાહિઝહ કરકે દિલ બાગ–બાગ હો ગયા. ઔર બે ઇખતિયાર આપકે લિયે દરબારે ખુદાવંદીમેં ઝુબાનસે દુઆએ જઝાએ ખૈર નિકલી ઔર આઇન્દહ જિલ્દોંકે લિયે ઈશતિયાક ઓર બઢ ગયા. ખુદા આપકો ઈસ દીની ખિદમતકે લિયે હયાતે ખિઝર અતા ફરમાયે. આમીન. ફકત વસ્સલામ.

બંદા, મુહિબ્બુલ્લાહ ગુફિરલહુ–બાંગલા દેશ. ૨૯ જુલાઈ–૧૯૭૪ ઇ.

## અનુક્રમણિકા

# ફતાવા રહીમિય્યહ ભાગ-૩

# કિતાબુલ અકાઇદ

## અંબિયા (અલ.) અને અવલિયા (રહ.)થી દુઆ માંગવા વિષે.

(૬૧૪) સવાલ :–અંબિયા (અલ.) અને અવલિયાએ કિરામ (રહ.)થી આ પ્રમાણે દુઆ માંગવી કે તમે મારૂં આ કામ કરી આપો. જેમકે ઔલાદ આપો. નોકરી અપાવો કેસમાં કામયાબી આપો વિગેરે દુઆ માંગવી શરઅન જાઇઝ છે કે ના જાઇઝ ?

જવાબ :–આવી રીતે મખલૂકથી દુઆ માંગવી જાઇઝ નથી. દુઆ ઇબાદત છે. અને ઇબાદત ખુદાપાક માટે ખાસ છે. મખલૂક માટે જાઇઝ નથી. હરામ છે.

હઝરત કાઝી સનાઉલ્લાહ મુહદ્દિસ પાનીપતી (રહ.) ફર્માવે છે :–

સજદહ કરદન બસુએ કુબુરે અંબિયા વ અવલિયા વતવાફ ગિર્દે કુબુર કરદન વ દુઆ અઝ આંહા ખાસ્તન વનઝર બરાએ આંહા કુબુલ કરદન હરામસ્ત.

અર્થાત :–અંબિયા અને અવલિયાની કબરો તરફ સિજદો કરવો અને કબરોનો તવાફ કરવો તેમજ એમનાથી દુઆ માંગવી અને એમની મન્નત માનવી હરામ છે. (માલાબુદ્દ મિન્હુ પાનું ૮૦)

અને ઇર્શાદુત્તાલિબીનમાં ફર્માવે છે કે :–દુઆ અઝઅવલિયાએ મુર્દગાં યા ઝિન્દગાં વ અઝ અંબિયા જાઇઝ નેસ્ત. રસુલે ખુદા (સલ.) ફર્મુદ "અદ્દુઆઉ હુવલ ઇબાદતુ."

અર્થાત :–મુર્દા કે ઝિંદા બુઝુર્ગોથી અને અંબિયાએ કિરામથી દુઆ માંગવી જાઇઝ નથી રસુલે ખુદા (સલ.)એ ફર્માવ્યું છે કે દુઆ ઇબાદત છે. (પાનું ૧૮)

અને હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલવી (રહ.) ફરમાવે છે કે :– દરેક તે માણસ જે પોતાની હાજત (મુરાદ) માંગવા માટે અજમેર શરીફ (હઝરત

ખ્વાજા અજમેરી (રહ.)ના મઝાર ઉપર) જાય અથવા સૈયદ સાલાર મસ્ઊદ ગાઝી (રહ.) વિગેરેના મઝાર ઉપર જઈ મુરાદ માંગે તો બેશક તેણે ખુદાપાકનો મોટો ગુનોહ કર્યો એવો મોટો ગુનોહ જે ઝીના અને કત્લે નફસથી પણ સખત છે. શું તે પેલા મુશરિકોના જેવો નથી જે પોતાની બનાવેલી વસ્તુની પુંજા કરે છે લાત તથા ઉઝ્ઝા જેવા બુતોને પણ પોતાની હાજત (મુરાદ) માટે પુકારે છે. (તફહીમાતે ઈલાહિય્યહ ભાગ ૨ પાનું-૪૫)

અને મજાલિસુલ અબરારમાં છે :-કબરવાળાઓથી ફરિયાદ કરવી તેમજ એમનાથી મદદ માંગવી, રોઝી, તંદુરસ્તી, ઔલાદ, કર્ઝની અદાયગી અને મુસીબતોથી છુટકારાની દુઆ કરવી તદઉપરાંત એના જેવી બીજી હાજતો માંગવી જેમકે બુતોની પુજા કરનારા પોતાના બુતોથી માંગે છે બધા ઈમામોનો ઈત્તેફાક છે કે એમાંથી કોઇ વાત પણ જાઈઝ નથી. (મજલિસ ૧૭ પાનું-૧૧૯)

સારાંશકે ખુદાવંદને છોડી કબરવાળાઓથી ઔલાદ માંગવી. બીમાર માટે તંદરૂસ્તી (શિફા) માંગવી અને રોઝી માંગવી મુશરિકોનો ફેઅલ છે.

મુહદ્દિસ અલ્લામહ મુહમ્મદ તાહિર પટની (રહ.) ફરમાવે છે :-

કેટલાક એવા છે જેમનો મકસદ અંબિયા અને સુલહાની મઝારોની ઝિયારત કરવાથી એ હોય છે કે તે લોકો તેમના મઝારોની પાસે નમાઝ પઢે અને પોતાની હાજતો માંગે ઈસ્લામના આલિમોમાં કોઇ એવો નથી જે એને જાઈઝ માનતો હોય કારણકે ઇબાદત કરવી અને હાજતો માંગવી તેમજ મદદ ચાહવી ફક્ત અલ્લાહથી જ હોય છે. અને તેના સાથે જ ખાસ છે.... .. ઝરા સોચો.

હક સુબ્હાનહુ વતઆલા પોતાના બંદાઓથી દરરોજ વારંવાર ઇકરાર કરાવે છે કે કહો 'ઇય્યાક નઅબુદુ વઇય્યાક નસ્તઈન.' ( અય અલ્લાહ હમો તારી જ ઇબાદત કરીએ છીએ. અને તારાથી જ મદદ માંગીએ છીએ બીજા કોઇથી નહીં. )

અને રસુલે ખુદા ( સલ. ) એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ ( રદી. ) ને વસિય્યત ફરમાવી. "ઇઝા સઅલ્ત ફસ્અલિલ્લાહ વઇઝસ્તઅન્ત ફસ્તઈન બિલ્લાહ"

અર્થાત :- જ્યારે તું સવાલ કરે તો અલ્લાહથી સવાલ કર. અને જ્યારે મદદ માંગે તો અલ્લાહથી મદદ માંગ. ( મિશકાત શરીફ પાનું-૪૫૩ )

એક વખતે આપ ( સલ. ) ની સામે એક સહાબી ( રદી. ) ની ઝબાનથી વાતો કરતાં નિકળી ગયું. 'માશા અલ્લાહ વશિ'ત (જે ખુદા ચાહે અને જે આપ

ચાહો) તો આપે ગઝબનાક થઇ કહ્યું :- જઅલ્તની લિલ્લાહિ નિદ્દા બલ શાઅલ્લાહુ વહદહુ

**અર્થાત** :- તેં મને ખુદાનો સાજી બનાવી દીધો બલ્કે એમ કેહ કે જે એકલો ખુદા ચાહે તે થાય. ( કન્ઝુલ ઉમ્માલ ભાગ-૧ પાનું-૧૩૪ )

એક બીજી હદીસમાં છે કે :- આપ ( સલ. ) એ સહાબા ( રદી. ) ને કહ્યું કે તમારી ઝબાનથી માશા અલ્લાહ વમા શાઅ મુહમ્મદ ( જે ખુદાપાક ચાહે અને જે મુહમ્મદ ચાહે ) સાંભળું છું અને એનાથી મને દુઃખ થાય છે. માટે તમો એમ નહીં કરો. ( કન્ઝુલ ઉમ્માલ ભાગ-૨ પાનું- ૧૩૪ )

મઝકુર હદીસોથી પણ ઇસ્લામની સહીહ તઅલીમ અને તવહીદે બારી તઆલાની મહત્વતા સાફ રીતે જાણી શકાય છે.

હઝરત ગવસે અઅઝમ શાહ અબ્દુલ કાદિર જીલાની ( રહ. ) એ પોતાના સાહબઝાદા અબ્દુલ વહ્હાબને વફાત સમયે વસિય્યત ફર્માવી કે તમામ હાજતો ( જરૂરતો ) અલ્લાહપાકને સોંપી દે અને એનાથી મદદ માંગ.

આપના ઇર્શાદના પુરા શબ્દો આ છે :- "અલયક બિતકવલ્લાહિ વતાઅતિહિ વલા તખફ અહદન વલા તુરજિજહી વકકિલિલ હવાઇજ કુલ્લહા ઇલલ્લાહિ અઝઝ વજલ્લ વત્લુબ્હા મિન્હુ વલા તસિક બિઅહદિન સિવલ્લાહિ અઝઝ વજલ્લ વલા તઅતમિદુ ઇલ્લા અલયહિ સુબ્હાનહુ અત્તવહીદ, અત્તવહીદ, અત્તવહીદ.

( મલ્ફુઝાત મઅ ફત્હે રબ્બાની સફા-૬૬૫)

**અર્થાત** :- તમારા ઉપર લાઝિમ છે કે ખુદાનો ખોફ દિલમાં રાખો એની ઇતાઅત કરતા રહો. અલ્લાહના સિવાય કોઇનો ખોફ તમારા દિલમાં ન હોય. ન અલ્લાહના સિવાય બીજાથી આશા રાખો. પોતાની તમામ હાજતો અલ્લાહતઆલાને હવાલે કરો. એનાથી જ પોતાની જરૂરતો માંગો. અલ્લાહના સિવાય કોઇના ઉપર ભરોસો ન રાખો જે કંઇ ભરોસો અને એઅતેમાદ હોય ફક્ત એની એક ઝાતે વાહિદ પર હોય. એની ઝાત તમામ ઐબોથી પાક છે. જુઓ તૌહીદ, તૌહીદ, તૌહીદ (યઅની) ફક્ત તે જ એક ઝાતે વાહિદને માનો ફક્ત તે જ એક ઝાતે વાહિદને કાદિરે મુત્લક જલ્લાલ સમજો. ફકત તેની જ એક ઝાતે વાહિદ (તને તંન્હા) પર ભરોસો રાખો, તેનાથી જ પોતાની ઉમ્મીદોને વાબસ્તહ (સંબંધિત) રાખો. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## દુઆમાં અંબિયા અને બુઝુર્ગોનો વસીલો પકડવા વિષે.

(૩૬૫) સવાલ :- અંબિયા (અલ.) અને અવલિયાએ કિરામના વસીલાથી દુઆ માંગવું અને ઇલાહી બહકકે ફુલાં, ઇલાહી બહકકે ફુલાં, ઇલાહી બહુરમતે ફુલાં કહેવું જાઇઝ છે કે નહી ?

જવાબ :-અલ્લાહ તબારક વતઆલાથી દુઆ કરવા અને પોતાની હાજત માંગવામાં કોઇ નબી અથવા વલીને વસીલા રીતે વર્ણન કરવું અને એમ કહેવું કે અય અલ્લાહ ફુલાં નબી અથવા ફુલાં વલીના વસીલાથી મારી હાલત પર રહમ કર અને મારી હાજત પુરી કર. એ જાઇઝ અને મસ્નુન છે અને દુઆની કુબુલિયતમાં બહુ જ અસરકારક છે.

આંહઝરત (સલ.)એ એક સહાબીને એ પ્રમાણે દુઆ કરવાનો તરીકો શિખવાડયો છે (તિરમિઝી શરીફ વગેરે)

હદીસની કિતાબોમાં છે "અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક વઅતવજ્જહુ ઇલયક બિનબિય્યિક મુહમ્મદિન નબિય્યિર્રહમતે.

અય અલ્લાહ ! હું તારા નબી હઝરત મુહમ્મદ (સલ.) નબીએ રહમતના વસીલાથી તારાથી હાજત પુરી કરાવવા ચાહું છું અને તારા તરફ મુતવજ્જેહ થાઉં છું. (તિરમિઝી શરીફ ભાગ-૨ પાનું ૧૯૭) (મિશકાત શરીફ પાનું ૨૧૯) (હિસ્ને હસીન પાનું-૧૫૧ મંઝિલ પાંચમી) (ઇબ્ને માજહ પાનું ૧૦૦)

મિશકાત શરીફમાં હદીસ છે કે હઝરત ઉમરે ફારૂક (રદી.)નો મઅમૂલ હતો કે જ્યારે દુકાળ હોય તો હઝરત અબ્બાસ (રદી.)ના વસીલાથી વરસાદની દુઆ માંગતા અને કહેતા "અલ્લાહુમ્મ ઇન્ના કુન્ના નતવસ્સલુ ઇલયક બિનબિય્યિના ફતસ્કીના વઇન્ના નતવસ્સલુ ઇલયક બિઅમ્મિ નબિય્યિના ફસ્કિના ફયસ્કૂ. (રવાહુલ બુખારી)

અર્થાત :-અય અલ્લાહ ! હમો આપના નબી (સલ.)ને વસીલો બનાવ્યા કરતા હતા. અને એમનો વાસ્તો આપી તારાથી દુઆ કર્યા કરતા હતા. અય ખુદાવંદ ! આપ હમારી દુઆ કબૂલ ફરમાવતા અને વરસાદ વરસાવતાં હવે નબી (સલ.)ના કાકા હઝરત અબ્બાસ (રદી.)ના ઝરીઆથી આપની હુઝુરમાં વસીલો પકડીએ છીએ. હમારા ઉપર વરસાદ વરસાવ. હઝરત ઉમર (રદી.) હઝરત અબ્બાસ (રદી. નો વાસ્તો દઇને આ રીતે દુઆ કર્યા કરતા હતા. પરિણામે વરસાદ થઇ જતો હતો. મિશકાત શરીફ પાનું-૧૩૨)

હમારા બુઝુર્ગો આ પ્રમાણેનો વસીલો પકડવાના કાઇલ છે અને એમનો અમલ એ જ રહયો છે.

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના થાનવી (રહ.) લખે છે કે :-

અહલે તરીક (તરીકએ મશાઈખ)માં ખુદાવંદની બારગાહના મકબુલ લોકોના વસીલાથી દુઆ કરવું બકસરત શાઇઅ છે. હદીસથી એની સાબિતી થાય છે. મિશકાતમાં ઉમય્યહથી રિવાયત છે નબી (સલ.) ફતહની દુઆ મુહાજિરીન ફુકરાનો વસીલો લઇ કર્યા કરતા હતા (અત્તકશ્શુફ પાનું-૪૪૬.)

અને ઇમ્દાદુલ ફતાવામાં છે. દુઆમાં વસીલો પકડવો હકના મકબૂલ બંદાઓનો ચાહે તે ઝિંદા હોય કે વફાત પામ્યા હોય, દુરૂસ્ત છે. ઇસ્તેસ્કાવાલા કિસ્સામાં હઝરત ઉમર (રદી.)નો વસીલો પકડવો હઝરત અબ્બાસ (રદી.)થી, ઝરીરવાલા કિસ્સામાં વસીલો પકડવો જનાબે રસુલુલ્લાહ(સલ.)થી નબી (સલ.)ની વફાત પછી હદીસોમાં સાબિત છે એટલા માટે જાઈઝ હોવામાં કોઇ શુબ્હો નથી. (પાનું-૩૨૬ ભાગ-૪)

શૈખુલ ઈસ્લામ હઝરત મૌલાના મદની (રહ.) લખે છે કે :-

આપથી વસીલો પકડવો ન ફકત વુજુદે ઝાહિરીના ઝમાનામાં કરવામાં આવતો હતો. બલ્કે આઇ બરઝખી વુજુદમાં પણ કરવો જોઇએ. મહબૂબે હકીકી સુધી પહોંચવું અને એની રઝા ફકત આપના ઝરીઆ અને વસીલાથી જ થઇ શકે છે. (મકતુબાતે શૈખુલ ઇસ્લામ સફા. ૧૨૯-૧૩૦ ભાગ-૧)

વસીલો અસલમાં અલ્લાહની તે રહમત છે જેનાથી ખુદાના મકબુલ બંદા (નબી, વલી) નવાઝવામાં આવ્યા છે. બસ કોઇ નબી કે વલીના વસીલાથી દુઆ કરવાનો મતલબ એ હોય છે કે અલ્લાહતઆલાની ખાસ રહમત અને ખુસુસી ઇનાયતને જે તે બંદા ઉપર છે વસીલો બનાવવામાં આવ્યો. નાજાઇઝ વસીલો તે છે જેમાં ગૈરૂલ્લાહને મતલબ પુરો થવામાં મદદગાર અને ફરયાદરસ સમજવામાં આવે કે તે જ મદદ ફરમાવશે અને એમની મદદથી હમારી હાજત પુરી થશે આ અકીદો રાખવું દુરૂસ્ત નથી. ગુનાહિત છે.

ઇલાહી ફલાણુંના તુફૈલથી, ઇલાહી ફલાણુંની હુરમતથી, ઈલાહી ફલાણુંના મરતબાથી, ઇલાહી ફલાણું હકથી, કહેવું પણ દુરૂસ્ત છે. અમુકે 'બહક'ના લફ્ઝથી ઇખતિલાફ કર્યો છે અને 'લા હક્ક લિલ મખલૂકિ અલલ ખાલિકિ'થી દલીલ

પકડી છે પરંતુ એ સહીહ નથી એટલા માટે કે હુઝુર (સલ.)નો ઇર્શાદ છે. કાલ હલ તદરી મા હકકુલ્લાહિ અલા ઇબાદિહી, કુલ્તુ અલ્લાહુ વરસુલુહુ અઅલમ. કાલ હકકુલ્લાહિ અલા ઇબાદિહી અંય યઅબુદુહુ વલા યુશરિકુ બિહી શયઅન સુમ્મ સાર સાઅતન સુમ્મ કાલ યા મઆઝ ઇબ્ને જબલ, કુલ્તુ લબ્બૈક રસુલુલ્લાહ વસઅદયક, કાલ હલ તદરી મા હકકુલ ઇબાદિ અલલ્લાહિ ઇઝા ફઅલુહુ, કુલ્તુ અલ્લાહુ વરસુલુહુ અઅલમ, કાલ હકકુલ ઇબાદિ અલલ્લાહિ અન લા યુઅઝ્ઝિબહુમ (બુખારી શરીફ જીલ્દ-૨ સફા ૮૮૩, ૯૨૭, ૧૦૯૭)

આં હઝરત (સલ.) એ એ પણ ફર્માવ્યું કે કોઇ માણસ પોતાના ઘરથી નમાઝના માટે આ કહેતાં કહેતાં નિકળે કે 'ઇલાહી બિહકિકસ્સાઇલીન અલય્ક' યઅની અય અલ્લાહ હું આ સવાલ કરવાવાળાઓના હકના બદલામાં જે તારા ઉપર છે અને હું આઇ નમાઝની તરફ જવાના બદલામાં તારાથી સવાલ કરૂં છું તો તેની દુઆ કબુલ થશે

હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.)એ લખ્યું છે કે :- તબરાનીએ મુઅજમે સગીરમાં અને હાકિમ અને અબૂનઇમ અને બયહકીએ અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમર (રદી.)થી આ રિવાયત નકલ કરી છે કે જનાબ રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે હઝરત આદમ (અલ.)થી ભુલ થઇ તો પોતાની દુઆ અને તોબામાં હઝરત રસુલે મહબૂબ (સલ.)ના વસીલાથી અર્ઝ કરી કે અય અલ્લાહ ! હું તારાથી હઝરત મુહમ્મદ (સલ.)ના હકથી સવાલ કરૂં છું કે મારા ગુનાહને બખ્શી આપ તો અલ્લાહતઆલાએ એમની મગફિરત ફર્માવી દીધી (ફત્હુલ અઝીઝ પાનું-૧૮૩)

'વ જમ્એ દીગર ગુફ્તહ કે બહુરમત, વબહકક, વબતુફૈલ, કસે ગુફ્તન્દ મુઝાઇકહ નદારદ ઝીરાકે દર અદઇયએ માસુરહ આમદહ અસ્ત કે બિહકકિસ્સાઇલીન અલય્ક, વલફઝે તુફૈલ વહુરમત મુરાદિફસ્ત વમુફીદ મઅના આં લા ગૈર. (રિયાઝુલ મુરતાઝ મુઅલ્લિફહ નવાબ સિદ્દીક હસનખાં (રહ.) સફા ૨૯)

હઝરત ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) પણ આ રીતે દુઆ ફર્માવતા હતા.

ખુદાયા બહકકે બની ફાતિમા (રદી.) કે બર કૌલે ઇમાં કુનમ ખાતિમા
ગર દઅવતમ રદ કુની વર કુબુલ મનો દસ્ત દામાને આલે રસૂલ (સલ.)

**અર્થાત** :-અય ખુદા, ફાતેમા (રદી.)ની ઔલાદના હકથી કે ઇમાન પર મારો ખાતિમો થાય મારી દુઆને રદ કરે યા કબુલ, મને રસુલ (સલ.)ની આલનો દામન કાફી છે. (મકતુબાત ભાગ-૨ પાનું-૬૪ મકતુબ નંબર ૩૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હુઝુર (સલ.)ના વાલિદૈનની વફાત અને રિસાલતના દૌરની પ્રાપ્તિ બાબત.

**(૩૬૬) સવાલ** :-શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતિયાને શરએ મતીન ખુદા અને રસુલ (સલ.)ના ફરમાન મુજબ આ મસ્અલામાં કે હુઝુર (સલ.)ના વાલિદ-વાલિદહ (માં-બાપ) અને દાદા રિસાલતના દૌર પહેલાં વફાત પામ્યા હતાં કે પછી ? જણાવશો.

જવાબ :-આં હઝરત (સલ.)ના વાલિદૈનમાંથી વાલિદ માજીદ તો આપની પૈદાઇશ પહેલાં જ વફાત પામ્યા હતા અને વાલિદહ માજિદહની વફાત તે વખતે થઈ જ્યારે કે આપની ઉમર મુબારક છ વર્ષની હતી અને રિસાલતનો દૌર તો ૪૦ વર્ષથી શરૂ થાય છે. એનાથી જણાય છે કે માં-બાપને રિસાલતનો દૌર પ્રાપ્ત થયો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હુઝુર (સલ,)ના વાલિદૈનનો ઇસ્લામ

**(૩૬૭) સવાલ** :-મઝકુર હઝરાતો મુસલમાન છે કે નહીં ?

**જવાબ** :-એમાં ઇખતિલાફ છે. બેહતર એ છે કે એમાં સુકુત (ખામોશી) ઇખતિયાર કરવામાં આવે એવી નાઝુક બહસમાં ન પડવું જોઈએ. એનો અકીદાથી તઅલ્લુક (સંબંધ) નથી એટલા માટે ખામોશી બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હુઝુર (સલ.)ના વાલિદૈન માટે ઈસાલે સવાબ.

**(૩૬૮) સવાલ** :-ઉપરોકત હઝરાત માટે ઇસાલે સવાબ અને દુઆ કરી શકીએ કે નહીં ? અને દુરૂદ શરીફ પઢી સવાબ પહોંચાડી શકીએ કે નહીં ?

**જવાબ** :-અમુકના નઝદીક જાઇઝ છે. અને અમુકના નઝદીક જાઇઝ નથી. મસ્અલો ઇખતિલાફી અને નાઝુક છે. માટે સુકુત બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુસલમાનોથી યહુદ, નસારા અને ગૈર મુસ્લિમ સારા છે કહેવું કેવું છે ?

(૫૫૬) સવાલ :-મુસલમાન કોઇક વખત બોલી ઉઠે છે કે મુસલમાનોથી ગૈર મુસ્લિમ સારા છે. એવું કહેવું કાંઇ વાંધાજનક તો નથી ને ?

જવાબ :-એવું કહેવાથી મુસલમાનોને બચવું જરૂરી છે કે કુફ્રનો અંદેશો છે. 'નિસાબુલ એહતિસાબ'માં છે-મુઅલ્લિમુ સિબ્યાનિન કાલ અલ્યહુદુ ખયરૂમ મિનલ મુસ્લિમીન બિકસીરિન ફઇન્નહુમ યકઝૂન હુકુકુ મુઅલ્લિમુ સિબ્યા-નિહિમ યકફુરૂ મિન સીરતિઝ ઝખીરતિ ફી કલિમાતિલ કુફ્રિ.

અર્થાત :-સીરતે ઝખીરહમાં કલિમાતે કુફ્રના બાબમાં વર્ણવ્યું છે કે ઉસ્તાદોએ છોકરાઓને આ વાત ન કહેવી જોઈએ કે મુસલમાનોથી યહુદી ઘણાં સારા છે કે તે પોતાના બચ્ચાઓના ઉસ્તાદોનો હક પુરેપુરો અદા કરે છે. એટલા માટે કે એ પ્રમાણે કહેવાથી કુફ્રનો ભય છે. (નિસાબુલ એહતિસાબ પાનું-૭૨ બાબ-૩૩ કલમી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વરસાદ ન હોવાથી ઉઘરાણું કરી બકરો કાપી ગોશ્ત ખૈરાત કરવાની રસમ વિષે.

(૫૫૭) સવાલ :-હમારા ગામમાં હાલ વરસાદ ન હોવાથી લોકોએ ઉઘરાણું કરી તે પૈસાનું અનાજ અને એક બકરો ખરીદયો તેને કાપીને અનાજ અને બકરાનો ગોશ્ત ગરીબોને વહેંચી દીધો તો એ સદકાનું અનાજ અને ગોશ્ત ગૈરમુસ્લિમોને આપી શકાય કે નહીં ?

જવાબ :-આવા સંજોગોમાં ઉઘરાણું કરી બકરો ખરીદી તેને કાપી ગોશ્ત ખૈરાત કરવાને જરૂરી સમજી લેવું ખોટું છે. એવા સંજોગોમાં જેને જે કાંઈ મળે તે પોતાની સ્થિતિ મુજબ ખરા હકદારને આપી ખુદાપાકની ખુશનુદી હાસિલ કરે. બકરો જ કાપવો એ માન્યતા ખોટી છે. નફ્લી સદકો, ખૈર, ખૈરાત, ગૈર-મુસ્લિમોને પણ આપી શકાય છે. પણ બેહતર નથી. ફકત ખુદાપાક વધુ જાણ-નાર છે.



# ઇલ્મ

## મદ્રસાની તઅલીમ અને તબ્લીગ

**સવાલ :**—અમે અમુક વર્ષોથી ઇંગ્લેંડ (યુ. કે.)માં મદ્રસો ચલાવીએ છીએ. મદ્રસામાં લગભગ ૧૫૦ બાળકો દીની તઅલીમ લે છે. ત્રણ મુદર્રિસો પઢાવે છે. મદ્રસામાં બાળકોને પઢાવવાનો ટાઇમ સવારે ૬–૦૦ થી ૮–૦૦ અને સાંજે ૫–૦૦ થી ૮–૦૦ સુધી રહે છે આ દરમિયાન ૯–૦૦ થી ૪–૧૦ સુધી સરકારી અંગ્રેજી સ્કુલનો ટાઈમ હોય છે. શનિવારે ફકત સવારે ૮-૦૦ થી ૧–૦૦ સુધી મદ્રસાનો ટાઇમ રહે છે. બાકીનો ટાઇમ રજા રહે છે રવિવારે પુરો દિવસ રજા રહે છે. દરેક મુદર્રિસને વર્ષમાં ત્રણ અઠવાડિયાની કેજ્યુઅલ રજા ચાલુ પગારે આપવામાં આવે છે તદઉપરાંત એક સોમવારે એક મુદર્રિસને તો બીજા સોમવારે બીજા મુદર્રિસને, તબ્લીગી ઇજતેમાઅમાં જવાની ચાલુ પગારે રજા આપવામાં આવે છે. દર સોમવારે કાયમ આ પ્રમાણે કરવામાં આવે છે.

દરેક મુદર્રિસ પાસે ૫૦ બાળકો હોય છે. ત્રણેવ મુદર્રિસો વર્ષમાં ૪૦ દિવસ માટે તબ્લીગી જમાઅતમાં જાય છે. જે મુદર્રિસ તબ્લીગી જમાઅતમાં જાય તેમના કલાસના બાળકો બીજા બે મુદર્રિસો સંભાળે છે. આવી રીતે પુરા વર્ષના ૩૬૫ દિવસોમાં રવિવારની રજા સાથે અન્ય રજાના દિવસો બાદ કરતાં કુલ ૩૧૩ દિવસ તાલીમના રહે છે. તેમાંથી પણ ૧૫૬ દિવસો મુદર્રિસોના તબ્લીગી જમાઅતમાં જવાના કારણે બાળકોના દીની તઅલીમના હિતમાં બગડે છે. એટલે ફકત ૧૫૭ દિવસો જ એવા મળે છે જેમાં બાળકોને પોતાના ઉસ્તાદો પાસેથી દીની તઅલીમ મળી શકે છે. અહીંના ઇસાઈ (નસરાની) માહોલમાં અને કુફ્રના આ યુગમાં અહીંના બાળકોને ફકત ૧૫ વર્ષની ઉમર સુધી જ દીની તઅલીમ હાસિલ કરવાનો મોકો મળે છે જેથી આ અગત્યના દીની તઅલીમના ટાઇમને બરબાદ કરીને તબ્લીગી જમાઅતમાં જવું મુદર્રિસો માટે જાઇઝ છે ? નાના બાળકોને દીની તઅલીમ આપવી એ વધારે અગત્યનું કામ છે કે તબ્લીગી જમાઅતમાં જવાનું કામ વધારે મહત્વનું છે ? શરીઅતનો આ અંગે શું હુકમ છે ? તે જણાવવા મહેરબાની કરશો.

જવાબ :- જ્યારે મુદર્રિસો મદ્રસા કમીટી સાથેના કરાર અનુસાર અમલ કરી રહયા છે ત્યારે એ નાજાઇઝ અને વાંધાજનક ગણાશે નહી. બાળકોની તઅલીમની જેમ તબ્લીગી કામ પણ ઘણું મહત્વનું છે એની અવગણના થઇ શકે એમ નથી. તબ્લીગી કામથી મોટા માણસો, પુરૂષો અને સ્ત્રીઓમાં દીની વાતાવરણ જન્મે છે. અલ્લાહનો ડર, આખિરતની ચિંતા, ઇબાદતનો શોખ અને દીનદારી વધવાનો સંભવ છે. ઇંગ્લેંડનો માહોલ (વાતાવરણ) બાળકો માટે ખતરનાક છે. તો મોટા માણસો ખાસ કરીને યુવાન વર્ગ માટે પણ ઓછો ખતરનાક નથી. માં-બાપ દીનદાર હશે તો ઔલાદને દીનદાર બનાવવાની ફિકર રહેશે. તેમને દીનનો ઇલ્મ શીખવશે (જેનાથી લોકો આજે અમલી રીતે નફરત કરી રહયા છે) અને મદ્રસા, મસ્જીદો આબાદ રહેશે. આપની મદ્રસા કમીટીના કાયદા-કાનુન અને બંધારણ પ્રશંસાપાત્ર અને અનુકરણપાત્ર છે. એમાં તઅલીમ અને તબ્લીગ બન્નેનો ખ્યાલ રાખવામાં આવ્યો છે. બીજી જગ્યાના મદ્રસા કમીટીના સભ્યોને જોઇએ કે આપને ત્યાંના બંધારણનું અનુકરણ કરે. જેવી રીતે આલિમો ઉપર બાળકોની તઅલીમની જવાબદારી છે તેવી જ રીતે તબ્લીગી કામની જવાબદારી પણ તેમના ઉપર છે. એટલે બન્ને કામો એમને સંભાળવાના છે.

ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે :-જાણી લો કે, આ યુગમાં ઘરમાં રહેનાર દરેક માણસ તઅલીમ, તબ્લીગ, રૂશ્દો હિદાયત અને નેકીના કામો અંગે લોકોને તૈયાર કરવામાં કાસિર (બિનકાર્યક્ષમ) હોવાના કારણે ગુનેહગાર છે. કારણ કે શહેરમાં મોટા ભાગે લોકો નમાઝની ઝરૂરી શર્તો અને અહકામથી પણ નાવાકિફ છે તો પછી ગામડામાં અને આદિવાસી વિસ્તારમાં રહેતા મુસલમાનોની નમાઝો અને દીનની શી હાલત હશે ? માટે શહેરની દરેક મસ્જીદ અને દરેક મહોલ્લામાં એક આલિમનું હોવું ઝરૂરી છે કે જે લોકોને દીનની વાતો શીખવે. તેમજ દરેક ગામમાં પણ એક આલિમનું હોવું જરૂરી છે જે આલિમ પોતાના 'ફર્ઝે ઐન' (વ્યકિતગત જવાબદારી)થી ફારિગ થઈ ચુકયો હોય, અને 'ફર્ઝે કિફાયહ' (સામુહિક જવાબદારી ની તેને ફુરસત હોય તો તેના માટે ઝરૂરી છે કે આજુબાજુમાં વસ્તા લોકો પાસે જઇ તેમને દીનની વાતો શીખવે અને શરઈ અહકામથી તેમને વાકિફ કરે. પોતાનું ખાણું સાથે લઇ જાય અને તેજ ખાય

દીનથી નાવાકિફ લોકોનું ખાણું નહી ખાય. કારણ કે સંભવ છે કે તે શંકાસ્પદ હોય. આજુબાજુમાં એક આલિમ પહોંચી જશે તો બીજા લોકોના માથેથી જવાબદારી ઉતરી જશે. નહીં તો આલિમ, ગૈર આલિમ બધાના ઉપર વબાલ રહેશે. આલિમના ઉપર તો એટલા માટે કે તેમણે બહાર નિકળી નાવાકિફોને દીનની તઅલીમ નહીં આપી. અને ગૈર આલિમના ઉપર એટલા માટે કે દીન શીખવામાં સુસ્તી અને બેદરકારી બતાવી. આમ લોકો જેઓ નમાઝની શર્તો જાણે છે તેમના માટે ઝરૂરી છે કે નાવાકિફને શીખવે. નહીં તો તેઓ પણ ગુનેહગાર થશે. સૌ કોઇ જાણે છે કે માણસ શરીઅતનો આલિમ બની પૈદા થતો નથી. તબ્લીગ ઇલ્મવાળા ઉપર વાજીબ છે. જેણે નમાઝનો એક મસ્અલો પણ શીખ્યો છે. તેના માટે ઝરૂરી છે કે બીજાને શીખવે. એમાં શંકા નથી કે ઇલ્મવાળાઓ વધુ ગુનેહગાર બનશે કારણ કે તેઓ જાણકાર છે. નાવાકિફોને શીખવવા મોટે ભાગે તેમને ફુરસત હોય છે. તેઓ એ ખિદમતને સારી રીતે બજાવી શકે છે. બીજા કારોબારી લોકો ખેડુતો, દુકાનદારો વિગેરે જો એ બધા પોતાના કામો છોડીને તબ્લીગના કામમાં લાગી જશે તો ધંધો વેપાર બંધ પડી જશે. અને આર્થિક અરાજકતા વ્યાપી જશે જેને સંભાળવાના તેઓ જવાબદાર છે. આર્થિક સુધારણા પણ ઝરૂરી વસ્તુ છે. આલિમની શાન અને તેનું કાર્ય જ એ છે કે જે કંઇ તેને આપ (સલ.)થી પહોંચ્યું હોય તેને બીજા સુધી પહોંચાડે કારણ કે આલિમો જ નબીયોના વારસદારો છે. (અહયાઉલ ઉલુમ ભાગ-૨ પાનું-૩૩૬)

બાળકોની સંખ્યા વધારે હોય અને ઉસ્તાદો ઓછા હોય તો ઉસ્તાદો વધારવામાં આવે. મદ્રસાની ઇમારત માટે પુષ્કળ પૈસા ખર્ચ કરવામાં આવે છે. જો કે ઈમારત મૂળ મકસદ નથી. મૂળ મકસદ તઅલીમ છે તો પછી ઉસ્તાદો વધારવામાં અને તેમના પગાર બાબત શા માટે કસર કરવામાં આવે છે? સારાંશ કે તઅલીમી કામ સાથે તબ્લીગી કામ પણ ચાલુ રાખવું જરૂરી છે. દીની સંસ્થા તબ્લીગી કામની જવાબદારીમાંથી મુકત રહી શકે નહીં. માટે તઅલીમી કામ સાથે તબ્લીગી કામમાં પણ ભાગ લેવો જોઈએ. અને મુદર્રિસોને ચાલુ પગારે તબ્લીગી કામ માટે નિકળવાની પરવાનગી અને સગવડ કરી આપવી જોઈએ. એક-બે ઉસ્તાદ વધારાના હોય જેઓ તબ્લીગમાં જનાર ઉસ્તાદોનું કામ સંભાળી લે. જેથી બાળકોની દીની તઅલીમ ખલલથી મહફુઝ રહે.

શૈખુલ ઇસ્લામ મવ. મદની (રહ.) લખે છે :-મુજહો યે મઅલૂમ હુવા હે કે બઅઝ મિમ્બરાને શૂરાકો ઇન મુદર્રિસીનકી તન્ખાહોંકે જારી રખનેકે મુતઅલ્લિક એઅ-તેરાઝાત ઓર શુબહાત હે. મુસલમાનોકે ઇદારાતે તઅલીમિય્યહ સિર્ફ તઅલીમી ખિદમાત અંજામ દેનેકે લિએ નહીં બનાએ ગએ બલ્કે મુસલમાનોકી મઝહબી ઓર દીની ઓર દુસરી ઝરૂરી ખિદમત ભી ઉનકે ફરાઇઝમેસે હે યહી વજહ હે કે જંગે રૂમ વ રૂસકે ઝમાનેમેં હઝરત નાનોત્વી કદ્દસલ્લાહુ સિર્રહુલ અઝીઝને દૌરે કિયે ઓર એક અઝીમુશ્શાન મિકદાર ચંદેકી જમા કરકે તુર્કીકો ભેજી. ઇસ ઝમાનેમે દારૂલ ઉલૂમ દેવબંદમે તઅત્તુલ રહા (તઅલીમ બંધ રહી) ઓર તન-ખાહેં દી ગઇ.

શુધ્ધિ ઓર સંગઠન વગયરહકી નહુસતોંકે ઝમાનેમેં મલેકાના રજપુતોં વગયરહકે ઇલાકેમે મુદર્રિસીન ઓર ઉલમાકે વુફુદ ભેજે ગએ ઓર ઉનકી તન્ખાહેં જારી રખ્ખી ગઇ. ઐસે અવકાતમે કામ કરનેવાલે, હિસ્સા લેને વ હે યહી મુદ-ર્રિસીન ઓર ઉલમા હુએ ઓર હો સકતે હેં અગર ઉનકે અહલો અયાલકી ખબરગીરી બંદ હો જાએ તો યકીનન ઇસ્લામ ઓર મુસલમાનોકે લિએ બહુત નુકસાન ઓર મસાઇબકા સામના હો જાએગા. મઝહબી જલસોં ઓર મુનાઝરાતે મઝહબિય્યહકે ઇજલાસો વગયરહમે ઉલમા ઓર મુદર્રિસીનકા શરીક હોના, તદરીસી ખિદમાતકો મુઅત્તલ કરના ન સિર્ફ આજ બલ્કે અસ્લાફે કિરામકે અહદે માઝિયહસે ચલા આતા હે....પસ જો લોગ ભી ઇસમેં હિસ્સા લે રહે હેં. વો કિસી ઇદારએ ઇલ્મિય્યહકે મકાસિદકે અલાવહ કિસી દુસરે મકસદમેં હિસ્સા નહી લે રહે હેં. (મકતૂબાતે શૈખુલ ઇસ્લામ જીલ્દ-૧ સફા નંબર ૩૫૨-૩૫૬ મકતૂબ નંબર ૧૨૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## આપ (સલ.)ની પસંદીદહ ત્રણ વસ્તુઓ

**(૫૫૯) સવાલ** :-આપ (સલ.)ને ત્રણ વસ્તુ ઘણી પસંદ હતી. (૧) ખુશ્બુ (૨) ઔરત (૩) નમાઝ, એનું શું કારણ ?

**જવાબ** :-ખુશ્બુ દિલ-દિમાગને શકિત આપે છે. અને બુદ્ધિને વિકસાવે છે અને બુદ્ધિ દીનને કાયમ રાખી શકે છે. એટલા માટે ખુશ્બૂ મહબૂબ હતી અને ઔરતો મર્દો માટે બાઇસે ઇફ્ફત છે અને ગુનાહથી હિફાઝત કરનારી છે તથા ઉમ્મતમાં વધારો હોવાનો ઝરીઓ છે એટલા માટે ઔરતો મહબૂબ પ્રિય છે.

અને નમાઝ ઈસ્લામની બુન્યાદ છે. તેમજ નમાઝમાં પરવરદિગારે આલમના દરબારમાં હાજરી હોય છે. (શહેં મુહઝ્ઝબ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અલાકુર્કાન અને એક હદીસનો મફહુમ

(૫૬૦) સવાલ :-એક સાહેબે ફતાવા રહીમિય્યહ વિષે રિવ્યુ લખતાં જણાવ્યું છે કે ભાગ-૨ પાનું ૨૪માં અબુદાઉદની એક હદીસમાં બે જગ્યાએ "અલા હર્કિન" શબ્દનો તર્જુમો ચિત લેટવાનો કરવામાં આવ્યો છે તે સહીહ નથી કરવટે લેટવાનો તર્જુમો હોવો જોઈએ એ વિષે આપના ખુલાસાની જરૂરત છે.

જવાબ :- મઝકુર હદીસમાં 'અલા હર્કિન' શબ્દનો મફહુમ અને મુરાદ ચિત લેટવાનો છે. કરવટે લેટવાનો નથી. અબૂદાઉદમાં બન્ને જગ્યાએ બયન-સ્સુતુર ચિત લેટવાની ચોખવટ કરી છે- 'અય તર્કિન યઅની મુજામિઉન અલા તર્કિન વાહિદિન હિય હાલતુલ ઈસ્તિલ્કાઅ' (ચિત લેટવું) અને અબુદાઉદ શરીફની મુસ્તનદ અને મશહુર શહેં 'બઝલુલ મજહુદ'માં પણ ચિત લેટવાની તશરીહ કરવામાં આવી છે 'અય અલા હયઅતિન વાહિદતિન વહિયલ ઈસ્તિલ્કાઅ (ચિત લેટવાની હાલત) (ભાગ-૩ પાનું ૫૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હાફિઝ થનાર છોકરી બાલિગ થઈ જાય તો ?

(૫૬૧) સવાલ :-એક છોકરીએ કુર્આન હિફ્ઝ કરવાનું શરૂ કર્યું. કુર્આન હાફિઝ થતાં થતાં એ છોકરી બાલિગ થઈ ગઈ તો હવે માસિકના દિવસોમાં એને શું કરવું કે જેથી પોતાની કલાસમાં બીજા છોકરા, છોકરીઓને એની જાણ ન થાય અને છોકરીને શરમ આવતાં અડધેથી કુર્આન પડતું ન મુકે અને છોકરીમાં પુરૂં કરવાની હિમ્મત પણ હોય તો એના માટે યોગ્ય માર્ગદર્શન આપવા મહેરબાની કરશો.

જવાબ :-જ્યારે છોકરી લાયક અને બાલિગ થઈ ગઈ છે. તો એને એવા મદ્રસામાં મોકલવું જાઈઝ નથી જ્યાં છોકરાઓ પઢતા હોય અને મર્દ પઢાવતા હોય એના માટે પઢાઈનો બંદોબસ્ત ઘરમાં હોવો જોઇએ. પઢવાનું ચાલુ રાખે. પડતું ન મુકે પઢાવનાર મહરમ હોય અથવા ઓરત હોય. ગૈર મહરમ પાસે પઢવું-પઢાવવું જાઇઝ નથી. માસિકના દિવસોમાં કુર્આન શરીફ પઢવું મના છે. માંટે સબક બંધ રાખે. ફકત ખુદાપાક વધું જાણનાર છે.

## આસ્માની કિતાબોની ભાષા

**(૫૬૨) સવાલ** :-તવરૈત અને ઈન્જીલ કઇ ભાષામાં હતી ?

**જવાબ** :-આસ્માનની બધી કિતાબોં અરબી ભાષામાં નાઝિલ થઇ છે. પણ સાહિબે કિતાબ (જેના ઉપર કિતાબ નાઝિલ થઇ તે) પોતાની કૌમની ઝુબાનમાં તર્જુમો કરી લેતા હતા માટે તવરૈત ઇબરાની ભાષામાં હતી. અને ઇન્જીલ સુરયાની ભાષામાં (યવાકીતુલ જવાહિર ભાગ-૧ પાનું ૯૪ કર્તા શેખ અબ્દુલ વહ્હાબ શઅરાની) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ધરતીકંપ થવાનું કારણ શું ?

**(૫૬૩) સવાલ** :-ઝલઝલો (ધરતીકંપ) થવાનું શું કારણ છે ? શરઇ દૃષ્ટિએ સમજાવશો.

**જવાબ** :-ખુદાપાકે ઝમીનની અંદર રગો (નસો) બનાવી છે અને તે નસો ફરિશ્તાઓના હાથોમાં આપી છે. (જેને ઘોડાની લગામ જેમ પકડી રાખી છે.) જ્યારે કોઇ જગ્યામાં ગુનાહોનો બોજ વધી જાય છે. તો ખુદાપાક તે જગ્યાની રગ ખેંચવાનો હુકમ આપે છે. જેનાથી (રગો ખેંચવાથી) ઝમીન હલી જાય છે

આપ (સલ.)ના મુબારક ઝમાનામાં પણ ઝલઝલો થયો હતો. આપે સહાબહ (રદી.) તરફ મુતવજ્જેહ થઇ ફરમાવ્યું તમારો પરવરદિગાર તમારાથી તૌબહ ચાહે છે. તમો તૌબહ કરો. આ હદીસથી જણાય છે કે બંદાઓના ગુનાહના કારણે ઝલઝલો થાય છે અને તૌબહ કરવાથી નજાત મળી શકે છે. હઝરત ઉમરે ફારૂક (રદી.)ના મુબારક સમયમાં પણ ઝલઝલો થયો હતો. આપે લોકોને સંબોધી ફરમાવ્યું કે ઝલઝલો હોવાનું કારણ એ છે કે તમોએ કોઇ નવો ગુનોહ કર્યો છે. હું કસમ ખાઇને કહું છું કે અગર ફરી વાર ઝલઝલો થયો તો તમારી સાથે હું અહીંયા નહીં રહીશ. હઝરત આયશા (રદી.)થી ઝલઝલા વિષે પુછવામાં આવ્યું તો હઝરત આયશા (રદી.)એ ફર્માવ્યું કે જ્યારે લોકો ઝિના-કારીને મબાહ, જાઇઝ ફેઅલ સમજીને કરવા લાગે અને શરાબ પીવાનો રિવાજ થઇ જાય અને ઢોલક, સારંગી (વાજા-ગાજા) વગાડવા લાગે ત્યારે ખુદાપાકને ગૈરત આવે છે અને ઝમીનને હુકમ આપે છે કે એઓને (તમ્બીહ કરવા માટે) ઝરા હલાવી નાંખ અગર તૌબહ કરી લે અને ગુનાહોથી બાઝ આવી જાય તો ઠીક, નહી તો એઓના ઉપર ઇમારતો તોડી પાડવામાં આવે અને પુછવામાં

આવ્યું કે ઝલઝલો અઝાબ અને સઝાના તોર પર હોય છે ? ફરમાવ્યું કે અહલે ઇમાન અને નેક લોકોના હકમાં રહમત અને નસીહત (તમ્બીહ) છે અને કાફિરો નાફરમાનો માટે અઝાબ, સઝા અને ગઝબરૂપ છે.

હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)એ ખલીફા હોવાની હૈસિયતથી મુલ્કોમાં એક હુકમનામું લખી મોકલ્યું કે આ ઝલઝલો એવી ચીઝ છે કે ખુદાપાક એમાથી પોતાના બંદાઓ ઉપર પોતાનો ઇતાબ ઝાહિર કરી તેમનાથી તવબહ કરવાનો મુતાબલો ફરમાવે છે એ સમયે સાચા દિલથી તોબહ કરવી જોઇએ. બુરા કામો છોડી દેવા જોઇએ. ખેર-ખેરાતમાં અને મકરૂહ ટાઇમ ન હોય તો નફલ નમાઝ પઢવામાં મશગુલ થઇ જવું જોઇએ. હઝરત આદમ (અલ.)ની દુઆ 'રબ્બના ઝલમના અન્ફુસના વઇલ્લમ તગફિર લના વર્તહમ્ના લનકુનન્ન મિનલ ખાસિરીન અને હઝરત નુહ (અલ.)ની દુઆ 'વઇલ્લમ તગફિલી વતર્હમ્ની અકુમ મિનલ ખાસિરીન' અને હઝરત યુનુસ (અલ.)ની દુઆ 'લાઇલાહ ઇલ્લા અન્ત સુબ્હાનક ઇન્ની કુન્તુ મિનઝ ઝાલિમીન' વિગેરે પઢતા થઇ જવું જોઇએ.

નોટ :-વધુ તફસીલ માટે જુઓ "અખબારે ઝલઝલહ" કર્તા હઝરત થાનવી (રહ.) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## માનવીનું ચંદ્ર ઉપર જવું

((૫૬૪) સવાલ :-અમેરિકાના અવકાશ યાત્રિઓ ચંદ્ર ઉપર ગયા અને ત્યાંથી રેતી અને પથ્થર લાવ્યા છે તો પુછવાનું એ છે કે ઇસ્લામી દ્રષ્ટિએ આ શક્ય છે કે કેમ ? વિગતવાર જણાવવા મહેરબાની કરશો.

જવાબ :-હા, ચંદ્ર ઉપર માનવીનું પહોંચવું શક્ય છે. ઇસ્લામી તાલીમ વિરૂદ્ધ નથી માટે અમેરિકાના અવકાશ યાત્રિઓ ચંદ્ર ઉપર ગયા એ માનવામાં બાધ નથી ચંદ્ર ઉપર ખુદાની એક મખ્લુક છે. ચંદ્ર ઉપર જવાની તાકત અને સમજશકિત પણ ખુદાપાકે જ એમને આપી છે. એ પણ ખુદાપાકનો એક કરિશ્મો છે શયતાન મર્દુદને ખુદાએ એનાથી પણ વધુ તાકત આપી છે. ક્ષણ માત્રમાં કયાંથી કયાં પહોંચી જાય છે. આસ્માન સુધી પહોંચવાની તાકત ખુદાએ એને આપી છે તેમજ દજ્જાલને પણ ખુદાપાક હૈરતનાક તાકત અર્પણ કરશે જે એક મહાન બુઝુર્ગના બે ટુકડા કરી જીવતા કરી બતાવશે અને સેંકડો

વર્ષ પહેલાંના મૃત્યુ પામેલા મુર્દાને જીવંત કરી તેની સાથે વાતો કરશે. વરસાદ વરસાવશે. ખેતી પકવશે. થોડાક જ સમયમાં દુનિયાનો પ્રવાસ કરશે અને તેની સાથે તેની પોતાની જન્નત અને દોઝખ પણ હશે પોતાના માનનારાઓને જન્નતમાં અને નહીં માનનારાઓને દોઝખમાં દાખલ કરશે.

હઝરત સુલેમાન (અલ) હવાઈ સફર કરતા હતા હુદહુદ જાનવર અતિદુર અંતરની ગૃપ્ત જગ્યાઓની ખબર લાવતું હતું. કૌમે સબા અને બિલ્કીસ રાણી અને તેના મુલ્યવાન શાહી તખ્તની બાતમી મેળવી હતી અને હઝરત સુલેમાન (અલ.)નો એક-એક દરબારી જેને કિતાબે ઈલાહીનો ઈલ્મ હતો ઇસ્મે અ'ઝમ જાણતો હતો. હઝરત સુલેમાન (અલ.)ના હુકમથી તેમની પલક ઝપકવા પહેલાં બિલકીસનો અઝીમુશ્શાન શાહી તખ્ત લાવી હાઝિર કરી દીધો હતો. (જુઓ કુર્આને હકીમ સુરએ નમલ)

અગર અમેરિકાના અવકાશ યાત્રિઓ ચંદ્ર ઉપર જઇ માટી પથ્થર લાવ્યા છે તો એમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી કેમકે આવા કાર્યો તો જાનવરો (હુદહુદ) વિગેરે પણ કરી ચુક્યા છે. ખુદાના તરફથી જેને જેવી તૌફીક મળે છે તેવા કાર્યો કરે છે.

'કુર્આન'માં છે :-મન કાન યુરીદુ હ'સલ આખિરતિ નઝિદ લહુ ફી હ'સિહી, વમન કાન યુરીદુ હ'સદદુન્યા નુ'તિહી મિન્હા વમા લહુ ફિલ આખિરતિ મિન નસીબ.

**અર્થાત** :-જે માણુસ (ઈમાનદાર) આખિરતની ખેતી (સવાબ)નો ખ્વાહિશમંદ હોય તો હમો તેને તેની ખેતી (આખિરતની નેઅમતો)માં તરક્કી આપીશું. અને જે માણુસ (દુનિયાનો બંદો) દુનિયાની ખેતી-(તરક્કી-એશ, આરામ)નો ખ્વાહિશમંદ હોય તો હમો તેને તેમાંથી કાંઈક આપીશું. અને આખિરતની (નેઅમતો)માં તેનો કાંઇ હિસ્સો રહેશે નહીં (સુરએ શુરા)

ઘણાં લોકોનું માનવું છે કે ચંદ્ર આસ્માનની ઉપર છે અને ત્યાં ફરિશ્તાઓનો પેહરો છે. દલીલમાં કુર્આન શરીફની આયતો પેશ કરવામાં આવે છે.

(૧) તબારકલ્લઝી જઅલ ફીસ્સમાઇ બુરૂજંવ વજઅલ ફીહા સીરાજંવ વકમરમં મુનીરા.

**અર્થાત** :–જે ઝાત બહુ આલીશાન છે જેણે આસ્માનમાં મોટા-મોટા સિતારા બનાવ્યા અને તેમાં એક ચિરાગ (સુરજ) અને નુરાની ચાંદ બનાવ્યો (સુરએ ફુર્કાન)

(૨) વજઅલલ કમર ફીહિન્ન નુરવં વજઅલશ્શંમ્સ સિરાજા.

**અર્થાત** :–અને ખુદાપાકે આસ્માનોમાં નુરાની ચાંદ બનાવ્યો અને સુરજને ચિરાગ બનાવ્યો (સુરએ નુહ)

મઝકુર બન્ને આયતોમાં છે કે ખુદાપાકે ચંદ્ર-સુર્ય વિગેરેને આસ્માનમાં બનાવ્યા છે.

જવાબ એ છે કે બેશક ચંદ્ર વિગેરે આસ્માનમાં છે પરંતુ આસ્માનથી પહેરાવાળુ હકીકી આસ્માન મુરાદ છે એના ઉપર કોઇ શરઇ અને સરીહ દલીલ કાઇમ નથી. (આસ્માન)નો મફહુમ ઘણો વિશાળ છે. અરબીમાં દરેક તે વસ્તુને જે બુલંદી ઉપર હોય "સમાઅ" (આસ્માન) કહેવામાં આવે છે. (તફસીરે બૈઝાવી–૨૬)

ઇમામ રાગિબની 'મુફરદાતુલ કુર્આન'માં છે :–હર એક શયકે બાલાઇ હિસ્સેકુ "સમાઅ" (આસ્માન) કહા જાતા હૈ. (૪૪૨)

કુર્આનની ઝબાન અને ઇસ્તેલાહમાં 'સમાઅ' (આસ્માન)નો ઈત્લાક આસ્માનથી નીચેની 'ફિઝા' (ખલા) અને સહાબ (વાદળાં ઉપર પણ હોય છે.

'કુર્આન'માં છે :–વઅન્ઝલ મિનસ્સમાઈ માઅન.

**અર્થાત** :–અને ખુદાપાકે વર્ષાવ્યું આસ્માનથી પાણી (સુરએ બકરહ)

વઅન્ઝલના મિનસ્સમાઇ માઅન તહુરા.

**અર્થાત** :–હમોએ આસ્માનથી પાક પાણી વરસાવ્યું (સુરએ ફુર્કાન)

હાલાંકે ઝાહિરમાં વરસાદનું પાણી વાદળોમાંથી ઝમીન પર વરસે છે જેમકે 'કુર્આન'માં છે 'વઅન્ઝલના મિનલ મુઅસિરાતિ માઅન સજ્જાજા'

**અર્થાત** :–અને હમોએ પાણી ભરેલા વાદળોથી પુષ્કળ પાણી વરસાવ્યું (સુરએ નબા)

છતાં પણ આસ્માનથી વરસે છે. એમ કહેવામાં આવ્યું (કારણ કે આસ્માનના નીચેના ભાગો ફિઝા, ખલા, ઉફુક, વાદળાં વિગેરે પણ આસ્માનના હુકમમાં છે. એવી જ રીતે ચંદ્ર પણ આસ્માનના નીચે ફિઝામાં મુઅલ્લક હોવાના લીધે તેની નિસ્બત આસ્માનની સાથે કરવામાં આવી હોય.

'તફસીરે હક્કાની'માં છે કે "અસ્સમાઅ" આસ્માન, ચંદ મઆનીમે મુસ્તઅમલ હોતા હે ઉફુકકો ભી, 'સમાઅ' કેહતે હેં બાદલ કો ભી 'સમાઅ' કેહતે હેં ઓર આસ્માનકો ભી, અસલમે સમાઅકા ઇત્લાક ઉપરવાલી ચીઝ પર હોતા હે ખ્વાહ વો બાદલ હો, ખ્વાહ આસ્માન, ઇસ જગહ (વ અન્ઝલના મિનસ્સમાઇ માઅન) બાદલ મુરાદ હે ક્યું કે બારિશ વહીંસે નાઝિલ હોતી હે. ઓર આસ્માન મુરાદ હોના ભી મુમકિન હે (ભાગ-૧ પાનું-૮૯)

જદીદ સાયન્સની તહકીક એ છે કે ચંદ્ર અને સિતારા વિગેરે આસ્માનની નીચે છે ઉપર નથી એની તાઇદ હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયતથી થાય છે. ફરમાવે છે. ઇન્નન નુજૂમ કનાદીલુ મુઅલ્લકતુન બયનસ્સમાઇ વલ અર્ઝિ.

બેશક ! સિતારા આસ્માન અને ઝમીન દરમિયાન નુરી ઝન્જીરો (સાંકળો) ના ઝરીએ મુઅલ્લક (લટકેલા) છે અને એ ઝન્જીરો નુરી ફરિશ્તાઓના હાથમાં છે. (રૂહુલ મઆની ભાગ-૩૦ પાનું-૫૦)

મઝકૂર રિવાયતને નકલ કરી સાહિબે રૂહુલ મઆની અલ્લામહ આલુસી બગદાદી (રહ.) લખે છે કે :-ઝાહિર એ છે કે સિતારા વિગેરે આસ્માનની અંદર જોડાએલા નથી જેમકે કદીમ ફલસફીઓનું માનવું છે બલ્કે ફિઝામાં મુઅલ્લક છે. અને એનાથી જદીદ અહલે સાયન્સની તાઇદ થાય છે. જેઓનું માનવું છે કે સિતારા વિગેરે કશીશની તાકત (ઝોર)ના ઝરીએ મુઅલ્લક (લટકેલા) છે. તફસીરે રૂહુલ મઆની ભાગ ૩૦ પાનું ૫૦)

અને હઝરત મવલાના મુહંમદ કાસિમ નાનોત્વી (રહ.) વરસો પહેલાં લખી ગયા છે કે :-અગર તમામ કવાકિબકુ આસ્માનસે વરે (ઇધર) માનિયે ઓર આફતા.. મરકઝે આલમ પર તજવીઝ કિજયે ઓર આસ્માનસે વરે વરે ઝમીન વગેરહકા ઇસ- ગિર્દા ગિર્દ મુતહર્રિક હોના તજવીઝ કિજયે તો ઉનકા (અહલે ઇસ્લામકા) કુછ ..કસાન નહીં ન ઇનકી શાય વ મઝહબમે કુછ ખલલ આ સકતા હે (હુજજતુલ ઇસ્લામ)

અને હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.) લખે છે કે અહલે ઇસ્લામમાંથી અમુકની તહકીક એ છે કે _

આફતાબ ઓર સિ..રે આસ્માનમે ગડ્હે હુએ નહી હેં બલ્કે વો ખલામે

કાઇમ હે ઔર ઉસ ખલામે જો ઉનકા મદારે હરકત હે વોહી ઉનકા ફલક હે (તકમીલુલ યકીન પાનું-૨૧૧)

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે 'ફલક' સમાઅ (આસ્માન) છે અને જમહુરની રાય એ છે કે આસ્માનના નીચે મઝ્જે મકફૂફ (ઘેરાયેલી ફિઝા) ફલક છે અને તેના જ સુરજ-ચંદ્ર સિતારા, ચકકર લગાવી રેહયા છે- (તફસીરે મદારિક ભાગ-૨ પાનું ૨૨૧)

કુર્આનની અમુક આયતોથી પણ સમજી શકાય છે કે ચંદ્ર વિગેરે આસ્માનના નિચલા ભાગમાં છે-'સુરએ સાફફાત'માં છે-

ઇન્ના ઝય્યન્નસ્સમાઅદ્દુન્યા બિઝીનતિનિલ કવાકિબ.

**અર્થાત** :-બેશક હમોએ રોનક આપી છે નઝદીકના આસ્માનને સિતારાના ઝરીએ

અને 'સુરએ હામીમ સજદહ' તથા 'સુરએ મુલ્ક'માં છે કે.

વઝય્યન્નસ્સમાઅદ્દુન્યા બિમસાબીહ.

**અર્થાત** :-અને હમોએ કરીબના આસ્માનને ચિરાગોથી આરાસ્તા કર્યા છે

ઉપરોકત આયતોથી સાફ સમજી શકાય છે કે ચંદ્ર-સિતારા વિગેરે નિઝામે શમ્સી આસ્માનની આ તરફ છે.

વિજ્ઞાનની પ્રગતિથી મુસલમાનોએ ગભરાવું જોઇએ નહી હકને કદી આંચ આવી શકિત નથી. પરંતુ વિજ્ઞાન જેમ જેમ પ્રગતિ કરશે ઇસ્લામી દષ્ટિકોણ, મુઅજિઝાત, કરામાતનું સમર્થન અને પુષ્ટિ કરશે અને અકીદાઓમાં મજબુતી થતી જશે

તખ્તે સુલયમાનીનું હવામાં ઉડવું, હઝરત ઉમરે ફારૂક (રદી.)નું મસ્જીદે નબવીના મિમ્બર ઉપર ખુત્બો પઢતા પઢતા ઈરાક દેશમાં મુસલમાનોના લશ્કરના સરદાર "સારિયહ"ને 'યા સારિયતલ જબલ' પુકારી ચેતવણી આપવી અને ક્યામતના દિવસે માણસના અવયવોનું ગવાહી આપવું, ગુનાહોનો ઇકરાર અને ઇનકાર કરવો વિગેરે બાબતોને વિમાન, રોકેટ, વાયરલેસ, ટેલીફોન, ટેલીવીઝન, ગ્રામોફોન વિગેરેની શોધથી એક હદ સુધી પુષ્ટિ મળે છે.

(તબારકલ્લઝી બિયદિહિલ મુલ્કુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર)

આપ (સલ.)ની મિઅરાજ વિષે વિરોધીઓ દલીલ કરતા હતા કે હવાઇ તબકાના ઉપર જે અવકાશ (ખલા) છે તેમાં હવા ન હોવાના કારણે કોઇ જાનદાર

ચાંદ કોઇ આખિરી (છેવટની) મંઝીલ નથી. એ તો આલમે ઉલ્વી (ઉપરના જહાન)નો પ્રથમ કિનારો છે. એની આગળ સાત આસ્માનો છે. દરેક આસ્માન વચ્ચે ૫૦૦ વર્ષની મુસાફરીનું અંતર છે. અને સાત આસ્માનો ઉપર જન્નત છે. અને જન્નતના ૧૦૦ દરજા છે. દરેક દરજાનું દરમિયાની અંતર ૫૦૦ વર્ષની મુસાફરીનું છે એટલે ૫૦ હઝાર વર્ષની મસાફત થઇ. પછી તેના ઉપર અર્શે અઝીમ છે. (સુબ્હાનલ્લાહિલ અઝીમ)

સિતારા વિશે હઝરત કતાદહ (રદી.)નું બયાન છે કે :-

સિતારાને ખુદાપાકે ત્રણ ફાયદા માટે બનાવ્યા છે. -

(૧) આસ્માની આરાઈશ (શોભા માટે)

(૨) ગૈબની ખબરો સાંભળવાની કોશીશ કરનારા શયતાનોને મારી હાંકવા માટે

(૩) રાતના મુસાફિરોની રેહનુમાઈ માટે.

હવે જેણે આ ત્રણ ફાયદા સિવાય તેનાથી બીજા કામો લેવાની કોશિશ કરી તેણે ભુલ કરી. પોતાનો ટાઇમ બરબાદ કર્યો અને ફોગટમાં એવી કોશીશ કરી જેનો તેને ઇલ્મ નથી. (તઅલીકાતે બુખારી)

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અહદ અને સમદના મતલબ વિષે

(૫૬૫) સવાલ :- સુરએ ઈખ્લાસમાં લફ્ઝે 'અહદ' અને 'સમદ'નો શું મતલબ છે. ખુલાસો કરશો.

જવાબ :- 'અહદ' નો મતલબ એ છે કે અલ્લાહ તઆલા પોતાની ઝાત અને સિફાતમાં યકતા (એકલો) છે. કોઈ એનો ભાગીદાર કે એના જેવો નથી. એમાં એઓ ઉપર રદ છે જેઓ એકથી વધુને મઅબુદ અને પુજાના કાબિલ સમજે છે. 'સમદ' નો મતલબ એ છે કે અલ્લાહતઆલા બેનયાઝ અને બધાંથી બેપરવા છે. એ કોઇનો મોહતાજ નથી પણ બધાં એના મોહતાજ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## 'તવબતન નસુહા' થી શું મુરાદ છે ?

(૫૬૬) સવાલ :- કુર્આન મજીદમાં 'તવબતન નસુહા' આવ્યું છે. એનાથી શું મુરાદ છે ?

**જવાબ** :- 'તવબતન નસુહા' એટલે પાક સાફ દિલની ખાલિસ અને સાચી તૌબા, એવો પાકો ઇરાદો કરી લેવો કે હવે પછી આ ગુનોહ નહીં કરૂં.

હઝરત ઉમર ફારૂક (રદી.), હઝરત ઉબય ઇબ્ને કઅબ (રદી.) અને હઝરત મઆઝ (રદી.) ફર્માવે છે કે 'તવબતન નસુહા'નો મતલબ એ છે કે એવું નક્કી કરી લે કે એનું ફરીથી ગુનોહ કરવું એવુંજ મુશકિલ અને કઠણ છે. જેવું દુધનું ફરીથી આંચળમાં જવું કઠણ છે.

ખાલિસ સાચી તૌબાની ચાર શર્તો છે એમાંથી એકની પણ ખામી રહેશે તો તે ખાલિસ તૌબા નહીં ગણાય.

'મજાલિસુલ અબરાર' માં છે :- મોમિને તૌબા જરૂર કરવી જોઈએ. પરંતુ તૌબા માટે ચાર શર્તો છે. એમાંથી એક પણ ઓછી હશે તો તૌબહ ઠીક નહીં લેખાય. પહેલી શર્ત ગુઝરેલા ગુનાહો પર દિલથી શરમિન્દહ થવું અને શરમીંદગીથી મુરાદ એ છે કે પાછલા ગુનાહો પર રંજ અને સદમો હોય. દિલમાં દર્દ અને બેચૈની હોય અને પસ્તાવો હોય કે કાશ આ ગુનોહ ન કર્યો હોત ! બીજી શર્ત ગુનાહોનું તરત જ છોડી દેવું, ત્રીજી શર્ત એનો પાકો ઇરાદો કરવો કે ભવિષ્યમાં કદાપી એવું કરીશ નહીં. ચોથી શર્ત એ છે કે આ બધું ખુદાના ખોફથી હોય બીજા કોઇ કારણથી ન હોય, (મજાલિસુલ અબરાર પાનું ૩૮૩ મજલિસ ૬૬)

દિલમાં ગુનાહનો ઇરાદો અને ઝબાનથી તૌબા, તૌબા, એ કાંઇ તૌબા નથી બલ્કે ખુદાની સાથે એક કિસમની મઝાક છે.

સબહ દર કફ તૌબા બર લબ દિલ પુર અઝ ઝોકે ગુનાહ
મઅસિયત રા ખંદહ મી આયદ બર ઇસ્તિગફારે મા

**અર્થાત** :- હાથમાં તસ્બીહ, ઝબાન પર તૌબહ અને દિલ ગુનાહના ખ્યાલથી ભરપુર, એવી તૌબા પર ગુનાહને પણ હંસી આવે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગુનાહ કર્યા બાદ તૌબા કરવાથી ગુનાહ માફ થઇ જશે ?

(૫૬૭) **સવાલ** :-ગુનેહગારના તૌબા કરવાથી ગુનાહ માફ થઇ જશે કે નહીં ? તૌબા કર્યા બાદ એને ગુનેહગાર કહેવું કેવું છે ?

**જવાબ** :-પશ્ચિમ તરફથી સુર્ય નિકળવા પહેલાં અને નઝઅની હાલત પહેલાં ગુનેહગાર સાચા દિલથી તૌબા કરશે તો ખુદાપાક પોતાના ફઝલો કરમથી

એના તે ગુનાહ જેનાથી એણે તૌબા કરી છે, માફ કરી દેશે. ખુદાવંદે પોતાના આખિરી નબી (સલ.)ના મારફત એલાન ફરમાવ્યું છે :-

'યા ઇબાદિયલ્લઝીન અસ્રફુ અલા અન્ફુસિહિમ લા તક્નતૂ મિન રહમતિલ્લાહ, ઈન્નલ્લાહ યગફિરૂઝ ઝુનુબ જમીઆ, ઇન્નહુ હુવલ ગફુરૂંરહીમ.

**અર્થાત** :-અય મારા બંદાઓ જેઓએ પોતાની જાનો ઉપર ઝયાદતી કીધી છે. તમો અલ્લાહની રહમતથી નાઉમ્મીદ ન થાઓ બેશક ! અલ્લાહતઆલા સર્વે ગુનાહોને માફ કરી આપશે. ખરેખર તે મોટો બખ્શવાવાળો, રહમવાળો છે. (સુરએ ઝુમર રૂકુઅ- ૬ પારો ૨૪)

હદીસે કુદસીમાં છે કે ખુદાવંદે ફર્માવ્યું 'અય ઇબ્ને આદમ ! અગર તારા ગુનાહ આસ્માનના કિનારા સુધી પહોંચી જવા પછી પણ તુ મારાથી મગફિરત માંગે તો હું તને માફ કરી દઇશ. (મિશકાત-૧૦૪)

પરંતુ સંપુર્ણ તૌબા માટે એ પણ જરૂરી છે કે જે નમાઝો અને રોઝા ફોત થયા છે તેની કઝા કરે જે કફ્ફારો લાગુ પડયો હોય તેને અદા કરે. એ જ પ્રમાણે બંદાઓના હક જે એના સિરે હોય તેને અદા કરે જેનો જે કંઈ હક હોય તે તેને અદા કરે અથવા માફ કરાવે. અગર અસલ હકદાર ન મળે તો એના વારિસોને પહોંચાડી આપે. તે પણ ન હોય તો હકદારની તરફથી એ નિય્યતે ખેરાત કરી આપે કે અલ્લાહતઆલાને ત્યાં અમાનત રહે અને કયામતના દિવસે હકદારોને મળી જાય. જો ગરીબાઇના કારણે હક અદા ન કરી શકે તો એને જોઈએ કે નેકીઓ વધુ કરે અને જેના પર એણે ઝુલ્મ કર્યો હતો તેના માટે મગફિરતની દુઆ કરે. ઉમ્મીદ છે કે કયામતના દિવસે અલ્લાહતઆલા હકદારોને રાજી કરી આપશે.

'મજાલિસુલ અબરાર'માં છે કે માણસને જોઇએ કે તૌબામાં જલ્દી કરે. અને તૌબાના ભરોસે ગુનાહ પર જુરઅત ન કરે. શકય છે કે તૌબા નસીબ ન થાય. અથવા નસીબ થાય પણ ખાલિસ દીલથી ન થાય. હઝરત યહયા ઇબ્ને મઆઝ (રહ.)એ ફર્માવ્યું કે મારા નઝદીક સૌથી મોટો ધોકો એ છે કે ગુનાહ વધતા ચાલ્યા જાય. અને તેના પર શર્મીન્દગી અને પસ્તાવો ન થાય છતાં પણ માફીની ઉમ્મીદ રાખે ખરેખર ! જે ગુનેહગાર તૌબા કરવા ચાહે તે એ અકીદો રાખે કે અલ્લાહતઆલા 'ગફ્ફાર' અને 'અરહમુર્રાહિમીન' છે' બધા ગુનાહો માફ કરી શકે છે.

અને જરૂર માફ કરશે. એને કોઇ રોકી-ટોકી શકતું નથી. (પાનું-૩૮૪ મજલિસ-૬૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મય્યતથી સવાલ કઇ ભાષામાં થશે ?

**(૫૬૮) સવાલ** :-કબરમાં મય્યતથી સવાલ કઈ ભાષામાં થાય છે ? અરબીમાં કેમય્યતની જે ભાષા હોય તેમાં ? ખુલાસો કરશો.

**જવાબ** :-બિઅવનિલ્લાહિ તઆલા ! અમુકનું કહેવું છે કે સવાલ સુરયાની ભાષામાં થાય છે. પરંતુ અલ્લામહ ઈબ્ને હજર (રહ.)ની તહકીક એ છે કે ઝાહિર હદીસમાં છે કે સવાલ અરબીમાં થાય છે. અને એ પણ એહતેમાલ છે કે દરેકથી તેની ભાષામાં સવાલ કરવામાં આવે. (શહુંસ્સુદૂર બિશર્હિ હાલિલ મવતા વલ કુબુર પાનું ૫૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુર્આન શરીફની તરતીબના વિરૂદ્ધ બાળકોને સુરતો પઢાવવું કેવું છે ?

**(૫૬૯) સવાલ** :- શું ફર્માવે છે ઉલ્માએ કિરામ નીચેના મસ્અલામાં કે નાના મદ્રેસાઓ (મકતબ)માં બાળકોને પારએ અમ્મ તરતીબથી ખિલાફ પઢાવવામાં આવે છે. શું આ તરીકો મકરૂહ નથી ? જણાવશો.

**જવાબ** :-પુછેલી સુરતમાં એક વખતમાં પુરા સિપારાની તિલાવત થતી નથી અને એ રીતે પઢાવવાનો હેતુ પણ તિલાવત નથી. પઢવું અને સિખવું મકસદ છે. અને એ રીતે પઢાવવામાં બાળકો માટે સહુલત છે. એટલા માટે બુઝુર્ગોએ એ તરીકો અપનાવ્યો છે. એમાં કરાહત નથી. (મજમએ બિહારિલ અન્વાર ભાગ-૨ પાનું ૨૮૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.



# તહારત

## દાંતો ઉપર સોના-ચાંદીની ખોલ અને વુઝુ-ગુસલનો હુકમ

(૫૭૦) સવાલ :-દાંતોની અંદર સુરાખ થવાથી ખોરાકના રેશા દાખલ થઇ તકલીફ અને દર્દનો સબબ બને છે. એનાથી બચવા માટે ડોકટરોએ એક ઇલાજ તજવીઝ કર્યો છે કે સોનું અથવા ચાંદી, શીશું યા સીમેન્ટ વિગેરેથી એ સુરાખોને પુરી દેવામાં આવે જેથી ખોરાકના રેશા દાખલ ન થાય પુછવાનું એ કે સુરાખોને બંધ કરવામાં શક રહે છે કે જનાબતના ગુસલમાં ગર-ગરહ વખતે પાણી સુરાખોમાં નથી જતું એનાથી જનાબતના ગુસલમાં ખલલ આવશે કે નહી?

જવાબ :-જ્યારે કે ઈલાજના લીધે દાંતોના સુરાખોમાં ચાંદી, સોનું કે શીશું અથવા સીમેન્ટ વિગેરે નાંખી એને બંધ અને પુર કરી દેવાય છે. તો તે નાંખેલી વસ્તુ બદનનો જુઝ (ભાગ) બની જાય છે. અને વુઝુ-ગુસલમાં એ વસ્તુને પાણી પહોચાડવું કાફી થઈ જાય છે. એના નીચે પાણી પહોંચાડવું જરૂરી નથી.

હદીસ અને ફિકહમાં સોના-ચાંદીના તારથી તુટેલા દાંતોને બાંધવા તેમજ ચાંદી-સોનાની નાક બનાવવાની ઇજાઝત મન્કુલ છે. ઝાહિર વાત છે કે તેના અંદરના ભાગમાં પાણી નહીં પહોંચશે.

"માલાબુદ્દ મિન્હુ"માં છે 'બસ્તન દન્દાને શિકસ્તહ બતારે નુકરહ જાઇઝ અસ્ત ન બતારે ઝર.' વ નિઝદે સાહિબૈન બતારે ઝર હમ જાઇઝસ્ત." (પાનું ૧૧૦) (દુરેં મુખ્તાર શામી સાથે ભાગ-૫ પાનું ૩૧૮ ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હોઝમાં માણુસ પડીને મરણ પામે તો પાણી પાક રહેશે કે નાપાક થઇ જશે?

(૫૭૧) સવાલ :-મસ્જીદની હોઝમાં એક મુસલ્લી પડી મરણ પામ્યો છે. માથામાં માર લાગવાથી લાશ કાઢયા પછી લોહી નિકળતું હતું કદાચ ઝાડો પેશાબ પણ થઇ ગયો હોય. પણ પાણીમાં કોઈ ચીઝનો અસર જણાતો નથી

તો હોઝને પાક સમજવી કે નાપાક ? અમુક લોકોનું કહેવું છે કે માણસ પાણીમાં પડી મરણ પામે તો પાણી નાપાક થઇ જાય છે અને બધું પાણી કાઢી નાંખવું જરૂરી થઇ જાય છે. તો ખુલાસો કરશો.

જવાબ :–પાણીમાં પડી મરણ પામવાથી પાણી નાપાક થવાનો હુકમ તે કુવાનો છે જે "દહ-દર-દહ" (૧૦ × ૧૦) અને જારી પાણીના હુકમમાં હોતો નથી. આ તો હોંઝ છે અને હોઝ તો "દહ-દર-દહ" હોય છે અને જારી પાણીના હુકમમાં છે. આવી હોઝમાં માણસ પડી મરણ પામે તો હોઝનું પાણી નાપાક થતું નથી. પાક જ રહે છે.

હદીસમાં છે :–"ઈન્નલ માઅ તહૂરૂન લા યુનજ્જિસુહૂ શયઉન"

અર્થાત :–(કસીર) પાણી પાક છે તેને કોઇ વસ્તુ નાપાક કરતી નથી (જયાં લગી નાપાકીના લીધે પાણીના અવસાફ, રંગ, બુ, મઝહમાંથી કોઇ વસ્ફ બદલાય ન જાય) (મિશકાત પાનું–૫૧)

અને "માલાબુદ્દ મિન્હુ" માં છે "આબે જારી વ આબે કસીર અઝ ઉફતાદને નજાસત દરઆં નજિસ ન શવદ મગર વકતે કે અઝ નજાસત રંગ યા મઝહ યા બૂ દરઆં ઝાહિર શવદ".

અર્થાત :– જારી પાણી જેમકે (નદીનું પાણી) અને કસીર પાણી (જેમકે દહ-દર-દહ હોઝ અને તળાવનું પાણી) નજાસત પડવાથી નાપાક થતું નથી. જ્યાં સુધી તેના રંગ યા બુ યા મઝહમાં નાપાકીનો અસર ઝાહિર નહીં થાય. કિંવા રંગ, બૂ, મઝહમાંથી કોઈ એક બદલાય નહીં જાય (પાનું–૨૧)

સારાંશકે જ્યારે પાણીમાં નાપાકીનો અસર જણાતો નથી. રંગ, બૂ, મઝહમાં ફર્ક આવ્યો નથી તો શંકા કરવાની જરૂરત નથી. ચારે મઝહબ હનફી, શાફેઈ, માલિકી, હંબલીનો ઇત્તિફાક છે કે મઝકુર હોઝ પાક છે. નાપાક હોવાના કોઈ પણ કાઈલ નથી. (રહમતુલ ઉમ્મહ ફી ઇખતિલાફિલ અઇમ્મહ પાનું–૬)

માટે હોઝને નાપાક સમજવું ખોટું અને દલીલ વગરનું છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## કઝાએ હાજતના સમયે કિબ્લા તરફ પીઠ કરવી પણ મના છે ?

સવાલ :– શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં કે એક માણસે પોતાના મકાનમાં નવું પાખાનું બનાવ્યું જેમાં હાજતના માટે બેસતી

વેળા કિબ્લા તરફ પીઠ થાય છે. ભાડુતનો ઈસરાર છે કે આ તરીકો ગલત છે એની બેસવાની દિશા બદલી નાંખો. તો ગુઝારિશ છે કે શરઅન અગર આ નાજાઈઝ છે તો શું જાઈઝની કોઇ સુરત હોય તો લખીને શુક્રિયહનો મોકો આપશો.

જવાબ :- ભાડુતનો ઇસરાર દુરૂસ્ત છે પાખાનાનું રૂખ બદલી દેવું જરૂરી છે. આંહઝરત (સલ.) નો ઈર્શાદ છે :- ઇઝા અતયતુમુલ ગાઇત ફલા તસ્તકબિલુલ કિબ્લત વલા તસ્તદબિરૂહા."

અર્થાત :- જ્યારે પાખાનામાં જાવ અને હાજત માટે બેસો તો કિબ્લા તરફ ન મોં કરો ન પીઠ. (બુખારી શરીફ-મુસ્લિમ શરીફ)

અને ફૂકહાએ કિરામ ફરમાવે છે. "વયુકરહુ તહરીમન ઇસ્તેકબાલુલ કિબ્લતિ વઇસ્તેદબારૂહા વલવ ફિલ બુન્યાનિ"

અર્થાત :- પેશાબ, પાખાના વખતે કિબ્લા તરફ મોંઢુ કરવું યા પીઠ કરવી મકરૂહે તહરીમી છે આબાદીથી બહાર હોય કે આબાદી અને ઈમારતની અંદર, (નુરૂલ ઈઝાહ પાનું-૩૦) (દુરેં મુખતાર શામી સાથે ભાગ-૧ પાનું ૩૧૬)

એટલા માટે જ્યાં સુધી રૂખ ન બદલવામાં આવે ત્યાં સુધી શકય હોય કિબ્લા તરફથી ફરીને બેસે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ચાલીસ દિવસથી ઓછી મુદૃતમાં નિફાસનું ખુન બંધ થઇ જાય તો ?

(૫૭૩) સવાલ :- શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે એક માણસની ઓરતને ઝચગી (સુવાવડ) થઇ અને એક મહીનામાં નિફાસથી પાક થઈ ગઈ. હવે આ ઓરત નમાઝ પઢી શકે કે નહીં ? તેમજ પોતાના ખાવિંદથી હમબિસ્તર થઈ શકે કે નહીં ? જવાબ ઇનાયત ફરમાવશો.

જવાબ :- નિફાસની ઓછામાં ઓછી મુદૃતની કોઇ હદ મુકર્રર નથી. હાં, ઈન્તેહાઇ મુદૃત ચાલીસ દિવસ છે.

'ફતાવા આલમગીરી'માં છે :- "અકલ્લુન્નિફાસિ મા યૂજદુ વલવ સાઅતન વઅલયહિલ ફત્વા. વઅકસરૂહુ અરબઉન યવમન ઈન્દના કઝા ફિસ્સિરાજિય્યહ (ભાગ-૧ પાનું ૩૭)

પુછેલી સુરતમાં એક મહીનાની અંદર નિફાસથી પાક થઇ ગઈ છે તો ગુસલ કરી નમાઝ અદા કરે. રોઝાનો ઝમાનો હોય તો રોઝા પણ રાખે. અને

ઝચગીનો આ પહેલો અવસર હોય તો સોહબત પણ દુરૂસ્ત છે. અને જો પહેલાંની આદત એક મહીનાથી વધુની હતી અને આ સમયે આદતથી પહેલાં ખૂન બંધ થઈ ગયું છે તો સોહબતની ઇજાઝત નથી.

'ફતાવા આલમગીરી' માં છે :- વલવ ઈનકતઅ દમુહા દૂન આદતિહા યુકરહુ કિરબાનુહા હત્તા યમઝિય આદતુહા વઅલયહા અન તુસલ્લિય વતસુમુ લિલ એહતિયાતિ હાકઝા ફીત્તબ્યીન" (ભાગ-૧ પાનું-૩૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હૈઝનું ખૂન બંધ થવા બાદ ફરીથી નઝર આવે તો ?

(૫૭૪) સવાલ :- માહવારી હર ત્રણ દિવસે બંધ થઈ જાય છે. પાક થવા અને ત્રણ-ચાર-પાંચ વખતની નમાઝ પઢવા બાદ પાછું ઝરા ખૂન નઝર આવે છે. અને કદી તો નઝર પણ નથી આવતું તો પઢેલી નમાઝની કઝા કરવી પડશે ? ગુસલ મોડેથી કરવામાં આવે તો નમાઝો જાય છે તો તેની પણ કઝા કરવી પડશે ?

જવાબ :- જ્યારે હમેશાંની આદત ત્રણ દિવસની છે. ત્રણ દિવસમાં ખૂન બંધ થઈ જાય છે. તો ખૂન બંધ થતાં જ ગુસલ કરી લે. નમાઝનો વખત હોય તો નમાઝ પઢવી જરૂરી છે. ન પઢી તો કઝા લાઝિમ છે. પરંતુ એહતિયાત એમાં જ છે કે જ્યાં સુધી ખૂન આવવાનો એહતેમાલ છે શોહરથી મળે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કાગળ ઉપર પેશાબ-પાખાનું કરવું કેવું છે ?

(૫૭૫) સવાલ :- મુંબઈમાં આમ રિવાજ છે કે માં નાના બચ્ચાઓને કાગળ બિછાવીને પેશાબ-પાખાના માટે બેસાડે છે. તો કાગળ ઉપર પેશાબ, પાખાનું કરાવવું જાઇઝ છે કે નાજાઇઝ ? સાદા કાગળ ઉપર પેશાબ-પાખાનું કરવું કરાવવું કેવું છે ?

જવાબ :-મઝકૂર રિવાજ ગલત છે એને છોડવું જરૂરી છે. કાગળ લખેલો હોય કે કોરો, દરેક હાલતમાં એના ઉપર પેશાબ વિગેરે મમનુઅ છે કેમકે કાગળ ઇલ્મ હાસિલ કરવાનો ઝરીઓ છે જેના લઇ કાબિલે એહતેરામ છે.

'શામી'માં છે :-"વકઝા વરકુલ કિતાબતિ લિસકાલતિહિ વતકવ્વુમિહિ

વલહુ એહતિરામુન અયઝન લિકવનિહિ આલતુન લિકિતાબતિલ ઈલ્મિ વલિઝા અલ્લાહુ ફિત્તતાર ખાનિય્યતિ બિઅન્ન તઅઝીમહુ મિન અદબિ દ્દીન;"

અર્થાત :-જે હાલ ઝાડના પાંદડાઓનો છે તે જ હાલ કાગળનો છે. કિંવા કાગળ પણ પાંદડાઓની જેમ ચીકણો છે. (નાપાકીને દૂર નહીં કરી શકશે બલ્કે ઉલ્ટી વધુ ફેલાવી દેશે ) અને કીમતી પણ છે તેમજ શરીઅતમાં એની હુરમત પણ છે એટલા માટે કે તે ઈલ્મની પ્રાપ્તિનું સાધન છે. (ભાગ-૧ (પાનું-૩૧૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જનાબતની હાલતમાં હજામત બનાવવા વિષે

(૫૭૧) સવાલ :- ગુસલની હાલતમાં કિંવા જનાબતની હાલતમા માથાના વાળ કપાવવા, દાઢી બનાવવી, અને નખ કપાવવાનો શું હુકમ છે ? હવાલા સાથે જણાવશો.

જવાબ :-ગુસલની હાલતમાં હજામત બનાવવી, નખ કપાવવા વિગેરે મકરૂહ અને મના છે. 'ફતાવા આલમગીરી'માં છે:- "હલ્કુ શઅરિ હાલતલ જનાબતિ મકરૂહુન વકઝા કસ્સુલ અઝાફીરિ"

અર્થાત :-જનાબતની હાલતમાં વાળ મુંડાવવા, કાપવા તેમજ નખ કાપવા મકરૂહ છે. (ભાગ-૫ પાનું-૩૫૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુલ અવકાત

**લંડનમાં ઇશાંનો ટાઈમ થતો નથી તો નમાઝનું શું થાય ?**

**(૫૭૭) સવાલ** :–અહીં લંડનમાં તારીખ ૨૨ મી મે થી ૨૧મી જુલાઇ સુધી એમ બે મહીના રાત ફકત સાડા ચાર કલાકની રહે છે. એ દિવસોમાં શફક ગુરૂબ થતી નથી. હવે આવા વખતે જ્યારે શફક ગુરૂબ થતી નથી તો ઈશાંની નમાઝનું શું કરવું ? પઢવી કે નહીં પઢવી ? કારણકે શફક ગુરૂબ થયા વગર ઇશાંનો ટાઈમ થતો નથી. માટે નીચેની બાબતોનો ખુલાસાવાર જવાબ આપશોજી.

(૧) જ્યાં ઈશાંનો વખત થતો નથી ત્યાં ઇશાંની નમાઝ ફર્ઝ થશે ?

(૨) જો ફર્ઝ થતી હોય તો પછી તે ક્યારે પઢવી ?

(૩) શું સુર્ય ઉગ્યા પછી કઝા પઢવી ? જો કઝા પઢવી પડતી હોય તો પછી તેનો વખત નકકી કરી અઝાન સાથે જમાઅતથી પઢવી કે વગર જમાઅતે એકલા એકલા પઢવી.

**જવાબ** :–એવી જગ્યામાં જ્યાં 'શફક' (સુર્યાસ્ત પછીની લાલાશ અને ધોળાશ) ગાઇબ થવા પહેલાં અથવા 'શફક' ગાઇબ થતાંની સાથે જ ફજર (સુબ્હે સાદિક) તુલુઅ થઇ જાય છે અને ઈશાંનો ટાઇમ થતો નથી ત્યાંના લોકોના ઉપર ઇશાંની નમાઝ ફર્ઝ છે કે નહી એ વિષે ઇખતેલાફ છે.

અમુક ફુકહા (રહ.) ત્યાંના લોકોના ઉપર ઇશાં ફર્ઝ માનતા નથી. દલીલ એ છે કે જ્યારે ઈશાંની નમાઝની ફર્ઝિય્યતનું કારણ (ટાઈમ) મવજુદ નથી તો ત્યાંના લોકોના ઉપર ઇશાં ફર્ઝ નથી. ત્યાંના લોકો એવી સીઝનમાં ફકત ચાર નમાઝના મુકલ્લફ રહેશે. જેમકે કોણી લગી બન્નેવ હાથ કપાયેલા માણસના હકમાં વુઝુના ત્રણ ફર્ઝ રહી જાય છે.

પરંતુ બીજા ફુકહા (રહ.) ત્યાંના લોકો ઉપર ઈશાંની નમાઝ ફર્ઝ માને છે.

દલીલની રૂએ એ જ કવી, રાજેહ અને વાજીબુલ અમલ છે. દલીલ એ છે કે ખુદાપાકે દરેક જગ્યાના લોકો ઉપર દરેક મોસમમાં પાંચ નમાઝ ફર્ઝ કરી છે. આપ (સલ.)ની શરીઅત આમ છે. કોઇ જગ્યાના લોકો આ હુકમથી બાકાત રખાયા નથી.

વુઝુના અવયવો મોજુદ ન હોવામાં અને નમાઝનું કારણ (વખત) મોજુદ ન હોવામાં ફર્ક છે તે વિચાર કરવાથી સમજી શકાય છે. નમાઝની ફર્ઝિય્યત તો નફસુલ અમ્ર (આજ્ઞા માત્ર)માં સબબે ખફીથી સાબિત છે. વખત તો તેના માટે ઝાહિરી સબબ અને ખફી સબબની અલામત મુકર્રર થયો છે એને હકીકી અને અસલી સબબ માની લેવો સહીહ નથી. માટે ઝાહિરી સબબ ( ઇશાંનો વખત) મોજુદ ન હોવાથી હકીકી અસલી સબબ જે નફસુલ અમ્રી છે તે મઅ-દુમ (વિસર્જન) જશે નહીં જ્યારે તેના કાયમ હોવા ઉપર બાજી દલીલો પણ મોજુદ છે. મેઅરાજવાળી હદીસમાં છે કે પ્રથમ ૫૦ નમાઝો ફર્ઝ થઇ હતી. પછી ઘટાડીને પાંચ નમાઝો કરી દેવામાં આવી. જેમાં કોઇ સ્પષ્ટ ઉલ્લેખ નથી કે આ હુકમ ફલાણા દેશ માટે છે. અને ફલાણા દેશ માટે નથી. જ્યારે ખુદા-પાકને દરેક દેશની પરિસ્થિતિની સંપુર્ણપણે જાણ હતી. માટે એ હુકમથી કોઇ દેશ અને જગ્યાને બાકાત રખાશે નહીં.

દજ્જાલવાલી હદીસમાં છે કે એક દિવસ એક વર્ષ બરાબર, એક દિવસ એક મહીના જેટલો અને એક દિવસ એક અઠવાડિયા જેટલો મોટો હશે. સહાબા (રદી.)એ પુછયું કે તેદિવસોમાં પણ પાંચ નમાઝો કાફી થઇ પડશે? આપ (સલ.)એ ફરમાવ્યું. નહી. પાંચ નમાઝો કાફી થશે નહીં તે દિવસોમાં વર્ષની, મહીનાની અને અઠવાડિયાની નમાઝો અંદાઝો કાઢી પઢવી પડશે એટલે ચોવીસ કલાકમાં પાંચ નમાઝો થોડા થોડા અંતરે પઢવાની રહેશે. આ ઉપરથી સાબિત થાય છે કે ઝાહિરી સબબ (વખત) જોવામાં આવશે નહીં બલ્કે હકીકી સબબ (જે નફસુલ અમ્રી છે)નો એઅતેબાર કરવામાં આવશે. (ફત્હુલ કદીર ભાગ-૧ પાનું ૧૯૭-૧૯૮ રસાઇલુલ અરકાન પાનું ૫૭-૫૮)

દારૂલ ઉલૂમ દેવબંદના માજી મુફતીએ અઅઝમ મવલાના અઝીઝુ. રંહમાન સાહેબ ફરમાવે છે કે :-

"બઅઝ ફુકહાકા તો યેહી મઝહબ હે કે વહાં ઇશાંકી નમાઝ ફર્ઝ નહીં. કયું કે વહાં વક્ત ઇશાકા નહીં હોતાં જૈસા કે ફતાવા મુહમ્મદીમે મૌલવી સૈયદ

અસગર હુસેન સાહબને લિખા હે. મગર મુહક્કિકીન ફુકહા જૈસે ઇબ્ને હુમામ વગૈરહ ફરમાતે હેં કે અગરચે ઇશાંકા વકત વહાં નહીં આતા લેકિન ઇશાંકી નમાઝ વહાં ભી ફર્ઝ હે. ઔર દલીલ ઉનકી યે હે કે અલ્લાહતઆલાને તમામ બંદો પર પાંચ વકતકી નમાઝ ફર્ઝ ફરમાઈ હે ઉનકો હર જગહ ઔર હર વકત પઢના ચાહિએ જૈસા કે હદીસે દજ્જાલમેં વારિદ હે કે એક દિન સાલ બરાબરકા હોગા. સહાબા (રદી.) ને અર્ઝ કિયા કે નમાઝોંકી નિસ્બત કયા હુકમ હે ? આપને ફરમાયા કે ઉસ દિનમેં સાલ ભરકી નમાઝેં પાંચો વકતકા અંદાઝહ કરકે પઢહો યઅની હરએક ચોબીસ ઘંટેમે પાંચ નમાઝેં અદા કરો. ફકત (ફતાવા દારૂલ ઉલુમ મુકમ્મલ વ મુદલ્લલ ભાગ-૨ પાનું ૬૧)

(૨) જ્યારે ઇશાંનો ટાઇમ થતો હતો અને ઈશાંની નમાઝ પઢાતી હતી મગરિબ પછી તેટલા અંતરે ઈશાં પઢવામાં આવે. અથવા તો આજુબાજુના શહેરોમાં જયાં ઇશાંનો ટાઇમ મળે છે અને ઇશાંની નમાઝ તેના ટાઈમમાં પઢાય છે તે હિસાબે પઢવામાં આવે. એક સુરત એ પણ છે કે સુબ્હે સાદિક પછી ઇશાં અને વિત્ર અદા કરે. પછી ફજરના ટાઇમે ફજરની નમાઝ અદા કરવામાં આવે, દુર્રે મુખતારમાં છે :-જેને ઇશાંનો વખત મળતો નથી તે પણ ઈશાંની નમાઝ અને વિત્રનો મુકલ્લફ છે. એટલે તેના માટે ઇશાં અને વિત્રની નમાઝ પઢવી જરૂરી છે. તો એ બન્ને નમાઝોનો અંદાઝો કાઢી પઢે. એટલે જે સીઝનમાં ઇશાંનો ટાઇમ થતો હતો તે વખતે મગરિબ પછી જેટલા અંતરે ઈશાંની નમાઝ પઢાતી હતી તેટલા અંતરે ઈશાં પઢવામાં આવે અથવા આજુબાજુના શહેરો અને દેશોમાં જે સમયે ઇશાં પઢાય છે તે પ્રમાણે અમલ કરવામાં આવે ઇશાં અને વિત્ર પઢતી વખતે કઝાની નિય્યત કરે નહીં કારણ કે કઝા નમાઝ તે છે જેનો ટાઈમ મળે અને નમાઝ છુટી જાય. અહીં તો ઇશાંનો ટાઇમ જ નથી. તો પછી કઝાની વાત જ કેવી ? (દુર્રે મુખ-તાર શામી ભાગ-૨ પાનું ૨૩૫-૨૩૬)

(૩) સુરજ ઉગ્યા પછી પણ પઢી શકાય છે. પરંતુ ફજરની નમાઝ અને ઇશાંની નમાઝમાં તરતીબ (ક્રમ) જાળવી રખાશે નહીં. માટે સુબ્હે સાદિક પછી સવારની નમાઝ પહેલાં ઈશાંની નમાઝ પઢી લેવી જોઇએ. અને અઝાન, ઈકામત સાથે જમાઅતથી પઢવી જોઇએ. (જવહરહ ભાગ-૧ પાનું ૪૪) વિત્ર ફકત રમઝાનમાં જ જમાઅત સાથે પઢવાની છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રમઝાનમાં સવારની નમાઝ કયારે પઢવી ?

(૫૭૮) **સવાલ** :-રમઝાન શરીફમાં અકસર જગ્યાએ સવારની નમાઝ અંધારામાં પઢી લેવાય છે હાલાંકે હનફી મઝહબમાં સવારની નમાઝ અજવાળામાં પઢવી અફઝલ છે. જયારે રમઝાન શરીફમાં અકસર જગ્યાએ શાફેઈ મસલક અનુસાર અંધારામાં પઢવા લાગ્યા છે. તો શું એ દીનમાં નવી વાત કાઢવા સમાન (બિદઅત) નથી ?

**જવાબ** :-બેશક ! સવારની નમાઝ અજવાળામાં પઢવી અફઝલ છે પણ રમઝાનમાં લોકો જાગે છે અને તહજજુદ તથા સેહરી માટે જલ્દી ઉઠે છે. તેમને અજવાળા સુધી થોભવું ભારી લાગે છે. માટે અઝાન પછી નમાઝ પઢી સુઇ જાય છે. અને જમાઅતના મહાન સવાબથી રમઝાનના મુબારક દિવસોમાં મહરૂમ રહે છે અને કેટલાક જમાઅત વખતે ઉઠી જવાના ઇરાદે નમાઝ પઢવા વગર સુઇ જાય છે તે પૈકી અમુક વખતસર ઉઠી શકતા નથી. પરિણામે જમાઅતથી મહરૂમ રહે છે. અને અમુકની નમાઝ પણ કઝા થઈ જાય છે. એટલા માટે નમાઝીઓની સહુલત અને જમાઅતની અહમિય્યતનો ખ્યાલ કરી રમઝાન શરીફમાં સવારની જમાઅત જલ્દી કરી લેવામાં આવે છે. જેથી બધા લોકો જમાઅતની ફઝીલત હાસિલ કરી શકે અને જમાઅતના સવાબથી મહરૂમ નહીં રહે. અને નમાઝ કઝા થવા નહીં પામે. મઝકુર કારણને લઈ રમઝાન શરીફમાં સવારની જમાઅત જલ્દી કરવી જાઇઝ બલ્કે બેહતર છે. બિદઅત હરગિઝ નથી. હદીસથી સાબિત છે.

હઝરત ઝૈદ ઇબ્ને સાબિત (રદી.) નું બયાન છે કે હમો (સહાબા) રસુલે ખુદા (સલ.)ની સાથે રમઝાનમાં સેહરી કરી સવારની નમાઝ માટે ઉભા થઈ જતા. રાવીએ પુછયું કે સેહરી (નો આખરી ટાઇમ) અને સવારની નમાઝ વચ્ચે કેટલો ફાસલો (અંતર) રહેતો હતો ? ફરમાવ્યું કે ૫૦ (પચાસ) આયતો પઢી શકાય એટલો, (તિરમિઝી) ભાગ-૧ પાનું ૮૮)

આથી પુરવાર થાય છે કે રમઝાનુલ મુબારકમાં આમ નમાઝીઓની સહુલત અને જમાઅતની હિફાઝત ખાતર સવારની નમાઝ હમેશાંના ટાઇમ પહેલાં(જલ્દી) પઢી લેવામાં વાંધો નથી. બલ્કે બેહતર છે. સાથે એ પણ ખ્યાલ રાખવો જોઇએ. (ખાસ લોકોએ એનો વધુ ખયાલ રાખવો જોઇએ) કે ઇશરાકના ટાઇમ પહેલાં

સુવે નહીં. એ ટાઇમ ઘણો બરકતવાળો છે એ ટાઇમે વિના ઉઝરે સુતેલા રહેવું પસંદીદહ નથી. મકરૂહ અને નહુસતભર્યું છે. ખુદાપાક અમલની તવફીક આપે. આમીન ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફજરની નમાઝ અજવાળામાં પઢવા બાબત.

**(૫૭૯) સવાલ :–** ફજરની નમાઝનો અફઝલ ટાઇમ કયો છે? અંધારામાં (ગલસમાં) કે અજવાળામાં (ઇસફારમાં) હમારે ત્યાં અજવાળામાં નમાઝ થાય છે. સુરજ નિકળવાના ૨૫ થી ૩૦ મિનિટ પહેલાં સવારની નમાઝની જમાઅત શરૂ થાય છે. પણ એક ભાઈ કહે છે કે અજવાળામાં નમાઝ પઢવું હદીસથી સાબિત નથી તો શું 'ઇસ્ફાર'માં નમાઝ પઢવું ખિલાફે સુન્નત છે ? હદીસથી જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** ફજરની નમાઝનો ટાઇમ સુબ્હે સાદિક હોવાની સાથે શરૂ થઇ જાય છે. અને સુરજ નિકળવા પહેલાં સુધી રહે છે. એ દરમિયાન કોઇ પણ વખતે નમાઝ પઢી શકાય છે. પણ 'ઇસ્ફાર' (અજવાળા)માં પઢવું અફઝલ અને મુસ્તહબ છે. મોટી ફઝીલત ધરાવે છે અને ઘણી હદીસોથી સાબિત છે. હદીસથી સાબિત નથી એમ કેહનારા હદીસથી નાવાકેફ છે. જીબ્રઇલ (અલ.) ની ઈમામતવાળી હદીસમાં છે કે બીજીવાર આપ (સલ.) ને ઈસ્ફાર (અજવાળા)માં ફજરની નમાઝ પઢાવી 'વસલ્લા બિયલ ફજર ફઅસ્ફર (મિશકાત પાનું ૫૯)

હદીસોથી સવારની નમાઝ "ગલસ" માં અને 'ઇસ્ફાર'માં પણ પઢવું સાબિત થાય છે. બેશક! અહદે નબવીની શરૂઆતમાં સવારની નમાઝ થોડા અંધારામાં થતી હતી. કારણકે તે ઝમાનો શિદ્દતે અમલનો હતો સહાબા નવા નવા મુસલમાન હોવાથી ઘણાં જોશીલા, હાઝિર બાશ અને શબ બેદાર હતા. રાતનો મોટો ભાગ મસ્જીદમાં ગુઝારતા. તેમના માટે ગલસમાં નમાઝ પઢવું આસાન હતું (જેમકે રમઝાનુલ મુબારકમાં તહજ્જુદ અને સેહરી પછી સુબ્હે સાદિક થતાંની સાથે સવારની નમાઝ અંધારામાં પઢી લેવું આસાન હોય છે.) ઓરતો પણ સવારની નમાઝમાં મોટી સંખ્યામાં મસ્જીદમાં આવતી તેમની પરદા દારી એમાં હતી કે નમાઝ અંધારામાં પઢી લેવામાં આવે. પછી જ્યારે ઇસ્લામ ફેલાયો. મુસલમાનોની તઅદાદ વધતી ગઈ. આમ મુસલમાનો માટે (સહુલત) આસાની એમાં હતી કે નમાઝ અજવાળામાં પઢવામાં આવે અને જમાઅતથી કોઇ મહરૂમ નહીં રહે માટે આપ (સલ.)એ હિદાયત ફરમાવી.

અસબિહુ બિસ્સુબ્હિ ફઈન્નહુ અઅઝમુ લિલ અજરિ.

**અર્થાત** :–સવારની નમાઝ ખુબ અજવાળામાં પઢયા કરો એમાં તમારા માટે અજરે અઝીમ છે. (અબુદાવુદ ભાગ-૧ પાનું ૬૭) (નસઈ ભાગ-૧ પાનું ૫૦) (ઇબ્ને માજહ પાનું ૨૨૧) (તહાવી શરીફ ભાગ ૧ પાનું ૧૦૬)

અને તિરમિઝી શરીફમાં છે કે "અસફિરૂ બિલફજરિ ફઈન્નહુ અઅઝમુ લિલઅજરિ.

**અર્થાત** :–ફજરની નમાઝ અજવાળું ફેલાય જાય ત્યારે પઢો. એમાં મોટો અજર છે. (ભાગ-૧ પાનું ૨૨) (મુસ્નદે ઈમામ અઅઝમ-૧૧૮) (મજમઉ-ઝઝવાઈદ ભાગ-૧ પાનું ૧૩૨) (મુસન્નફ ઇબ્ને અબી શયબહ ભાગ-૧ પાનું ૩૨૧)

ઈમામ તિરમિઝી રહ.) મઝકુર હદીસ નકલ કરી ફરમાવે છે કે, રાફેઅ ઇબ્ને ખદીજ (રદી.)ની આ હદીસ હસન સહીહ છે. સહીહ મુસ્લિમમાં ફનવ્વિર બિસ્સુબ્હે'નો શબ્દ મવજુદ છે. (ભાગ-૧ પાનું ૨૨૩) અને હદીસમાં છે કે હઝરત ઈબ્ને મસઊદ (રદી.) ફરમાવે છે કે મેં આપ (સલ.)ને બે નમાઝો સિવાય દરેક નમાઝને તેના ટાઈમમાં જ પઢતા જોયા છે. એક મુઝદલેફામાં મગરિબ અને ઈશાંને જમા કરી પઢી છે. અને સવારની નમાઝ હમેશાંના ટાઈમથી પહેલાં ગલસમાં (અંધારામાં) પઢી. (સહીહ બુખારી ભાગ-૧ પારો ૭ પાનું ૨૨૦) (સહીહ મુસ્લિમ ભાગ-૧ પાનું ૪૧૭)

આ હદીસથી ઇસ્ફારમાં નમાઝ પઢવાની સાફ તાઇદ થાય છે. એ સિવાય ઘણી હદીસો છે જેનાથી ઈસ્ફારમાં નમાઝ પઢવાની ફઝીલત સાબિત થાય છે. જેથી જ આપણા ફુકહા (રહ.) લખે છે કે :–

વયસતહિબ્બુલ ઈસ્ફારૂ બિલ ફજરિ લિકવલિહિ અલયહિસ્સલામ અસફિરૂ બિલફજરિ ફઈન્નહુ અઅઝમુ લિલઅજરિ (હિદાયહ ભાગ ૧ પાનું-૬૬)

માટે આપ સાહેબોનો અમલ હદીસ (સુન્નત) ના મુતાબિક છે. મુખાલિફ અને બિદઅત નથી.

'અને લખે છે કે સવારની જમાઅત અજવાળામાં અદા કરે એટલે સુરજ તુલુઅ થવાના એટલા પહેલાં શરૂ કરે કે સુન્નત મુતાબિક (કમ અઝ કમ ૪૦ થી ૪૫ આયતો) પઢી નમાઝ પુરી કરે. અને જો ખુદાના ખાસ્તહ

નમાઝ ફાસિદ થઇ જાય તો કિરાઅત સુન્નત સહીત દોહરાવી શકાય એના માટે ૨૫ થી ૩૦ મિનિટ કાફી છે. એટલે તુલુઅ આફતાબથી ૨૫ થી ૩૦ મિનિટ પહેલાં જમાઅતનો ટાઇમ રાખવો મુસ્તહબ છે. સવારનો ટાઈમ સુવાનો અને ગફલતનો છે. જલ્દી કરવામાં ઘણાં લોકોની જમાઅત ફોત થઈ જશે. જેથી તાખીર કરવી બેહતર છે. પણ એટલી તાખીર નહીં કરે કે સલામ ફેરવવા પછી દોહરાવવાનો ટાઇમ નહીં રહે.

'માલાબુદ્દ મિન્હો'માં છે કે :-વ કદર રોશનીયે રોઝ ખાનદને સુબ્હ બ હદ્દેકે બ કિરાઅતે મસ્નુનહ નમાઝ અદા કુનદ વ અગર ફસાદ ઝાહિર શવદ બાઝ બકિરાઅતે મસ્નુનહ અદા કુનદ મુસ્તહબ સ્ત (પાનું-૨૫)

અર્થાત :-સવારની નમાઝ એટલા અજવાળામાં પઢવું મુસ્તહબ છે કે નમાઝ મસ્નુન કિરાઅત સાથે પઢયા પછી એટલો વખત બાકી રહી જાય કે નમાઝ ફાસિદ થઇ હોય તો મસ્નુન કિરાઅત સાથે દોહરાવી શકાય માલાબુદ્દ મિન્હો પાનું-૨૫)

માટે આપ સાહેબોનો અમલ હદીસ (સુન્નત)ના મુતાબિક છે. મુખાલિફ અને બિદઅત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે

### મિસ્લૈનથી પહેલાં અસરની નમાઝ પઢી શકાય ?

(૫૮૦) સવાલ :-મહોલ્લાના ઇમામ અસરની નમાઝ મિસ્લૈનથી પહેલાં તેમજ ઈશાંની નમાઝ 'શફકે અબ્યઝ' (સુફેદી'ના ખતમ થવા પહેલાં પઢાવે છે તો હમારે શું કરવું ?

જવાબ :-બીજી મસ્જીદમાં જયાં સહીહ વખત પર નમાઝ પઢાતી હોય ત્યાં જઈ પઢવી જોઈએ. અગર એ અશકય હોય કે મુશકિલ હોય તો ઈમામની સાથે પઢી લે અને વખત થવા પર એકલો ફરીથી પઢી લે. ( શર્હે મુન્યહ ભાગ ૧ પાનું-૩૭૨) (એઅલાઉસ્સુનન ભાગ-૨ પાનુ-૭) તેમજ (ભાગ-૪ પાનું-૩૭૬ ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### અસરની નમાઝનો ટાઇમ કયારે ગણવો ?

(૫૮૧) સવાલ :-હમારી મસ્જીદમાં બે ટાઇમ ટેબલ છે એક ટાઈમ ટેબલ અસરનો ટાઇમ ૪-૩૦નો બતાવે છે. જયારે બીજું ટાઇમ ટેબલ અઝાનનો ટાઇમ ૪-૨૫નો બતાવે છે. હવે અમારે અઝાન કયારે આપવી એ સમજાતું નથી.

જવાબ :-જે ટાઇમ-ટેબલમાં ૪-૩૦નો ટાઇમ બતાવવામાં આવ્યો છે તે મુફ્તા બિહી કૌલ અનુસાર છે.

હઝરત ઇમામ અઅઝમ અબૂ હનીફા (રહ.)નો મુફ્તાબિહી કૌલ એ છે કે ઝુહરનો ટાઇમ દરેક વસ્તુના અસલી સાયા (મુળ પડછાયા) સિવાય બેવડા પડછાયા સુધી બાકી રહે છે. બેવડા પડછાયા પછી અસરનો સમય શરૂ થાય છે.

"માલા બુદ્દ મિન્હુ"માં છે :-વરિવાયતે મુફ્તા બિહી અઝ ઇમામે અઅઝમ (રહ.) આંનસ્ત કે વકતે ઝુહર બાકી માનદ તા આંકે સાયએ હર ચીઝ દોચંદે આં શવદ સિવાય સાયએ અસ્લી, વબઅદે ગુઝશ્તને વકતે ઝુહર બર હર દો કૌલ વકતે અસરસ્ત' (પાનું-૨૫)

મુફ્તીએ અઅઝમ હઝરત મૌલાના મુહમ્મદ કિફાયતુલ્લાહ (રહ.) પણ તઅલીમુલ ઇસ્લામમાં આ પ્રમાણે જ લખે છે :-

જબ હર ચીઝકા સાયા અસ્લી સાયેકે અલાવહ દો મિસ્લ હો જાએ તો ઝુહરકા વકત ખતમ હો કર અસરકા વકત શુરૂ હોતા હે. (ભાગ-૨ પાનું ૪૫)

ડીસેમબરમાં અસલી સાયો એક મિસલના લગભગ હોય છે. માટે તે ઉપ-રાંત બીજા બે સાયા પછી અસરની અઝાન થવી જોઇએ અને તે હમણાં ૪-૩૦નો ટાઇમ છે. અને એમાં જ એહતેયાત છે. રાંદેરમાં આના ઉપર અમલ છે. ડીસેમબરમાં રાંદેરમાં ૪-૩૦ વાગે અઝાન અને ૪-૪૫ વાગે જમાઅત થાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇશાંની નમાઝના ટાઇમ અંગે અગત્યનો ફતવો :-

ઇશાંનો ખરો ટાઇમ :-

(૫૮૨) સવાલ :-ચાલુ મોસમે (જુન મહિનામાં) ગુરૂએ આફતાબ ૭-૧૯ મિનિટે છે અને "શફક"નો આંતરો ૧-૩૪ મિનિટનો છે. તો ઇશાંની અઝાન કયારે થવી જોઇએ ? હમારા ઇમામ સાહબ ઇશાંની અઝાન ૮-૪૫ મિનિટે અપાવે છે. અને જમાઅત ૯-૦૦ કલાકે થાય છે. તો શું અઝાન તેના ટાઇમમાં થયેલી ગણાશે ? હમારૂં કહેવું એ છે કે નમાઝ તો ટાઇમસર થાય છે. પણ અઝાન જલ્દી થાય છે. ૮-૫૩ મિનિટ પછી થવી જોઇએ તો શું હમારૂં કહેવું ખોટું છે ?

જવાબ :-આપનું કહેવું ખરૂં છે. ઈશાંની નમાઝનો ટાઈમ "શફક" ગાઈબ થવા પછી શરૂ થાય છે. પણ 'શફક'થી કઇ શફક મુરાદ છે? અહમર (લાલી) કે અબયઝ (સફેદી) એમાં ઈખતેલાફ છે. અરબી લુગાત (ડિકશનરી)માં લાલી અને (લાલી પછીની) સફેદી બન્નેને શફક કહેવામાં આવે છે. અલ્લામહ ઇબ્ને રૂશદ (રહ.) લખે છે કે :-"વસબબુ ઇખતિલાફિહિમ ફી હાઝિહિલ મસ્અલતિ ઇશતિરાકુ ઇસ્મિશ્શફકિ ફી લિસાનિલ અરબ (બઅન્નહુ કમા અન્નલ ફજ્ર ફી લિસાનિહિમ ફજ્રાનિ કઝાલિકશ શફકુ શફકાનિ અહમરૂ વ અબ્યઝુ" (બિદાયતુલ મુજતહીદ ભાગ-૧ પાનું-૯૩)

આપણા ઈમામે અઅઝમ અબુ હનીફહ (રહ.) ઈશાંના ટાઇમ બાબત શફકથી અબયઝ (લાલી ગાઈબ થયા પછી થોડીવાર સફેદી રહે છે તે) મુરાદ લે છે અને એ જ રાજેહ, અહવત અને કાબિલે અમલ છે. "કિતાબુલ ઇખતે-યાર"માં છે. "અશશફકુ અલ્બયાઝુ લ્લઝી યબકા બઅદલ હુમરતિ" અર્થાત શફક તે છે જે લાલી પછી સફેદી બાકી રહે છે. (ભાગ-૧ પાનું-૩૯)

હદીસમાં છે કે હઝરત અનસ (રદી.)એ આપ (સલ.)ને પુછયું કે હું ઈશાંની નમાઝ કયારે પઢું ? તો આપે ફરમાવ્યું કે "હીન અસ્વદદુલ ઉફુક."

**અર્થાત** :-જ્યારે ઉફુક કિંવા આસમાનના કિનારા ઉપર અંધારૂ ફેલાઈ જાય. (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧ પાનું-૧૬૮)

અને મરફુઅ રિવાયતમાં છે કે "યુસલ્લિલ ઈશાઅ હીન યસવદદુલ ઉફુક"

**અર્થાત** :-આપ (સલ.) ઇશાંની નમાઝ ત્યારે પઢતા જ્યારે ઉફુક ઉપર અંધારૂ ફેલાઈ કિંવા છવાઈ જતું (અબુદાઉદ ભાગ-૧ પાનું ૬૩) (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧ પાનું-૧૬૮)

એટલા માટે આપણા ઇમામ સાહેબે શફકથી શફકે અબયઝ મુરાદ લીધી છે- ઉફુક (આસમાનના કિનારા) ઉપર અંધારૂ સફેદી પછી ફેલાય છે. નહીં કે લાલી પછી, લાલી પછી તો સફેદી રહે છે. માટે ઇશાંની અઝાન પણ સફેદ શફક ગાઇબ થયા પછી થવી જોઇએ. આપના ઇમામ સાહબને એનાથી સંતોષ નહીં થાય તો તઅલીમુલ ઇસ્લામમાં હઝરત મુફતીએ અઅઝમ મવ. મુહમ્મદ કિફાયતુલ્લાહ (રહ.)નો ફત્વો બતલાવશો.

સવાલ :-નમાઝે ઈશાંકા વકત કયા હૈ ?

જવાબ -સફેદ શફક જાતે રેહનેકે બઅદ ઈશાંકા વકત શુરૂઅ હોતા હે. (ભાગ-૩)

## ઈશાંનો વખત સુર્યાસ્ત પછી કયારથી થાય છે. એ બાબત હઝરત મવલાના મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.)નો નકશા સહિત ફતવો

સવાલ :-સુર્યાસ્ત પછી કેટલા સમય સુધી શફક (આકાશી લાલી પછી સફેદી પશ્ચિમે દેખાય છે તે) બાકી રહે છે ? એટલે કયારે (સફેદ શફક) અલોપ થઈ જઈ ઇશાંની નમાઝનો વખત શરૂ થઇ જાય છે. (ફત્વો પુછનાર કઠોરના મશહુર આલિમ મૌલાના અ. રહીમ હવાલદાર સાહેબ

જવાબ :-એ અંતર હમેશા એક સરખું રહેતું નથી. મહિને મહિને કિંવા થોડા થોડા દિવસોએ એમાં વધઘટ થતી રહે છે. પરંતુ એ અંતર એક કલાક આડત્રીસ મિનિટથી કદી વધુ હોતું નથી. અને એક કલાક એકવીસ મિનિટથી કદી ઓછું હોતું નથી જુન મહીનામાં તે સૌથી મોટું એટલે એક કલાક આડત્રીસ મિનિટનું હોય છે. અને સપ્ટેમબરમાં સૌથી નાનું એટલે એક કલાક એકવીસ મિનિટનું હોય છે. આ સાથે એનો એક કોઠો મોકલું છું તે મુજબ ઈશાંની નમાઝમાં ફેરફાર કર્યા કરવો.

મુહમ્મદ કિફાયતુલ્લાહ દેહલી

| મહીનો અને તારીખ | શફકનો આંતરો કલાક-મિનિટ |
|---|---|
| ૧ લી જાન્યુઆરી | ૧ - ૨૭ |
| ૧ લી ફેબ્રુઆરી | ૧ - ૨૪ |
| ૧ લી માર્ચ | ૧ - ૨૨ |
| ૧ લી એપ્રિલ | ૧ - ૨૩ |
| ૧ લી મે | ૧ - ૨૭ |
| ૧ લી જુન | ૧ - ૩૪ |
| ૨૩ મી જુન | ૧ - ૩૮ |
| ૨૫ મી જુન | ૧ - ૩૭ |
| ૧ લી જુલાઇ | ૧ - ૩૪ |
| ૧ લી ઓગસ્ટ | ૧ - ૩૦ |
| ૧ લી સપ્ટેમબર | ૧ - ૨૫ |
| ૨૧ મી સપ્ટેમબર | ૧ - ૨૧ |
| ૧ લી ઓકટોબર | ૧ - ૨૨ |
| ૧ લી નવેમબર | ૧ - ૨૩ |
| ૧ લી ડીસેમબર | ૧ - ૨૭ |
| ૩૧ મી ડીસેમબર | ૧ - ૨૮ |

નોટ :-જે મહીના અને જે તારીખોમાં ગુરૂબે આફતાબ અને ગુરૂબે શફક (ઇશાંના ટાઇમ)માં જેટલું અંતર રહે છે. લગભગ તેટલું અંતર સુબ્હે સાદિક અને તુલુએ આફતાબમાં પણ હોય છે (શામી ભાગ-૧ પાનું ૩૩૨-૩૩૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ અઝાન વલ ઈકામત

## મગરિબની અઝાન અને ઇકામત વચ્ચેનું અંતર

(૫૮૩) સવાલ :–બાંગી સાહબ મગરિબની અઝાન ધાબા ઉપર આપી તરત ઉતરી પડે છે અને તકબીર કહેવા માંડે છે. એમાં કાંઇ વાંધો છે કે નહીં? અઝાન અને ઇકામત વચ્ચે થોભવાનો હુકમ છે કે નહીં?

જવાબ :–મગરિબની અઝાન પુરી કર્યા બાદ ત્રણ નાની આયતો પઢી શકાય એટલી વાર થોભે (જેટલી વાર બે ખુત્બા વચ્ચે બેસવામાં લાગે છે.)

પુછેલી સુરતમાં ધાબા ઉપરથી ઉતરવામાં એટલી વાર જરૂર લાગતી હશે માટે વાંધો નથી. છતાં પણ ઝરા થોભી જઇ ઇકામત કહે તો બેહતર છે. નુરૂલ ઈઝાહ'માં છે :–"વફ્રિલ મગરિબિ બિસકતતિન કદરિ કિરાઅતિ સલાસિ આયાતિન કિસારિન અવ સલાસિ ખુત્વતિન."

અર્થાત :–મગરિબમાં અઝાન અને ઇકામત વચ્ચે એટલો વિલંબ કરે કે ત્રણ નાની આયતો પઢી શકાય અથવા ત્રણ ચાર કદમ ચાલે. (પાનું ૬૨ ફ્કત ખુદાપાક વધુ જાણનાર છે.

## તકબીર વખતે હાથ બાંધવું સાબિત નથી.

(૫૮૪) સવાલ :–શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે જ્યારે મુઅઝ્ઝિન તકબીર કહે છે તો અમુક નમાઝી હાથ બાંધીને ઉભા રહે છે. અને એને સારૂં સમજે છે. એવી હાલતમાં જ તકબીરે તહરીમહ કહેતા કહેતા હાથ બાંધે છે તો આ પ્રમાણે જમાઅતની સફમાં ઉભા રહેવું સુન્નત છે કે મુસ્તહબ? અગર આ સુન્નત અથવા મુસ્તહબ ન હોય તો એના ઉપર અમલ ન કરનારને બેવકુફ, જાહિલ વિગેરે કહેવું છે? તેમજ મુસ્તહબ અને બેહતર તરીકો શું છે?

જવાબ :–નમાઝ શરૂ થવા પહેલાં ઉભા રહેવાની હાલતમાં જ્યારે સફ બની રહી હોય અને કદમ દુરૂસ્ત અને બરાબર કરવામાં આવી રહયા હોય તે વખતે હાથ બાંધવું ન તો સુન્નત છે ન તો મુસ્તહબ એટલા માટે તે વખતે

હાથ બાંધવાને મસ્નુન સમજવું અને ન બાંધનારને બેવકુફ, જાહિલ કહેવું ખોટું છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વખત પહેલાં અઝાન અને વખત થયા પછી નમાઝનો હુકમ

(૫૮૫) સવાલ :-વખત પહેલાં અઝાન આપવામાં આવે અને વખત થયા બાદ નમાઝ પઢવામાં આવે તો અઝાન અને નમાઝનો શું હુકમ છે ?

જવાબ :-નમાઝ તેના વખતમાં પઢવામાં આવી હોય તો તે અદા થઇ ગઇ. દોહરાવવાની જરૂરત નથી. ફ્રંક માત્ર એટલે જ થયો કે નમાઝ વગર અઝાને પઢવામાં આવી અને અઝાનની ફઝીલતથી મહરૂમ રહયા. અઝાન નમાઝના વખતથી પહેલાં કહેવું દુરૂસ્ત નથી. વખત આવવા પછી દોહરાવવી જરૂરી છે. અઝાન સુન્નતે મુઅક્કદહ અને દીનનો શિઆર છે. એની ઘણી મોટી મહત્વતા છે.

"ફત્હુલ બારી"માં છે. "ઇન્નલ અઝાન શિઆરૂલ ઇસ્લામિ વઇન્નહુ લા યજુઝુ તર્કુહુ."

અર્થાત :-બેશક ! અઝાન ઇસ્લામી શિઆર છે એને છોડવું જાઇઝ નથી. (ભાગ-૨ પાનું-૬૧)

'ફત્હુલ કદીર'માં છે :-લિઅન્નલ અઝાન મિન એઅલામિદ્દીન"

અર્થાત :-અઝાન દીનની અલામત છે. (ભાગ-૨ પાનું ૯૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### દાઢી મુંડાવનારની અઝાન અને ઇકામત

(૫૮૬) સવાલ :-દાઢી મુંડાવનાર અઝાન અને ઇકામત કહી શકે કે નહીં ?

જવાબ :-દાઢી મુંડાવનાર ફાસિક ગણાય છે. (જેનું ફિસ્ક ઝાહિર છે.)

'માલા બુદ્દ મિન્હુ'માં છે :-"તરાશીદને રીશ પેશ અઝ કુબ્ઝહ હરામસ્ત"

અર્થાત :-દાઢી મુંડાવવી અને એક મુઠની અંદર કતરાવવી હરામ છે. (પાનું ૧૩૦) ફાસિકની અઝાન અને ઈકામત દીનદાર આદમીની મૌજુદગીમાં મકરૂહ છે,

'નુરૂલ ઇઝાહ'માં છે :-"વયુકરહુ ઇકામતુલ ફાસિકિ વઅઝાનિહિ."

અર્થાત :-ફાસિકની ઇકામત અને અઝાન મકરૂહ છે. (પાનું-૬૨)

જેથી દાઢી મુંડાવનાર અને કપાવનારને મુઅઝ્ઝિનનો મનસબ આપવો જાઇઝ નથી. મકરૂહે તહરીમી છે.

'જવહરએ નય્યેરહ'માં છે :-"વયુકરહુ અં'ય્યકુનલ મુઅઝઝિનુ ફાસિકન"

**અર્થાત** :-ફાસિકને મુઅઝઝિન રાખવો મકરૂહ છે. (ભાગ-૧ પાનું-૪૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## એક મુઅઝઝિન બે મસ્જીદોમાં અઝાન આપી શકે ?

(૫૮૭) **સવાલ** :-અત્રે બે મસ્જીદો છે. બન્નેવ માટે બાંગી અલગ અલગ છે પણ જ્યારે એક મસ્જીદના બાંગી મહીનો, પંદર દિવસ રજા ઉપર હોય તો બીજી મસ્જીદના મુઅઝઝિન સાહબ પોતાની મસ્જીદમાં અઝાન આપી બીજી મસ્જીદમાં અઝાન આપવા જાય છે તો અમુક માણસો વાંધો ઉઠાવે છે. તો એમનો વાંધો ઉઠાવવો દુરૂસ્ત છે કે કેમ ?

**જવાબ** :-હા, એક મુઅઝઝિન બે મસ્જીદોમાં અઝાન આપે એ મકરૂહ છે. માટે બીજા માણસનો બંદોબસ્ત કરવો જોઇએ.

'ગુન્યતુલ મુસ્તમિલ્લી'માં છે :-"વયુકરહુ અં'ય્યુઅઝઝિન ફી મસ્જીદયનિ લિઅન્નહુ યકુનૂ દાઇયન ઇલા મા લા યફ્અલુ (ભાગ-૧ પાનું-૩૧૧) ફક્ત ખુદા-પાક વધુ જાણનાર છે.

## મસ્જીદના બાંધકામ વખતે અઝાન અને નમાઝ

(૫૮૮) **સવાલ** :-હમારા મહોલ્લાની મસ્જીદના જમાઅતખાનાના છાપ-રાને તોડી નાંખ્યું છે જેથી મસ્જીદમાં અઝાન તથા નમાઝ થતી નથી. આ મસ્જીદ મોટી-મોટી રેલો આવી ત્યારે પણ બંધ થતી ન હતી હાલ ખાલી મસ્જી-દનું છત તોડી નાંખવાથી ઇમામ સાહબે નમાઝ પઢવાનું તથા અઝાન દેવાનું ના પાડયું છે. મસ્જીદની બાજુમાં નમાઝ પઢી શકાય એટલી જગ્યા છે અને તારીખ ૧૭-૪-૭૧ના ઈશાંની નમાઝ બાદ ઈમામ સાહબે કહયું હતું કે કાલથી જુમ્આની નમાઝ તથા બીજી કોઇ પણ નમાઝ આટલે થશે નહીં. અને મસ્જીદમાં બોર્ડ પણ મુકવામાં આવ્યું છે કે કામકાજ ચાલવાથી નમાઝ થશે નહીં. તો આ મસ્અલામાં આપ શું ફર્માવો છો ?

**જવાબ** :-પુછેલી સુરતમાં જમાઅતની નમાઝ બંધ રાખવું ખોટું છે. અઝાન નમાઝના ટાઇમે થવી જરૂરી છે જેથી મહોલ્લાવાસીઓને ખબર પડે અને નમાઝ અદા કરી શકે. જેઓ મઅઝુર છે અને મસ્જીદમાં આવી શકતા નથી. (જેમકે બીમાર અને ઔરતો) તેઓ મકાનોમાં અઝાન સાંભળી નમાઝ પઢે અને

## અઝાન વખતે વુઝુ કરવું કેવું છે ?

**(૫૯૨) સવાલ :**–અઝાન થતી હોય તે સમયે વુઝુ કરવું કેવું છે ? અમુકનુ કહેવું છે કે ચુપચાપ બેસી રહે. અઝાન પછી વુઝુ કરે. એવી જ રીતે કુર્આનની તિલાવત કરી રહયા હોય અને અઝાન સંભળાય તો તિલાવત બંધ કરી અઝાન સાંભળવું કે પછી તિલાવત જારી રાખવું જરૂરી છે ?

**જવાબ :**–વખતમાં ગુંજાઇશ હોય તો અઝાનનો જવાબ આપે. પછી વુઝુમાં મશ્ગુલ થાય અને જો વખતમાં ગુંજાઈશ ન હોય તો અઝાન વખતે વુઝુ કરવામાં કાંઈ વાંધો નથી. અગર તિલાવત મકાનમાં કરતા હોય તો મુસ્તહબ છે કે અઝાન સાંભળતાં જ તિલાવત બંધ કરી આપે. મસ્જીદમાં તિલાવત કરનાર માટે ઇખતિયાર છે કે તિલાવત બંધ રાખે યા ચાલુ રાખે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુખતલિફ મસ્જીદોમાં અઝાન થતી હોય તો કોનો જવાબ આપે ?

**(૫૯૩) સવાલ :**–આપણાં રાંદેરમાં ઘણી મસ્જીદો છે. એક પછી બીજીમાં અઝાન થાય છે તો કઈ મસ્જીદની અઝાનનો જવાબ આપવું જરૂરી છે ?

**જવાબ :**–પહેલી અઝાનનો જવાબ આપવો જરૂરી છે. બાકી અઝાનોનો જવાબ આપવું અફઝલ છે. મહોલ્લાની મસ્જીદની અઝાન હોય કે પછી બીજા મહોલ્લાની (મરાકિલ ફલાહ પાનું-૩૯) (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું ૧૧૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇકામતથી પહેલાં દુરૂદ શરીફ પઢવા વિષે

**(૫૯૪) સવાલ :**–ઇકામતથી પહેલાં દુરૂદ શરીફ પઢવું હદીસથી સાબિત છે કે નહીં ?

**જવાબ :**–ઈકામતથી પહેલાં દુરૂદ શરીફ આહિસ્તા પઢવાની ઇજાઝત છે. શામીમાં મુસ્તહબ લખ્યું છે. અલબત્ત ઝોરથી પઢવાને લાઝિમ કરી લેવું મકરૂહ ગણાશે. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૧૧૫) (શામી ભાગ-૧ પાનું ૪૮૩-૪૮૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુ સિફતિસ્સલાત

**તકબીરે તહરીમહ રફ્એ યદૈન અને તકબીરે ઇન્તિકાલાતનો સહીહ તરીકો.**

(૫૯૫) સવાલ :- શું ફર્માવે છે ઉલમાએ કિરામ આ બાબતમાં કે તકબીરે તહરીમહ જે કહેવી ફર્ઝ છે તેને હાથ બાંધતા પહેલાં કહેવી જોઇએ. કે હાથ બાંધવા પછી પણ કહી શકે છે ?

(૧) જો કોઈ ઇમામ કાન સુધી હાથ ઉંચકયા પછી નાફ (ડુંટી) સુધી હાથ લાવ્યા બાદ તકબીરે તહરીમહ કહે તો નમાઝ સહીહ થએલી ગણાશે કે નહીં ?

(૨) જો ઇમામ ડુંટી સુધી હાથ લાવ્યા બાદ તકબીરનો પહેલો ભાગ શરૂ કરે અને હાથ બાંધ્યા બાદ બીજો ભાગ પુરો કરે તો નમાઝ સહીહ થયેલી ગણાશે કે નહીં ?

(૩) નમાઝ અને બોલાતી તકબીરે તહરીમહની શરૂઆત કયારે કરવી જોઈએ અને એ પુરી કયારે કરવી જોઇએ ?

(૪) રૂકુઅ અને સજદહની તકબીરોનો ખરો સમય અને તરીકો શું છે ?

(૫) જો ઇમામ દરેક નમાઝમાં તકબીરો સુન્નત વિરૂદ્ધ કહે તો શું હુકમ છે ?

જવાબ :-તકબીરે તહરીમહ કિંવા તકબીરે ઉલા અને રફ્એ યદૈન અંગે ત્રણ કથન છે.

(૧) પ્રથમ 'રફ્એ યદૈન' કરે એટલે બન્ને હાથ કાન લગી ઉઠાવીને 'તકબીર' (અલ્લાહુ અકબર) શરૂ કરે અને તકબીર પુરી થતાં હાથ બાંધી લે.

(૨) 'તકબીર' અને 'રફએ યદૈન' બંને એકી સાથે શરૂ કરે અને એકી સાથે બંધ કરે.

(૩) પ્રથમ તકબીર શરૂ કરી તુરત હાથ ઉઠાવી તકબીર સાથે ખતમ કરે.

(બહરૂર્રાઈક ભાગ-૧ પાનું-૩૦૫, દુર્રે મુખતાર શામી સાથે ભાગ-૧ પાનું-૪૬૫)

મઝકુર ત્રણ સુરતો પૈકી પ્રથમ 'પહેલી,' પછી 'બીજી' સુરત અફઝલ છે. ત્રીજી સુરત પણ જાઈઝ છે પણ મઅમુલ બિહા (જેના ઉપર અમલ છે) નથી. (હિદાયહ ભાગ-૧ પાનું ૮૪ તથા શામી અને બહરૂર્રાઈક)

'જવહરહ'માં છેઃ- વધુ સહીહ એ છે કે નમાઝી પ્રથમ બન્ને હાથ ઉઠાવે. જ્યારે બન્ને હાથ કાનની સમાંતરે પહોંચીને થંભી જાય ત્યારે તકબીર શરૂ કરે. (ભાગ-૧ પાનું-૪૯)

પુછેલી સુરતમાં નમાઝ થઈ ગએલી ગણાંશે. પણ હાથ બાંધવા સુધી તકબીરને વિલંબમાં નાંખવાની કિંવા કૌલ બાંધી તકબીર કહેવાની આદત ખોટી અને મકરૂહ છે. એ સમય 'સના' પઢવાનો છે. તકબીર કહેવાનો નથી. તકબીર હાથ બાંધવાની સાથે ખતમ થઈ જવી જોઇએ. કૌલ બાંધવા સુધી તકબીર મોડી કરવામાં એ પણ ખરાબી છે કે ઓછું સાંભળનાર અને બહેરા મુકતદી ઇમામના હાથ ઉઠાવેલા (રફએ યદૈન) જોઈ 'તકબીરે તહરીમહ' કહી લેશે તો ઇમામના પહેલાં તકબીર કહેવાના લીધે તેમની ઈકતિદા અને નમાઝ સહીહ થશે નહીં. જો તકબીરનો પહેલો શબ્દ 'અલ્લાહ' કહેવામાં મુક્તદી પહેલ કરે. બલ્કે 'અલ્લાહ' નો શબ્દ ઈમામની સાથે શરૂ કરે. પણ 'અકબર'નો શબ્દ ઈમામ ખતમ કરે તે પહેલાં મુક્તદી ખતમ કરી દે તો પણ ઇકતિદા સહીહ ગણાંશે નહીં. (દુર્રે મુખતાર શામી ભાગ-૧ પાનું-૪૪૮) માટે ઈમામે એ આદત તજી દેવી જરૂરી છે.

રૂકુઅ અને સજદહની તકબીરનો સુન્નત તરીકો એ છે કે રૂકુઅમાં જતી વખતે તકબીર પણ સાથે જ શરૂ કરે અને સાથે જ (રૂકુઅમાં પહોંચતા) ખતમ કરે. એ જ પ્રમાણે સજદહમાં જતી વખતે પણ તકબીર સાથે જ શરૂ કરે અને સાથે જ (સજદહમાં પહોંચતાં) ખતમ કરે. રૂકુઅ અને સજદહમાં પહોંચી તકબીર કહેવી સુન્નત વિરૂદ્ધ અને મકરૂહ છે. અને કરાહત પણ બે પ્રકારની આવે છે. એક કરાહત તકબીરનો સમય (રૂકુઅ-સજદહની શરૂઆત) ગુમાવવાની, અને બીજી કરાહત બે મોકા (રૂકુઅ-સજદહમાં પહોંચી) તકબીર કહેવાની, એ સમય

(રૂકુઅ સજદહમાં પહોંચી) તસ્બીહ પઢવાનો છે. રૂકુઅ સજદાની તકબીર કહેવાનો નથી. (મુન્યતુલ મુસલ્લી પાનું-૮૮ અને ૯૪, કબીરી પાનું-૩૪૫)

સારાંશ કે ઇમામનો અમલ સુન્નત વિરૂદ્ધ છે. એમને જોઈએ કે સુન્નત અનુસાર અમલ કરે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રૂકુઅ-સજદહની તસ્બીહ અને તકબીર જોરથી પઢે તો ?

(૫૯૬) સવાલ :-અમુક નમાઝીઓને એવી આદત પડી ગઇ છે કે ફર્ઝ, સુન્નત વિગેરે નમાઝોમાં સના (સુબ્હાનકલ્લાહુમ્મ) તથા રૂકઅ, સજદાની તસ્બીહો અને તકબીરાતે ઇન્તેકાલાત તથા તશહહુદ, દુરૂદ, દુઆ, અને નમાઝ પછીનો વિર્દ વઝીફો એટલા જોરથી પઢે છે કે પાસેના નમાઝીઓને ઘણી હરકત થાય છે. નમાઝમાં ભુલ પડે છે. ખુશુઅ, ખુઝુઅ ફોત થઇ જાય છે, તો આવી રીતે જોરથી પઢવાનો શરીઅતમાં શું હુકમ છે ? કિતાબનો હવાલો આપશો.

જવાબ :-ફર્ઝ વિગેરે નમાઝોમાં સના અને રૂકુઅ-સજદહની તસ્બીહો તકબીરો, અત્તહિય્યાત વિગેરે અને તિલાવતે કુર્આન, ઝિક્ર, અઝકાર, વિર્દ, વઝીફા એટલા જોરથી પઢવું કે નમાઝીઓને હરકત થાય, ભુલ પડે અને ખુશુઅ, ખુઝુઅમાં ખલલ આવે. મુઅતકિફ વિગેરે ઇબાદતમાં મશગુલ અને સુતેલા માણસોને ઈઝા પહોંચે એવી રીતે પઢવું દુરૂસ્ત નથી. ગુનાહિત છે. માટે એવી આદત છોડી દેવી જોઇએ. (હમવી શર્હે અશબાહ પાનું-૫૬૦) (શામી ભાગ-૧ પાનું-૬૧૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કૌમા અને જલસાને યોગ્ય રીતે અદા ન કરવા.

(૫૯૭) સવાલ :- અમારે ત્યાં ઇમામ સાહબને એવી ટેવ પડી ગઇ છે કે રૂકુઅ પછી કૌમા કરે છે ત્યારે સીધા ઉભા થયા ન થયા ત્યાં તો સજદા માટે ચાલ્યા જાય છે. અને 'સમિઅલ્લાહુ લિમન હમિદહ"ની સાથે જ "અલ્લાહુ અકબર" કહે છે. વચમાં શ્વાસ પણ લેતા નથી. એવી જ રીતે સજદા પછી જલસો કરે છે ત્યારે સીધા બેઠા ન બેઠા ત્યાં તો બીજા સજદામાં ચાલ્યા જાય છે. અને સજદામાંથી ઉઠવાની અને સજદહમાં જવાની તકબીરો એક સાથે કહે છે બન્નેવ તકબીરો વચ્ચે વકફો કરતા નથી. એમને જોઈ કેટલાક મુકતદીઓ પણ આમ કરે છે. માટે એ વિષે યોગ્ય ખુલાસો કરી આભારી કરશો.

જવાબ :- આવી આદત બનાવી લેવી ખોટી છે. નમાઝ મકરૂહ થાય છે. અને દોહરાવવાને લાયક હોય છે. કૌમા (રૂકુઅ પછી ઉભા થવું) અને જલસા

(બન્ને સજદા વચ્ચે બેસવું) ને શાંતિપુર્વક અદા કરવા જોઇએ (દુર્રે મુખતાર તથા શામી ભાગ-૧ પાનું ૪૬૪-૪૭૨)

આપ (સલ.)ના કૌમા અને જલસાની રીત વિષે હઝરત આયશા (રદી.) ફરમાવે છે. આપ (સલ.) જ્યારે રૂકુઅમાંથી પોતાનું મુબારક સર (માથું) ઉઠાવતા ત્યારે બરાબર સીધા ઉભા થઇ જતા અને સજદામાં જતા. પછી સજદો કરી મુબારક સર ઉઠાવી બરાબર સીધા બેસી જતા ત્યારે બીજો સજદો કરતા (મિશકાત પાનું-૭૫)

આ જ પ્રમાણે હઝરત અબુહુમૈદ સાઇદી (રદી.) આપ (સલ.) ના કૌમાની પદ્ધતિ વર્ણન કરતાં જણાવે છે. "ફઇઝા રફઅ રઅસહુ ઇસ્તવા હત્તા યઉદ કુલ્લુ ફિકારિન મકાનહુ"

**અર્થાત** :-આપ (સલ.) જ્યારે રૂકુઅમાંથી પોતાનું મુબારક સર ઉઠાવતા ત્યારે બરાબર સીધા ઉભા થઇ જતા ત્યાં સુધી કે દરેક અવયવ અને સાંધા પોતાના સ્થાને થંભી જતા કિંવા હલન ચલન કરતા અટકી જતા. (મિશકાત પાનું-૭૫)

આપ (સલ.)ની નમાઝ પ્રમાણે આપણી નમાઝ હોવી જરૂરી છે. આપ (સલ.)નું ફરમાન છે "સલ્લુ કમા રઅયતુમુની ઉસલ્લી."

**અર્થાત** :-મને જેવી રીતે નમાઝ પઢતાં તમો જુઓ છો તેવી જ રીતે તમો નમાઝ પઢો.

જેથી જો આપણે આપણી નમાઝ આપ (સલ.)ની નમાઝ પ્રમાણે અદા કરવાની કોશીશ કરીશું નહીં. અને આપ (સલ.)ના તરીકા વિરૂધ્ધ નમાઝ પઢીશું તો નમાઝ મકબુલ ગણાંશે નહીં અને દોહરાવવી પડશે.

હદીસમાં છે કે આપ (સલ.) મસ્જીદે નબવીના એક ખુણામાં બેઠા હતા. એટલામાં એક માણસ આવ્યો અને (જલ્દી-જલ્દી) નમાઝ પઢી આપ (સલ.)ને સલામ કરી. આપે ફરમાવ્યું "વઅલયક સ્સલામ" તું પાછો જા અને ફરીથી નમાઝ પઢ, તેં નમાઝ પઢી નથી (કારણ કે જે નમાઝમાં રૂકુઅ અને સજદા, કૌમા અને જલસાને ધીરજપુર્વક અને શાંતિથી અદા કરવામાં ન આવે તે નમાઝ કાયદેસરની ગણાતી નથી.)

બે કે ત્રણ વાર આ પ્રમાણે થયું કે તે નમાઝ પઢીને આવ્યો. અને આપને સલામ કરી અને આપે સલામનો જવાબ આપી ફરીથી નમાઝ પઢવાનો હુકમ

આપ્યો. પછી તેની વિનંતિથી આપે તેને નમાઝ શીખવતાં ફરમાવ્યું કે :- સુમ્મ રફઅ હત્તા તઅ્તદિલ કાઈમન સુમ્મ-સ્જુદ હત્તા તત્મઇન્ન સાજિદન, સુમ્મ રફઅ હત્તા તત્મઇન્ન જાલિસન.

**અર્થાત :-** પછી રૂકુઅમાંથી માથું ઉઠાવ ત્યાં સુધી કે (કૌમા માટે) સીધો ઉભો થઈ જા. પછી શાંતિથી સજદો કર. પછી ઉઠ ત્યાં સુધી કે (જલસા માટે) શાંતિથી બેસી જા. (મિશકાત પાનું-૭૫)

આથી પુરવાર થાય છે કે ઇમામ રૂકુઅમાંથી ઉભા થતી વખતે સમિઅલ્લાહુ લિમન હમિદહ" કહેવાનું શરૂ કરે. અને કૌમામાં પહોંચતાં ખત્મ કરે. તે પછી મુકતદી "રબ્બના લકલ હમ્દ" કહે પછી ઇમામ સજદામાં જાય, આપના ઇમામ સાહબ લગાતાર 'તકબીરે ઇન્તિકાલાત કહે છે એ હદીસ અને ફિકહની વિરૂદ્ધ છે. અને નમાઝમાં ચોરી કરવા સમાન છે

જુઓ ! હઝરત ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) ફર્માવે છે. મુખબિરે સાદિક (સલ.)નું ફર્માન છે કે ચોરોમાંનો મોટો ચોર તે છે જે પોતાની નમાઝમાં ચોરી કરે છે. સહાબા (રદી.) એ પુછયું કે યા રસુલલ્લાહ ! નમાઝમાં કઈ રીતે ચોરી કરે છે. આપ (સલ.) એ ફર્માવ્યુ કે નમાઝમાં ચોરી એ કે રૂકુઅ અને સજદાને સારી રીતે અદા કરતો નથી. અને ફર્માવ્યું કે ખુદાપાક તેની નમાઝ તરફ જોતા પણ નથી જે રૂકુઅ અને સજદામાં પોતાની પીઠને સાબિત નથી રાખતો (પુરી રીતે જુકતો નથી)

આપ (સલ.) એ એક માણસને નમાઝ પઢતાં જોયો કે રૂકુઅ-સજદા પુરી રીતે કરતો નથી તો ફર્માવ્યું કે તને ખુદાનો ખોફ નથી. અગર તું આવી આદત ઉપર મરણ પામ્યો તો દીને મુહમ્મદી ઉપર તારી મૌત નહીં થશે એટલે દીને મુહમ્મદીના ખિલાફ મરશે.

આપ (સલ.)નું ફર્માન છે કે તમારામાંથી તેની નમાઝ કામિલ થતી નથી જ્યાં સુધી કે તે રૂકુઅ પછી સીધો ઉભો ન થાય (એટલે થોડો ઉભો થઇ સજદામાં ચાલી જાય) અને પોતાની પીઠ સાબિત ન રાખે અને તેનો ઉઝવ (અવયવ) તેની જગ્યા પર કરાર ન પકડે. એવી જ રીતે આપ (સલ.)નું ફર્માન છે. જે માણુસ બન્ને સજદાના વચ્ચે બેસવાના સમયે પોતાની પીઠને ઠીક નથી કરતો અને સાબિત નથી રાખતો તેની નમાઝ કામિલ થતી નથી.

હઝરત અબૂ હુરૈરહ (રદી.) એ ફર્માવ્યું કે એક માણસ વરસો નમાઝ પઢતો રહે છે પણ તેની એક નમાઝ પણ કબુલ થતી નથી એવો માણસ તે છે

જે રૂકુઅ-સજદાને ઠીક અદા કરતો નથી.

મનકુલ છે કે ઝૈદ ઇબ્ને વહબે એક માણુસને જોયો કે નમાઝ પઢી રહયો છે. અને રૂકુઅ તથા સજદા ઠીક અદા કરતો નથી. તો તેને બોલાવી પુછયું કે તું આવી રીતે કેટલા વખતથી નમાઝ પઢે છે? તેણે કહ્યું ૪૦ વર્ષથી, ફર્માવ્યું કે આ ચાલીસ વર્ષના અરસામાં તારી કોઇ નમાઝ સહીહ નહીં થઇ. અગર તું આવી હાલતમાં મરી જશે તો આપ (સલ.)ના તરીકા ઉપર નહીં મરશે.

મનકુલ છે કે જ્યારે બંદએ મુ'મિન નમાઝ સહીહ રીતે અદા કરે છે અને તેના રૂકુઅ તથા સુજુદને ખુબીની સાથે અદા કરે છે તો તેની નમાઝ બરશાશ અને નૂરાની હોય છે. ફરિશ્તા તે નમાઝને આસમાન ઉપર લઇ જાય છે. તે નમાઝ તેના પઢનાર માટે દુઆ કરે છે. અને કહે છે 'હફિઝકલ્લાહુ સુબ્હાનહુ કમા હફિઝતની' (ખુદા તારી હિફાઝત કરે જેવી રીતે તુએ મારી હિફાઝત કરી) અને જો નમાઝને સારી રીતે અદા નહીં કરે તો તે નમાઝ કાળી હોય છે. ફરિશ્તાઓને તેનાથી કરાહત આવે છે. અને તેને આસમાન ઉપર નથી લઇ જતા. તે નમાઝ તેના પઢનારા ઉપર બદદુઆ કરે છે. અને કહે છે ઝય્યઅકલ્લાહુ તઆલા કમા ઝય્યઅતના (ખુદા તને બરબાદ કરે જેમકે તુએ મને બરબાદ કરી) તો નમાઝ સહીહ રીતે અદા કરવી જોઇએ. તઅદીલે અરકાન રૂકુઅ અને સજદા, કૌમા અને જલસા સારી રીતે અદા કરવું જોઇએ. બીજાને પણ કહેવું જોઈએ કે નમાઝ કામિલ તરીકે અદા કરે. કારણ કે વધુ ભાગે લોકો આ દૌલતથી મહરૂમ છે. અને એ અમલ છુટી રહયો છે અને એને ઝિંદા કરવું દીનની જરૂરતમાંથી છે.

આપ (સલ.)નું ફર્માન છે જે માણુસ મારી કોઇ મુર્દા સુન્નતને ઝિંદા કરે છે તેને સો (૧૦૦) શહીદોનો સવાબ મળે છે (મકતુબાતે ઈમામ રબ્બાની ભાગ-૨ પાનું ૧૩૮) ફકત ખુદાપાક વધુ જાણુનાર છે.

## મરઅલામાં એક મુફતી સાહબનો ઇશ્કાલ અને તેનો જવાબ

(૫૯૮) સવાલ :-'ફતાવા રઝવિય્યહ' ગુજરાતી ભાગ-૧ પાનું-૧૦૮ સવાલ નંબર ૯૨ના જવાબમાં છે :-"ફરીથી તકબીરે તહરીમા કહી નમાઝ શરૂ કરે"... આ જુઝઇય્યહથી એ સમજાયું કે ઈમામ સાથે શિરકત સહીહ ન થઇ. પરંતુ ફરીથી તકબીર કહીને નમાઝ શરૂ કરવાની શી જરૂરત છે? નમાઝ માટે તકબીરે તહરીમા કહેવામાં આવી ગઈ છે. અને નમાઝ શરૂ થઈ ચુકી છે. ફ

એટલી વાત છે કે ઇમામની સાથે શિરકત નથી થઈ. જેથી સોચો, વિચારો અને જરૂરત હોય તો ઇસ્લાહ કરી આપશો.

**જવાબ** :-બાદ સલામ મસ્નુન ! તવજ્જુહ અપાવવા બદલ આભાર ! મસ્અલામાં ઇસ્લાહની જરૂરત નથી 'શામી'માં છે. વઅફાદ અન્નહુ ક્મા લા યસિહહુ ઇકતિદાઉહુ લા યસીરૂ શારિઅન ફી સલાતિ નફ્સિહી અયઝન વહુવલ અસહહુ.

**અર્થાત** :-જયારે ઈકતિદા સહીહ નથી થઈ તો તેની પોતાની નમાઝની શરૂઆત પણ નથી થઈ અને એ નહીં કહેવામાં આવે કે એણે પોતાની નમાઝ શરૂ કરી દીધી (ભાગ-૧ પાનું-૪૪૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તકબીરે તહરીમા વખતે હાથ બાંધે કે છુટા રાખે ?

**(૫૯૯) સવાલ** :-તકબીરે તહરીમા વખતે બન્નેવ હાથ કાનો સુધી ઉઠાવી બાંધે કે છોડી દઈ ફરીથી બાંધે. સહીહ શું છે ? જણાવશો.

**જવાબ** :-તકબીરે તહરીમા પછી અને વિત્રમાં દુઆએ કુનુતથી પહેલાં, એ જ પ્રમાણે ઇદની નમાઝની પહેલી રકઅતમાં ત્રીજી તકબીર વખતે હાથ ઉઠાવી બાંધી લેવામાં આવે હાથ છોડી ફરીથી બાંધવું કોઈથી સાબિત નથી. ઇખતિલાફ એમાં છે કે સના અને કિર્અત પઢવાની હાલતમાં હાથ બાંધે કે છુટા રાખે, ઇમામ અબુ હનીફા અને ઇમામ અબુ યુસુફ (રહ.)ના નઝદીક બાંધવાનો હુકમ છે. (કેમકે તેઓ હાથ બાંધવાને કયામની સુન્નત ઠેરવે છે.) અને ઇમામ મુહમ્મદ (રહ.)ના નઝદીક સના વખતે છોડવાનો હુકમ છે. (એમના નઝદીક હાથ બાંધવું કિરઅતના અદબોમાંથી છે.)

(નુરૂલ ઈઝાહ પાનું-૭૬) (મરાકિલ ફલાહ-૫૨) (જવહરહ પાનું-૫૦ ભાગ-૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુલ જમાઅત વલ ઇમામત

## નમાઝની રાહ જોનાર માટે ફઝીલત

**(૬૦૦) સવાલ :–** હદીસમાં છે કે જ્યાં સુધી માણસ નમાઝના ઇન્તેઝારમાં બેસે છે. તેનો એ બધો ટાઈમ નમાઝમાં ગુઝારેલો ગણાય છે તો એના માટે બાવુઝુ રહેવું જરૂરી છે કે વગર વુઝુએ પણ મઝકુર સવાબ મળે છે ?

**જવાબ :–** મઝકુર ફઝીલત હાસિલ હોવા માટે બાવુઝુ હોવું જરૂરી છે. કારણકે વુઝુ ન રહેવાની સુરતમાં નમાઝની તૈયારી બાકી રહેતી નથી.

'હુજ્જતુલ્લાહિલ બાલિગહ' માં છે– અને નબીએ કરીમ (સલ.) એ સરાહતન કે ઇશારતન ફર્માવ્યું કે નમાઝની ફઝીલતને વધારનાર વાતોમાંથી એક એ છે કે જ્યારે કોઇ આદમી વુઝુ કરે અને વુઝુ સારી રીતે કરે એટલે કે વુઝુના અદબો જેમકે કિબ્લા રૂખ બેસવું, દુનિયાની વાતો ન કરવું, મસ્નુન રીતે મિસ્વાક કરવું. વિગેરેનો ખ્યાલ રાખે અને એને પુંરૂ કરે) પછી મસ્જીદ તરફ રવાના થાય. અને એનો હેતુ ફક્ત નમાઝ જ હોય તો એનું ચાલવું નમાઝના હુકમમાં ગણાશે. અને એના કદમ ગુનાહોથી કફ્ફારો કરનાર ગણાંશે. (દરેક કદમ પર ગુનાહ માફ થશે.) (ભાગ–૨ પાનું–૮૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફરજ નમાઝ પછી મસ્નૂન દુઆ.

**(૬૦૧) સવાલ :–** ફરજ નમાઝ પછી દુઆ 'અલ્લાહુમ્મ અન્તસ્સલામ વમિન્કસ્સલામ, તબારકત યા ઝલજલાલિ વલ ઈકરામ' જ પઢવું મસ્નૂન છે કે એની જગ્યાએ બીજી કોઇ દુઆ પઢવાથી પણ સુન્નત અદા થઈ જશે ? એક માણસનો દાવો છે કે 'અલ્લાહુમ્મ અન્તસ્સલામ' પઢવાથી સુન્નત અદા થશે. બીજી કોઈ દુઆ પઢવાથી સુન્નત અદા નહીં થાય બલ્કે સુન્નત વિરૂદ્ધ કહેવાશે. તો સહીહ શું છે ?

**જવાબ :–** બેશક ! ફરજો પછી 'અલ્લાહુમ્મ અન્તસ્સલામ' વાળી દુઆ મસ્નૂન અને અફઝલ છે. એ જ કારણથી વધુ પ્રમાણે તેને જ પઢવામાં આવે છે.

પરંતુ બીજી દુઆ અને દુરૂદ શરીફ પઢવાથી બલ્કે એટલો સમય ખામોશ બેસવાથી પણ સુન્નત અદા થઇ જાય છે. જેથી કોઈ બીજી દુઆને ખિલાફે સુન્નત કહેવું સહીહ નથી. (રૂઆઇલુલ અરકાન પાનું-૧૩૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જમાઅતે સાનિયહનો હુકમ

(૬૦૨) સવાલ :-તબ્લીગી જમાઅત એક વસ્તીમાં એવા સમયે પહોંચી કે જમાઅત થઈ ચુકી હતી તો એમના માટે બીજી જમાઅત કરવું બેહતર છે કે પછી એકલા પઢવું ? અઝાન, ઇકામત સાથે કે વિના અઝાન, ઇકામતે અદા કરવું બેહતર છે ?

જવાબ :-પુછેલી સુરતમાં એકલા એકલા વિના અઝાન અને ઇકામતે અદા કરવામાં આવે કે મસ્જીદમાં જમાઅતે સાનિયહ (બીજી જમાઅત) કરવું મકરૂહ છે. જમાઅત કરવી હોય તો ખારિજે મસ્જીદ કરે. (મબ્સુત કર્તા ઈમામ સરખ્સી ભાગ-૧ પાનું-૧૩૫, બાબુલ અઝાન) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇમામ માટે ઝાત-પાતનો લિહાઝ જરૂરી છે ?

(૬૦૩) સવાલ :-હમારે ત્યાં મસ્જીદ નથી. મસ્જીદનું કામકાજ ચાલુ છે. મદ્રસો છે અને ત્યાં બચ્ચાઓને પઢાવવા માટે એક મુદર્રિસ રાખેલો છે. જે ઝાતનો ફકીર છે. અહીંના લોકો નમાઝ પઢવામાં બહું પાછળ છે ફક્ત બન્ને ઇદની નમાઝોમાં જ કેટલાક લોકો આવે છે. આ લોકોનું કહેવુ છે કે ફકીરની પાછળ નમાઝ પઢવી કતઈ હરામ છે. માટે એને કાઢી મુકવો જરૂરી છે વળી સદર માણસ રોટી પણ ચાર-પાંચ ઘરેથી માંગી લાવી ખાય છે. જેથી એના પાછળ નમાઝ થતી જ નથી. વળી ગામમાં મૈયતને ગુસલ આપનાર કોઈ ન હોવાથી સદર માણસ જ ગુસલ આપે છે તો આવા સંજોગોમાં એના નમાઝ પઢાવવામાં કાંઈ વાંધો આવશે કે કેમ ?

જવાબ :-બેશક નમાઝીઓમાં જે સૌથી અફઝલ હોય તેને ઇમામતનો મનસબ સ્વાધિન કરવામાં આવે કે નમાઝ સહીહ અને કામિલ રીતે અદા થાય અને મુક્તદીઓ ઈમામને દિલથી ચાહી વધુ પ્રમાણમાં હાજરી આપે તથા ખુશુઅ, ખુઝુઅમાં મદદરૂપ થાય. જાહિલ અને નીચ પૈશો કરનાર ઇમામત કરશે તો લોકો ઈઝ્ઝતની નિગાહે નહીં જોશે. અને જમાઅત તુટી જશે. માટે એવા માણસને ઇમામ બનાવવું મકરૂહ છે

'ફતાવા આલમગીરી'માં છે. :- 'લિઅન્નલ મકસૂદ કસ્રતુલ જમાઅતિ વરગબતુન્નાસિ ફીહી અકસરૂ.'

**અર્થાત** :-અફઝલને ઇમામ બનાવવાનો હેતુ એ છે કે નમાઝીઓ તેને ચાહી આવે. અને જમાઅત મોટી થાય. (ભાગ-૧ પાનું-૮૩)

અફઝલ ઈમામ તે છે જે નમાઝીઓમાં સૌથી વધુ નમાઝના અહકામ (મસાઈલ)નો જાણકાર હોય. કુર્આન શરીફ સહીહ, બાકાયદા તજવીદ અનુસાર પઢે. પરહેઝગાર, સહીહુલ અકીદહ, હસબમાં અફઝલ, ઉમરમાં મોટો, બાવજાહત, નસબી શરાફત. ખુશ અખલાક, સાફ સુથરા લિબાસવાળો ઇમામતનો વધુ હકદાર છે. જેથી લોકો એવા ઈમામ પાછળ નમાઝ પઢવાનો શોક રાખે અને જમાઅત મોટી થાય. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૮૩)

હદીસ શરીફમાં છે કે અગર તમો પસંદ કરતા હોય કે તમારી નમાઝ કબુલિયતનો દરજો હાસિલ કરી લે તો તમારામાં જે અફઝલ હોય તે તમારી ઈમામત કરે. કારણ કે તેઓ તમારા અને તમારા પરવરદિગાર વચ્ચે એલચી તરીકે છે. (શહુંન્નિકાયહ ભાગ-૧ પાનું-૮૬) (તકમીલુલ ઇમાન ફારસી પાનું-૭૮)

માટે અફઝલને ઈમામ બનાવે અને ઈમામથી એવા કામો લેવામાં ન આવે કે જેનાથી લોકો તેને ઝલીલ સમજે. અગર કોઇ જગ્યાએ અફઝલ ઇમામ ન હોય, ફાસિક હોય તો પણ જમાઅત ન છોડે. જમાઅતની ફઝીલત અને તેની અહમિયત જોતાં એકલા પઢવા કરતાં એવા ઈમામ પાછળ પઢી લેવું બેહતર છે. ( તકમીલુલ ઈમાન ફારસી-૮૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તહજજુદ ગુઝાર રમઝાનમાં વિત્ર જમાઅતથી પઢે કે તન્હા ?

(૬૦૪) **સવાલ** :-તહજજુદ પઢનાર રમઝાનમાં વિત્ર તહજજુદ પછી પઢે કે જમાઅતની સાથે ? અફઝલ શું છે ?

**જવાબ** :-તહજજુદ પઢનાર માટે પણ અફઝલ એ જ છે કે રમઝાનમાં વિત્ર જમાઅતથી પઢે (નુરૂલ ઈઝાહ પાનું-૧૦૦) (મરાકિલ ફલાહ પાનું-૭૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગરમીના લઈ મસ્જીદના ધાબા ઉપર જમાઅત કરી શકાય ?

(૬૦૫) **સવાલ** :- હમારા ત્યાં ગરમીની સીઝનમાં ઇશાંની નમાઝ અને રમઝાનમાં તરાવીહ તથા વિત્રની નમાઝ પણ મસ્જીદના ધાબા ઉપર

જમાઅતથી થાય છે. જમાઅતખાનામાં નથી પઢતા એમાં કાંઈ કબાહત તો નથી ? ખુલાસો કરશો.

જવાબ :-ગરમીના લીધે મસ્જીદનું જમાઅતખાનું અને સહને મસ્જીદ છોડી તેના ધાબા ઉપર ઇશા, તરાવીહ વિગેરેની જમાઅત કરવી મકરૂહ છે. હાં, જે નમાઝીઓને જમાઅતખાનામાં અને સહેનમાં જગ્યા મળી ન હોય તેઓ જમાઅતખાનાના ધાબા ઉપર જઇ નમાઝ પઢે તો વિના કરાહતે જાઇઝ છે. કારણ કે એ મજબુરી છે. 'નિસાબુલ ઇહતિસાબ'માં છે. અર્થાત -મુહીતમાં છે કે કઅબહ શરીફની ઉપર નમાઝ પઢવી તેમજ મસ્જીદની છત અને ધાબા ઉપર ચઢવું. (બે અદબી અને બેહુરમતીના કારણે) મકરૂહ છે. પણ મરમ્મત વિગેરે માટે ઝરૂરતન ચઢવું પડે તો મકરૂહ નથી. એ જ પ્રમાણે દરેક મસ્જીદના ધાબા ઉપર ચઢવું મકરૂહ છે. એટલા માટે સખત ગરમીમાં છત ઉપર ચઢી જમાઅત સાથે નમાઝ પઢવી મકરૂહ છે.

હાં, જ્યારે નીચે જમાઅતખાના તથા સહેનમા જગ્યા ન હોય તો ઝરૂરતન ઉપર ચઢી શકાય છે. ગરમીની શિદ્દત મુજીબે જરૂરત (જરૂરત સાબિત કરનારી) નથી. ગરમીની મશકકત બરદાશત કરવામાં નમાઝી વધુ અજર અને સવાબનો હકદાર બને છે. (નિસાબુલ ઇહતિસાબ કલમી બાબ. ૧૫ પાનું ૩૨)

અને ફતાવા આલમગીરીમાં છે. અર્થાત :- દરેક મસ્જીદની છત તથા ધાબા ઉપર ચઢવું મકરૂહ છે. એટલા માટે સખત ગરમીમાં મસ્જીદ ઉપર ચઢી નમાઝ પઢવું મકરૂહ છે. પણ જો મસ્જીદ તંગ હોય. નીચે નમાઝી સમાઇ સકતા ન હોય તો જરૂરતન મુસલ્લી ઉપર ચઢે તો મકરૂહ નથી. (ભાગ-૬ પાનુ ૩૧૫ (મજમુઆ ફતાવા સઅદિય્યહ પાનું ૧૪૮, નફઉલ મુફતી વસ્સાઇલ ૧૨૧, શામી ભાગ-૧ પાનું ૬૧૪, કબીરી ૩૯૨)

ગરમીમાં સહને મસ્જીદમાં વગર વાંધે જમાઅત કરી શકાય છે. અગર કોઇ જગ્યાની સહન દાખિલે મસ્જીદ ન હોય ખારિજ હોય, તો બાનીએ મસ્જીદ, અગર તે ન હોય તો જમાઅતના લોકો અને મહોલ્લાના માણસો બધા મુત્તફિક થઇ દાખિલે મસ્જીદ હોવાની નિય્યત કરી લેશે તો દાખિલે મસ્જીદ થઇ જશે. અને મસ્જીદના દરેક અહકામ અને આદાબ લાગુ પડી જશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## શરૂ કીધેલી નમાઝ મસ્જીદની તકબીર સાંભળી તોડે કે નહીં ?

**(૧૦૬) સવાલ** :–મસ્જીદમાં નમાઝ થઇ જવાના ખ્યાલથી નમાઝ શરૂ કીધી. પછી મસ્જીદની ઇકામત સાંભળી તો નમાઝ પુરી કરે યા તોડીને જમાઅતમાં શરીક થઈ જાય ?

**જવાબ** : પુછેલી સુરતમાં નમાઝ પુરી કરે 'ખુલાસતુલ ફતાવા'માં છે. અગર મકાનમાં નમાઝ શરૂ કીધી પછી બીજી મસ્જીદ યા મહોલ્લાની મસ્જીદની ઈકામત સાંભળી તો નમાઝ પુરી કરે. (ભાગ-૧ પાનું-૨૨૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફજર અને અસરમાં ઈમામ દુઆ માટે કઇ તરફ મોં કરે.

**(૧૦૭) સવાલ** :-ફજર અને અસરની નમાઝના સલામ પછી ઇમામે કઇ તરફ મોં કરી બેસવું અફઝલ છે ?

**જવાબ** :–સીધી તરફ ફરીને બેસવું અફઝલ છે. પરંતુ તેના ઉપર હંમેશગી ન કરે. કદી કદી ડાબી બાજુ પણ ફરીને બેસે જેથી સીધી બાજુ ફરીને બેસવાને લોકો જરૂરી ન સમજી લીએ.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.)થી મરવી છે કે:–તમો લોકો એ પ્રમાણે ન કરો કે તમારી નમાઝનો અમુક ભાગ શૈતાનના માટે કરી લો કે તમો સમજવા લાગો કે આ લાઝિમ અને ફર્ઝ છે કે ફકત જમણી તરફ જ ફરી જાઓ બેશક ! મેં રસુલુલ્લાહ (સલ..ને કેટલીક વખત ડાબી તરફ ફરતા જોયા છે. (મિશકાત પાનું–૮૭)

'મિરકાત શહેં મિશકાત' ભાગ-૨ પાનું-૩૫૩ 'મત્બએ ઈમ્દાદિયહ મુલ્તાન'માં છે. જે કોઇ અમરે મન્દુબ યા મુસ્તહબ પર એવો ઇસ્રાર કરે કે તેને વાજીબ અને લાઝિમ કરી લે અને કદી પણ જવાઝ અને રૂખ્સત પર અમલ ન કરે તો બેશક એવા માણસને ગુમરાહ કરવામાં શૈતાન કામયાબ થઇ ગયો. (જ્યારે મુસ્તહબનો આ હાલ હોય કે ઇસરાર કરવું અને જરૂરતથી વધુ અહમિયત આપવું ગુમરાહી હોય તો ગોર કરો) જે માણસ બિદઅત અને ફેઅલે મુનકિર પર ઈસરાર કરશે તેનો શું હુકમ હશે ?

અને સાહિબે 'મજમઉલ બિહારે' આ હદીસથી દલીલ પકડી લખ્યું છે કે 'અન્નલ મન્દુબ યનકલિબુ મકરૂહન ઇઝા ખીફ અંય્યરફઅ અન રૂત્બતેહી.

**અર્થાત** :–બેશક ! કોઇ મુસ્તહબ કામને તેના મરતબાથી વધારી દેવામાં આવે એટલે કે તેને જરૂરી સમજી લેવામાં આવે એઅતેકાદન યા તો અમલન, તો તે મકરૂહ થઈ જાય છે. (ભાગ-૨ પાનું ૨૨૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઘરમાં ઔરત સાથે જમાઅતથી નમાઝ પઢી શકાય ?

**(૧૦૮) સવાલ** :– મસ્જીદમાં જમાઅત ન મળે તો ઘરમાં પોતાની ઔરત સાથે જમાઅત કરી નમાઝ પઢી શકાય કે એકલા પઢવી જોઈએ ?

**જવાબ** :– મસ્જીદમાં જમાઅત થઇ ગઈ હોય, અથવા શરઇ ઉઝરના કારણે મસ્જીદમાં જઈ શકાતું ન હોય તો ઘરમાં ઔરત, માં–બહેન વિગેરેની સાથે જમાઅત કરી નમાઝ પઢવી બેહતર છે.

ઔરત એક હોય કે વધુ હોય તે પાછળ ઉભી રહે. પુરૂષની જેમ બાજુમાં ઉભી રહેશે તો નમાઝ થશે નહીં. શરઇ ઉઝર વિના ઘરમાં નમાઝ પઢવાની આદત બનાવી લેવી ગુનાહિત અને મુનાફિક હોવા સમાન છે.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઉદ (રદી.) ફરમાવે છે. મેં એવી હાલત જોઇ છે કે ફકત તે જ માણસ જમાઅતથી પાછળ રહી જતો હતો જે એવો મુનાફિક હોય જેના નિફાકની બધાંને જાણ થતી હતી યા તો એવો બીમાર હોય જે બે માણસોના સહારે પણ મસ્જીદમાં ન આવી શકે. (મિશકાત શરીફ બાબુલ જમાઅત પાનું-૯૬)

અને ફર્માવ્યું જો તમો મસ્જીદ છોડી પોતાના ઘરોમાં નમાઝ પઢવા લાગ્યા તો (જાણી લો કે) તમે તમારા નબીનો તરીકો છોડી દીધો અને જયારે તમે તમારા નબીનો તરીકો છોડી દીધો તો ખરેખર તમે ગુમરાહીના રસ્તે પડી ગયા. (મિશકાત બાબુલ જમાઅત પાનું ૯૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે

## હનફી ઇમામ શાફિઇ મુકતદીની આમીન કહેતાં સુધી ઉભો રહે ?

**(૧૦૯) સવાલ** :–હમારા ચીપાટામાં હિંદી, આફ્રિકી બે જાતની વસ્તી છે હિંદુસ્તાની મુસલમાન તો દરેક હનફી છે પરંતુ આફ્રિકી મુસલમાન દરેક શાફેઈ છે તે લોકો હર જુમ્આના નમાઝે જુમ્અહ અદા કરવા માટે હનફી મસ્જીદમાં આવે છે. અને હનફી ઈમામ પાછળ નમાઝ પઢે છે. હવે સુરએ ફાતેહા ખત્મ થતાં જ આમીન અને બિસ્મીલ્લાહ પઢીને ઇમામ બીજી સુરત શરૂ કરી આપે છે. પરંતુ શાફેઇ મુકતદી ઝોરથી આમીન પુકારે છે અને ખેચે પણ છે તો ઈમામે તે વખતે તેમની આમીન કહેવા સુધી થોભવું જોઇએ કે પછી તરત જ બીજી સુરત શરૂ કરી આપવી. ખુલાસાથી વર્ણવશો મહેરબાની થશે.

જવાબ :-પુછેલી સુરતમાં શાફિઈલ મઝહબ મુકતદીઓની આમીન ખતમ થવા સુધી હનફી ઈમામ થોભી શકે છે. એમાં કરાહત નથી. ઈમામ પણ ઈત્મીનાનથી આમીન કહે જેથી વધુ વકફો માલુમ ન પડે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## પહેલી સફનું ઈમામની બરાબર ઉભા રહેવું ?

**(૬૧૦) સવાલ** :-હમારા ત્યાં જ્યારે તબ્લીગી જમાઅત આવે છે ત્યારે આગલી સફ આગળ વધારી દેવાય છે. અને મુકતદી ઈમામથી થોડા જ પાછળ હોય છે ઈમામની પાછળના મુકતદીને સજદાની જગ્યા નથી મળતી (એટલે તે જગ્યા ખાલી રહે છે) એટલા માટે કે ઈમામ થોડો આગળ થાય છે તો આ પ્રમાણે કરવાથી કાંઇ કબાહત તો નથી ?

જવાબ :-એક મુકતદી હોય તો ઈમામના બરાબર ઉભો રહે. બે મુક્તદી હોય તો ઈમામના બરાબર ઉભા રહેવું મકરૂહે તન્ઝીહી છે. અને બેથી વધુ મુકતદી હોય તો ઈમામના બરાબર ઉભા રહેવું મકરૂહે તહરીમી છે. (શામી ભાગ-૧ પાનું-૫૩૧)

જેથી પુછેલી સુરતમાં પહેલી સફનું આગળ વધવું એ રીતે કે મુકતદી ઈમામના પાછળ સજદો ન કરી શકે મકરૂહે તહરીમી છે. અલબત્ત અગર પાછળ જમાઅતખાનામાં યા સહેનમાં તથા બરઆમદામાં પણ જગ્યા ન હોય. અગર હોય તો વરસાદ યા સખત તડકાને લઈ ઉભા રહેવું મુશકિલ હોય તો પછી કરાહત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બીજી સલામ ઈમામના સલામ પહેલા ફેરવવું ?

**(૬૧૧) સવાલ** :-ઇમામે પહેલી સલામ ફેરવી તેની સાથે મુકતદીઓએ સલામ ફેરવી પરંતુ બીજી સલામ ફેરવવામાં ઇમામે તાખીર કીધી તો મુકતદીઓએ એ ખ્યાલથી કે ઈમામે બીજી સલામ ફેરવી દીધી હશે ઈમામથી પહેલાં સલામ ફેરવી દીધી તો મુકતદીઓની નમાઝ થઈ કે નહીં ?

જવાબ :-પુછેલી સુરતમાં મુકતદીઓનું કાર્ય બુરૂં કહેવાશે. પરંતુ નમાઝ સહીહ થઈ ગઇ. દોહરાવવાની જરૂરત નથી.

'તઝકિરતુર્રશીદ'માં આ મસ્અલો છે. પણ તે સહીહ નથી. 'તઝકિરતુલ ખલીલ'માં એ મસ્અલો સહીહ લખવામાં આવ્યો છે. (જુઓ પાનું-૨૦૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ મુફસિદાત વલ મકરૂહાત

## સુન્નત પઢયા વગર ફર્ઝ શરૂ કરવી.

(૬૧૨) સવાલ :- સવારની ફર્ઝ નમાઝ શરૂ કરતાં યાદ આવ્યું કે સુન્નત પઢવાની રહી ગઇ છે. આવી હાલતમાં ફર્ઝ તોડી સુન્નત પઢવી જોઇએ કે નહીં ?

જવાબ :- ના, સુન્નત માટે ફર્ઝ નમાઝ તોડી શકાય નહીં.

'બહરૂર્રાઇક'માં છે:- 'વલવ તઝક્કર ફિલ ફજ્રિ અન્નહુ લમ યુસલ્લિ રકઅતયિલ ફજ્રિ લમ યકતઅ'

અર્થાત :- ફર્ઝ નમાઝમાં યાદ આવ્યું કે સુન્નત પઢી નથી તો નમાઝ તોડે નહીં (ભાગ-૨ પાનું-૪૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## નમાઝમાં આસ્તીનો ચઢાવવી

(૬૧૩) સવાલ :-એક ભાઇને એવી ટેવ છે કે નમાઝની અંદર પણ ગરમીના લીધે બન્નેવ હાથની આસ્તીનો ચઢાવે છે તો એનાથી નમાઝમાં ઉણપ આવશે કે નહીં ? હવાલો જરૂર આપશો. નહીં તો તે ભાઇ માને એમ નથી.

જવાબ :- નમાઝની હાલતમાં બન્નેવ હાથની આસ્તીનો કોણી સુધી ચઢાવવું અમલે કસીર છે જેથી નમાઝ ફાસિદ થએલી ગણાશે. માટે આવી હરકતથી એહતેરાઝ કરવું જરૂરી છે. "શામી" માં છે:- અમ્મા લવ શમ્મર વહુવ ફીહા તફ્સુદો લિઅન્નહુ અમલુન કસીરૂન".

અર્થાત :- આસ્તીનો ચઢાવેલી હાલતમાં નમાઝ શરૂ કરવી મકરૂહ છે. પરંતુ નમાઝની હાલતમાં આસ્તીનો ચઢાવશે તો અમલે કસીર હોવાના લીધે નમાઝ ફાસિદ ગણાશે. (ભાગ-૧ પાનું ૫૯૯) વુઝુ માટે અથવા બીજા કોઈ કારણે આસ્તીનો ચઢાવેલી હોય તો ઉતારી લે. પછી નમાઝ શરૂ કરે. અગર ચઢેલી રહી ગઇ હોય તો બેહતર એ છે કે થોડી થોડી કરીને ઉતારી લે કે અમલે કસીર

લાઝિમ ન આવે. આસ્તીનો ચઢેલી રાખી નમાઝ પઢવું અથવા અડધી બાંયનું કમીસ પહેરી નમાઝ પઢવું મકરૂહ છે. (દુર્રે મુખતાર શામી ભાગ ૧ પાનું ૫૯૮, ૫૯૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## નમાઝમાં ખંખારવા વિષે.

(૬૧૪) સવાલ :–બલગમ, કફ દુર કરવા અને નમાઝમાં ગળાની સફાઈ માટે ઈમામ ખંખારે તો નમાઝ તૂટી જશે કે નહીં ? જહરી નમાઝ (જેમાં કિઅંત ઝોરથી પઢાય છે તે નમાઝ) અને સિર્રી નમાઝ (જેમાં કિઅંત ઝોરથી પઢાતી નથી તે નમાઝ) તેમજ ઈમામ અને ગૈર ઇમામની કોઈ શર્ત છે કે નહીં ?

જવાબ :-ઈમામ અને ગૈર ઇમામ (મુકતદી અને મુનફરિદ) જહરી નમાઝ અથવા સિર્રી નમાઝમાં ગળું સાફ કરવા બલગમ, કફ દુર કરવા અને અવાઝની સફાઇ માટે ખંખારે તો નમાઝ તુટી જતી નથી. અલબત્ત, ઉઝર અને જરૂરત વગર ખંખારે (જેમકે લોકોની આદત છે) અને તેનાથી બે અક્ષર નિકળે જેમકે "ઉહ-ઉહ" કરે તો નમાઝ તુટી જાય છે.

"દુર્રે મુખતાર"માં છે :–અર્થાત:–અને નમાઝમાં ઉઝર વગર બે અક્ષરથી ખંખારવું જેમકે "ઉહ-ઉહ" કરવું નમાઝને ફાસિદ કરે છે. જો ઉઝરના લીધે જેમકે આવાઝ સુધારવા અને સાફ કરવા માટે ખંખારે તો નમાઝ ફાસિદ થતી નથી. (શામી ભાગ-૧ પાનું-૫૭૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## નમાઝીની સામેથી પસાર થવું.

(૬૧૫) સવાલ :-મસ્જીદમાં સુન્નત, નફિલ પઢનારાની આગળથી લોકો ચાલ્યા જાય છે. મના કરવા છતાં માનતા નથી, બેદરકારી વાપરે છે. એનો શું હુકમ છે ? નમાઝ ફાસિદ થશે કે નહીં ? જણાવશો.

જવાબ :-નમાઝ ફાસિદ થશે નહીં, દોહરાવવાની જરૂરત નથી. પરંતુ નમાઝ પઢનારનો એહતેરામ જરૂરી છે. નમાઝ પઢનાર ખુદાપાક સાથે વાતો કરે છે. અને જયારે વાતો કરનારા ભાઈઓના વચ્ચેથી પસાર થવું ખરાબ ગણાય છે તો ખુદા અને નમાઝીની વચ્ચેથી પસાર થવું કેટલું ખરાબ હશે ?

નમાઝીના "ખુશુઅ" "ખુઝુઅ"માં પણ એનાથી ખલલ આવે છે. માટે નમાઝીના સામેથી પસાર થનારને હદીસમાં 'શયતાન' કહેવામાં આવ્યું છે.

અને આપ (સલ.)નું ફરમાન છે કે નમાઝીના આગળથી પસાર થનાર અગર જાણી લે કે એનો વબાલ કેટલો સખત અને સંગીન છે. તો બહું લાંબી મુદ્દત સુધી ઉભો રહે પણ આગળથી પસાર થવાની હિમ્મત કરશે નહીં નમાઝીને પણ જોઇએ કે તે એવી જગ્યાએ નમાઝ નહીં પઢે. અગર મજબુરી હોય તો કોઇ વસ્તુ એક હાથ ઉંચી આગળ મુકી નમાઝ પઢે એને સુતરો (આડ) કહે છે. સુતરાની લંબાઇ ઓછામાં ઓછી એક હાથ યા બે બાલિશ્ત અને મોટાઇ એક આંગળી જેટલી હોવી જોઇએ. (શામી ભાગ-૧ પાનું ૫૯૬)

કેટલીક જગ્યાએ લોકો મસ્જીદના સહેનમાં સુન્નતો વિગેરે પઢે છે. ત્યારે તેના આગળ વરન્ડામાંથી લોકો પસાર થાય છે. વરન્ડો સહેનથી ઉંચો હોય છે. તેને સુતરો સમજે છે. એ ખોટું છે. વરંડાની ઉંચાઇ સુતરાની ગણત્રીમાં આવી શકતી નથી. માટે નમાઝ પઢનારાની સામે વરંડામાંથી પસાર થનાર ગુનેહગાર થાય છે. હરમ શરીફમાં નમાઝીઓના સજદાની જગ્યા આગળથી લોકો પસાર થાય છે. તેના ઉપર આપણે ત્યાંની મસ્જીદોને કોઇ કિયાસ કરે તો એ સહીહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફરજ નમાઝમાં ઇમામને વિના જરૂરતે લુકમો આપવો ?

(૬૧૬) સવાલ :- શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતિયાને કિરામ નીચેના મસ્અલામાં કે ઇમામ જહરી નમાઝની પહેલી રકઅતમાં 'વસીકલ્લઝીન કફરૂ" નો રૂકૂઅ પઢી રહયા હતા. ભુલથી "કીલદખુલુ અબ્વાબ જહન્નમ"ની આયત છોડી "વસીકલ્લઝીનત્તકવ"ની આયત શરૂ કરતાં જ પાછળથી એક મુકતદીએ "કીલદખુલુ"નો લુકમો આપ્યો. નમાઝથી ફારિગ થઇ ઇમામ સાહબે કહ્યું કે લુકમો આપવાની જરૂરત ન હતી. મુકતદી કહે છે કે લુકમો આપવો જરૂરી હતો. કારણકે મઝમુન પુરો કરવો જ જોઇએ અને દલીલમાં "વરત્તિલિલ કુર્આન તરતીલા" પેશ કરે છે. પુછવાનું એ કે સહીહ અને કાબિલે અમલ શું છે ? કિતાબોના હવાલાઓ સહિત સમજાવવા મહેરબાની કરશોજી.

જવાબ :- મઝકુર સુરતમાં જ્યારે ઇમામે આગળની આયત શરૂ કરી દીધી તો લુકમો આપવાની જરૂર ન હતી એવી સુરતમાં અમુક ફુકહા (રહ.) લુકમો આપનાર મુકતદી અને લુકમો લેનાર ઇમામ વિગેરેની,નમાઝ ફાસિદ હોવાના કાઇલ છે. કારણકે એ વિના હાજતે તલકીન છે જેની ઝાહિરી સુરત

તઅલીમ અને તઅલ્લુમ (શીખવાડવા અને શીખવા) ની છે.

હિદાયહમાં છે:-વલવ કાનલ ઈમામો ઈન્તકલ ઈલા આયતિન ઉખ્રા તફસુદો સલાતુલ ફાતિહિ વતફસુદો સલાતુલ ઈમામિ લવ અખઝ બિકવલિહી લિવુજુહિત્તલકીનિ વત્તલકીનુ મિન ગયરિ ઝરૂરતિન.

અર્થાત :- અગર ઈમામ ભુલી ગયા અને બીજી આયત પઢવા લાગ્યા. ત્યાર બાદ મુકતદીએ લુકમો આપ્યો એટલે (ભુલેલી આયત બતાવી) તો લુકમો આપનાર મુકતદીની નમાઝ ફાસિદ થઈ જશે. અને જો ઈમામ લુકમો લઇ લેશે તો તેની નમાઝ પણ ફાસિદ થઇ જશે. બિન જરૂરી તલકીનના લીધે (ભાગ-૧ પાનુ-૧૧૬)

પરંતુ સહીહ એ છે કે નમાઝ ફાસિદ થતી નથી. પણ વિના જરૂરતે લુકમો આપવો મકરૂહ છે. દુર્રે મુખતાર અને શામી વિગેરેમાં છે.

અર્થાત :- મુકતદી પોતાના ઈમામને લુકમો આપે તો નમાઝ ફાસિદ થશે નહીં. ન તો લુકમો આપનાર મુકતદીની, ન તો લુકમો લેનાર ઇમામની, જરૂરત જેટલી કિરાઅત કરી ચુકયો હોય કે ન હોય. (શામી ભાગ-૧ પાનું ૫૮૨) પણ ફુકહા (રહ.) એ ચોખવટ કરી છે કે મુકતદી ઈમામને લુકમો આપવામાં જલ્દી નહીં કરે કારણકે લુકમો આપવાની ઝાહેરી સુરત તઅલીમ અને તઅલ્લુમ (શીખવાડવા અને શીખવા)ની છે. જે વિના જરૂરતે મકરૂહ છે. ઇમામને પણ ખાસ હિદાયત આપવામાં આવી છે કે મુકતદીઓને લુકમો દેવા ઉપર મજબૂર નહીં કરે. એવી રીતે કે એક આયત અથવા એક જુમ્લાને દોહરાવતો રહે. અથવા ખામોશ ઉભો રહે જેથી મુકતદીને લુકમો આપવાની ફર્ઝ પડે બલકે અગર બમિકદારે વાજીબ (એક રિવાયતમાં બકદરે મુસ્તહબ) કિરાઅત કરી ચુકયો હોય તો રૂકુઅ કરી લે અથવા તો આગળની આયત યા સુરત પઢવાનું શરૂ કરી દે. (હિદાયહ ભાગ-૧ પાનું-૧૧૬, શામી ભાગ-૧ પાનું ૫૮૨)

સારાંશકે પુછેલી સુરતમાં લુકમો આપવાની જરૂરત નથી. બિન જરૂરતે લુકમો અપાયો છે. "કીલહુખુલુ"ની આયત છુટી જવાથી નમાઝમાં ખરાબી આવતી નથી. (અલબત્ત ખત્મે કુર્આનની તરાવીહ હોય તો લુકમો આપવો જરૂરી હોત)

હુકમો આપવાની જરૂરત સાબિત કરવા માટે "વરત્તિલિલ કુર્આન તરતીલા" ની આયત પેશ કરવું સહીહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## પહેલી રકઅતની કિઅ'ત લ'બાવવામાં કાંઈ વાંધો છે ?

(૬૧૭) સવાલ :-હમારા ઇમામ સાહબ કદી-કદી મગરિબની નમાઝની પહેલી રકઅતમાં સુરએ બકરહનો આખિરી ભાગ 'આમનર્રસુલુ'થી આખિર સુધી પઢે છે. અને બીજી રકઅતમાં 'સુરએ ઇખ્લાસ' અથવા 'સુરએ કાફિરૂન' કે 'સુરએ નસ્ર' વિગેરે પઢે છે. તો એમાં કાંઇ વાંધો છે ?

જવાબ :-પુછેલી સુરતમાં વગર વાંધે અને વિના કરાહતે નમાઝ થઇ જાય છે. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૭૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## બીજા કાયદામાં ઇમામ ફોત થઈ જાય તો શું હુકમ છે ?

(૬૧૮) સવાલ :-બીજા કાયદામાં ઈમામ ફોત થઇ ગયો તો મુક્તદીઓની નમાઝનો શું હુકમ છે ?

જવાબ :-પુછેલી સુરતમાં નમાઝ બાતિલ થઈ જશે. ફરીથી પઢવી પડશે (શામી ભાગ-૧ પાનું-૫૮૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુસ્સુનન વન્નવાફિલ

## શું ઇશરાકની નમાઝ માટે જગ્યા મુકર્રર કરવું શર્ત છે ?

(૬૧૯) સવાલ :-મહોલ્લાની મસ્જીદમાં સવારની નમાઝ પઢે અને કુર્આનની તફસીર સાંભળવા અર્થે બીજી મસ્જીદમાં જાય અને ત્યાં ઇશરાકની નમાઝ પઢે તો ઇશરાકની નમાઝનો અજર અને સવાબ મળશે કે નહીં ? કે પછી ફર્ઝ નમાઝ પઢીને તે જ જગ્યાએ ઇશરાક પઢવું જરૂરી છે ? અગર મસ્જીદથી ઘર પર ઇસ્તિનજા અથવા ગરમ પાણીથી વુઝુ કરવા માટે જાય અને ઘરમાં જ ઇશરાક અદા કરે તો અજર અને સવાબનો હકદાર છે કે નહીં ?

જવાબ :-ઇશરાકની નમાઝની પુરી ફઝીલત અને મુકમ્મલ સવાબનો તે માણસ મુસ્તહિક છે જે ફજરની નમાઝ મસ્જીદમાં જમાઅતથી અદા કરે યા મજબુરીના લઇ ઘરમાં પઢે. અને તે જ જગ્યાએ બેસી રહે. અને ઝિક્રે ઇલાહીમાં મશગુલ રહે. પછી મકરૂહ વખત નિકળી જવા બાદ બે રકઅત યા ચાર રકઅત 'સલાતુઝઝુહા' અદા કરે. તેમજ તે માણસ જે કુર્આનની તફસીર સાંભળવા માટે બીજી મસ્જીદમાં જાય અને વખત થવા પર ઇશરાકની નમાઝ પઢી લે તે પણ ઇશરાકની ફઝીલત પ્રાપ્ત કરશે. પરંતુ નિસ્બતન ઓછી, એવી જ રીતે તે માણસ પણ જે તબઇ ઉઝર (ઇસ્તિનજા યા વુઝુની ઝરૂરત)ના લઇ ઘરે જવા પર મજબુર થયો છે અને હાજતથી ફારિગ થઇ દુન્યવી કામમાં મશગુલ થવા પહેલાં નમાઝ પઢે છે તે પણ ઇશરાકના સવાબથી મહરૂમ થશે નહીં. અને આ અવર-જવરને મસ્જીદમાં થોભવાનો દરજ્જો આપવામાં આવશે. અને જે પ્રમાણે મુઅતકિફ માટે તબઇ હાજતના કારણે મસ્જીદથી નિકળવું એઅતિકાફના મનાફી નથી એના માટે પણ મનાફી ન હોવું જોઇએ.

(કાલ કાલ રસુલુલ્લાહિ (સલ.) મન સલ્લલ ફજ્ર ફી જમાઅતિન સુમ્મ કઅદ યઝકુરૂલ્લાહ) અય ઇસ્તમર્ર ફી મકાનિહી વમસ્જીદિહીલ્લઝી સલ્લા ફીહી

ફલા યુનાફિહિલ કિયામુ લિતવાફિન અવ લિતલબિ ઇલ્મીન અવ મજલિસિ વઅઝિન ફિલ મસ્જિદિ બલ વકઝા લવ રજઅ ઇલા બયતિહિ વસ્તમર્રે અલઝ ઝિક્રે (હત્તા તત્લુઅશ્શમ્સુ સુમ્મ સલ્લા રકઅતયનિ) મિરકાત બાબુઝ-ઝિક્રે બઅદસ્સલાત) અર્થાત :-સારાંશકે ઈશરાક લગી ઝિકરૂલ્લાહમાં મશગુલ રહી ઈશરાકની નમાઝ પઢનાર સવાબનો હકદાર છે. જોઈએ તો ત્યાં જ બેસી રહે અથવા ત્યાંથી ઉઠી તવાફ કરે. અથવા મસ્જીદમાં ઈલ્મે દીન હાસિલ કરે. અથવા વઅઝની મજલિસમાં શરીક થાય બલ્કે જો પોતાના ઘરે જઇ ઝિકરૂ-લ્લાહમાં મશગુલ રહી ઈશરાકની નમાઝ પઢશે તો પણ સવાબનો હકદાર બનશે. (ભાગ-૨ પાનું-૩૬૫) (મકતબએ ઈમ્દાદિયહ મુલ્તાન)

(કાલ-કાલ રસુલુલ્લાહિ (સલ.) મન કઅદ) અય ઈસ્તમર્રે (ફી મુસ્લ્લાહુ) મિનલ મસ્જિદિ અવિલ બયતિ મુશ્તગિલમ બિઝઝિકિ અવિલ ફિકરિ અવ મુફીદન લિલઇલમિ અવ મુસ્તફીદન અવ તાઇફમ બિલબયતિ (મિરકાત પાનું-૨૦૩ ભાગ-૩ મુલ્તાની) (શર્હે મિશ્કાતુલ્મસાબીહ પાનું-૧૫૧) (અશીઅતુલ-લમઆત ભાગ ૧ પાનું-૪૨૨ તેમજ ૫૫૩)

ફાયદો :- પછી બેઠા-બેઠા અલ્લાહને યાદ કરો, ઝિક્રમાં મશગુલ રહો પોતાની નમાઝની જગ્યામાં, અને પોતાની મસ્જીદમાં કે જેમાં નમાઝ પઢી છે. બસ તવાફ તેમજ ઈલ્મની તલબ માટે કે વઅઝની મજલિસ માટે ઉઠવું મસ્જીદમાં મનાઈ નથી. અને એ જ પ્રમાણે અગર ઘરે ચાલ્યો જાય. અને ઝિક્ર કરતો રહે તેનો પણ એ જ સવાબ છે. આફતાબ નિકળવા બાદ નમાઝ પઢે એટલે કે સુરજ એક નેઝા બરાબર ઉંચો હોવા પછી નમાઝ પઢે કે કરાહતનો વખત જતો રહે. એ નમાઝને ઇશરાક કહે છે. (મઝાહિરે હક ભાગ-૧ પાનું-૩૨૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વિત્ર પછીની નફલ નમાઝ ઉભા રહી પઢવું અફઝલ છે?

(૬૨૦) સવાલ :- રમઝાન શરીફના મહીનામાં ઈશાની નમાઝ, તરાવીહ અને વિત્ર વાજીબના પછીની બે રકઅત નફિલને બેસીને પઢવું અફઝલ છે કે ઉભા રહીને પઢવું અફઝલ છે એમાં હુઝુર (સલ.)નો શું અમલ હતો? આપ (સલ. ઉભા રહીને પઢતા હતા કે બેસીને? મુસ્તનદ કિતાબોના હવાલાથી જવાબ આપવા કૃપા કરશો.

જવાબ :- રમઝાન અને ગૈર રમઝાનમાં વિત્ર પછીની બે રકઅત નફ્લિ પણ ઉભા રહી પઢવું અફ્ઝલ છે. આપ (સલ.)નું ફરમાન છે કે બેસીને નફ્લિ પઢનાર અડધા સવાબનો હકદાર છે. આપ (સલ. થી બન્ને રીત સાબિત છે. પરંતુ આપ (સલ.)ને બેસીને પઢવામાં પણ પુરો સવાબ મળતો હતો. (દુર્રે મુખ્તાર શામી ભાગ-૧ પાનું-૬૫૩)

બેશક ! બઅઝ બુઝુર્ગોથી મન્કુલ છે કે અગર કોઇ માણસ વિત્ર પછીની બે રકઅત કદી-કદી ખાસ આ નિય્યતે બેસીને પઢે કે આપ (સલ.) બેસીને પઢતા હતા તો ઉમ્મીદ છે કે તેને તેની નિય્યત અનુસાર પુરો સવાબ મળે. પણ હદીસની રૂએ કાનુન તો એ જ છે કે ઉભા રહી પઢનાર પુરા સવાબનો અને બેસીને પઢનાર અડધા સવાબનો હકદાર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અસરની નમાઝ પહેલાં નફ્લ નમાઝનો સવાબ

**(૬૨૧) સવાલ** :-અસરની નમાઝ પહેલાં બે રકઅત અથવા ચાર રકઅત નફ્લ નમાઝ પઢવું સાબિત છે કે નહીં ? અમુકનું કહેવું છે કે એ વિના દલીલ છે.

જવાબ :- અસરની નમાઝ પહેલાં ચાર રકઅત અથવા બે રકઅત નમાઝ મુસ્તહબ છે. રિવાયતથી સાબિત છે. વિના દલીલ નથી.

" માલાબુદ્દ મિન્હુ" માં છે :- વપેશ અઝ નમાઝે અસર દો રકઅત યા ચહાર રકઅત મુસ્તહબ સ્ત' (પાનું-૬૦) (શર્હે નિકાયહ પાનું-૧૦૦) (રસાઈલુલ અરકાન પાનું-૧૩૩-૧૩૪)

## ઈશાં પહેલાં ચાર રકઅત સુન્નત મુઅક્કદહ છે કે ગૈર મુઅક્કદહ ?

**(૬૨૨) સવાલ** :- ઇશાં પહેલાંની ચાર રકઅત સુન્નત હદીસથી સાબિત છે કે બે અસલ છે ?

જવાબ :- ઈશાંની નમાઝ પહેલાં ચાર રકઅત સુન્નત ગૈર મુઅક્કદહ અને મુસ્તહબ છે. હદીસ અને સલ્ફે સાલેહીનના અમલથી સાબિત છે. બે અસલ નથી. 'મઝાહિરે હક'માં છે. 'ઔર ફરમાયા આંહઝરત (સલ.) ને કે જો કોઇ નમાઝે ઇશાંકે પેહલે ચાર રકઅત પઢ્હે ઉસને તહજ્જુદ પઢ્હી ઉસ રાત, ઔર જો કોઈ બઅ્દ ઇશાં ચાર રકઅત પઢ્હે ગોયા ઉસને ચાર રકઅત શબે કદરમે પઢ્હી. (સફા ૩૮૧ જીલ્દ-૧) (મરાકિલ ફલાહ સફા-૭૫) (અલ્ઇખ્તેયાર શર્હિલ મુખ્તાર જીલ્દ ૧ સફા-૬૬) (અૈની શર્હે કન્ઝ જી.-૧ સફા-૪૭)

અને 'માલાબુદ્દ મિન્હુ'માં છે :-વ બરિવાયતે બઅઝે નમાઝે મગરિબ બિસ્ત રકઅત આમદહ વ પેશ અઝ ઈશાં ચહાર રકઅત મુસ્તહબ અસ્ત (માલાબુદ્દ મિન્હુ સફા-૬૦)

**નફિલ નમાઝ ઘરમાં પઢવું અફઝલ છે કે હરમ શરીફમાં.**

(૬૨૩) સવાલ :-નફિલ નમાઝ ઘરમાં પઢવી અફઝલ છે તો શું કઅબહ શરીફ અને મસ્જીદે નબવીની નફિલ નમાઝ અફઝલ છે કે ઘરમાં પઢવી અફઝલ છે ? હાજી નફિલ નમાઝ કયાં પઢે ?

જવાબ :-નફિલ નમાઝ ઘરમાં પઢવી અફઝલ છે. પણ હાજી મુસાફિરો માટે કઅબહ શરીફ અને મસ્જીદે નબવીમાં નફિલ નમાઝ પઢવું બેહતર છે. કારણ કે તેમને પછી એ મોકો કયાં નસીબ થશે. માટે હાજીઓ હરમ શરીફની ઈબાદતને ગનીમત સમજે એટલા માટે ફુકહા (રહ.) લખે છે કે હાજીઓના માટે નફિલ નમાઝથી તવાફ કરવું અફઝલ છે કે પછી એ કયાં નસીબ થશે ? (મિરકાત શર્હે મિશકાત મત્બુઅહ .મુલ્તાન' ભાગ-૩ પાનું ૧૮૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુ સજદતિસ્સહવ

### ફર્ઝની ત્રીજી–ચોથી રકાતમાં સુરત મેળવી લેવાય તો ?

**(૬૨૪) સવાલ** :–ચાર રકાતવાળી ફર્ઝ નમાઝની ત્રીજી–ચોથી રકાતમાં સુરએ ફાતેહા સાથે સુરત પઢી લેવાય તો સજદએ સહવ લાઝિમ છે કે નહીં ?

જવાબ :–પુછેલી સુરતમાં સજદએ સહવ લાઝિમ નથી. (દુર્રે મુખતાર શામી સાથે ભાગ–૧ પાનું–૪૨૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### સજદએ સહવમાં બેની જગ્યાએ એક સજદો કરે તો ?

**(૬૨૫) સવાલ** :–ઇમામ સાહબને ફજરની નમાઝમાં ભુલ થઇ જેથી ઈમામ સાહબે ઉસુલના મુતાબિક સજદએ સહવ કર્યો. પરંતુ સહવનો એક જ સજદો કર્યો. તશહહુદ, દુરૂદ શરીફ અને દુઆ પઢીને સલામ ફેરવી આપી. તો શું આ નમાઝ થઈ કે નહીં ? અથવા થઇ હોય તો કેવી થઇ ? કિતાબના હવાલાથી લખશો.

જવાબ :–સજદએ સહવ માટે બે સિજદા વાજીબ છે. એક સિજદો કાફી નથી એટલા માટે કાબિલે ઇઆદહ છે. (નુરૂલ ઇઝાહ પાનું–૧૧૫) (મરા-કિલ ફલાહ પાનું–૯૩) (હિદાયહ–પાનું-૧૩૬ ભાગ–૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે

### ફજરની ચોથી રકાત પર કાયદો ન કરતાં પાંચ પઢી લેવાય તો ?

**(૬૨૬) સવાલ** :-હમારે ત્યાં આજે ઝોહરની નમાઝ વખતે ઈમામ સાહબે બે રકઅત તો નિયમ અનુસાર પઢાવી પણ ત્રીજી રકઅતમાં ઇમામ સાહબ કાયદામાં બેઠા પણ મુકતદીઓમાંથી કોઇએ લુકમો આપ્યો નહીં અને ઇમામ સાહેબ અત્તહિય્યાત પુરી કરી ચોથી રકઅત માટે ઉભા થયા. અને ચોથી રકઅતના બન્ને સજદા કરીને કાયદો કરવા વગર ઇમામ સાહબ પાંચમી રકઅત માટે ઉભા થઇ ગયા. અને પાંચમી રકઅતમાં અત્તહિય્યાત પુરી કરી સહવનો

સજદો કર્યો. અને પછી સલામ ફેરવી નમાઝ પુરી કરી એટલે મુકતદીઓમાંથી કહેવામાં આવ્યું કે ઇમામ સાહબ પાંચ રકઅત થઇ છે. માટે નમાઝ દોહરાવવી જોઇએ તો ઈમામ સાહબે કહ્યું કે સહવનો સજદો કર્યો છે એટલે નમાઝ દોહરાવવાની જરૂરત નથી. અને વધુમાં ખુલાસો કર્યો કે અગર સહવનો સજદો નહીં કરતે તો પણ ચાલતે કારણ કે આપણે ચાર રકઅતના બદલે પાંચ રકઅત પઢી છે. તો આવા સંજોગોમાં નમાઝ થઇ કે નહીં ?

જવાબ :-પુછેલી સુરતમાં ફર્ઝ નમાઝ અદા થઇ નથી. ફરીથી પઢવી જરૂરી છે. ચાર રકઅત પછી કાયદો કરવા વગર પાંચ રકઅત પઢી છે. માટે ફર્ઝ તર્ક કરવાથી નમાઝ ફાસિદ થઇ ગઇ છે. સજદએ સહવ એના માટે કાફી નથી. હાં ! ચાર રકઅત પછી કાયદો કરી લીધો હોત તો સજદએ સહવ કરી લેવાથી નમાઝ સહીહ થઇ જાત. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મુકતદી ભુલ થવાથી સલામ વખતે સજદએ સહવ કરે કે નહીં ?

(૬૨૭) સવાલ : ઇમામ સાથે નમાઝ પઢતી વખતે મુકતદીથી ભુલ થઇ તો શું ઈમામના સલામ ફેરવતી વખતે મુકતદી માટે સજદએ સહવ કરવું જરૂરી છે કે કેમ ?

જવાબ :-પુછેલી સુરતમાં મુકતદી સજદએ સહવ ન કરે. હા, ઈમામના સલામ બાદ મસ્બુક મુકતદી (છુટી ગએલી નમાઝ પુરી કરવામાં) કોઇ એવી ભુલ કરે જે સજદએ સહવને લાઝિમ કરતી હોય તો સજદએ સહવ કરવું જરૂરી થઇ જશે ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મુકતદીના સજદાની આયત બતાવવાથી કેટલા સજદા કરવા ?

(૬૨૮) સવાલ :-ઇમામ સજદાની આયત ભુલી ગયા. મુકતદીએ લુકમો આપ્યો અને ઇમામે આયત પઢી તો સજદએ તિલાવત એક છે કે બે ?

જવાબ :-ઈમામ સજદાની આયત ભુલી ગયા અને મુકતદીએ પઢીને બતાવી અને ઇમામે તે આયત પઢી સજદો કર્યો તો એ સજદો કાફી છે. એવા સંજોગોમાં બે સજદા વાજીબ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે

### દોહરાવેલી નમાઝમાં નવો મુકતદી શામિલ થાય તો ?

(૬૨૯) સવાલ :-નીચેના મસ્અલાનો જવાબ આધારભુત પુસ્તકોના હવાલા સાથે આપવા મહેરબાની કરશો. ફતાવા રહીમિય્યહ ભાગ-૧ના સલાતના

બાબમાં પૃષ્ઠ નંબર ૮૬ ઉપર ફત્વા નંબર ૫૬ હેઠળ પુછાએલા સવાલને જે જવાબ આપવામાં આવ્યો છે તેની સાથે બીજી એક કિતાબમાં આપવામાં આવેલા સવાલનો જવાબ અથડાય છે. તો એમાં સહીહ શું અને ગલત શું ? એ વિષે દીની માર્ગદર્શન મેળવવા આપને બન્નેવ કિતાબોમાં છપાએલા સવાલ-જવાબ લખી મોકલું છુ.

## ફતાવા રહીમિય્યહનો સવાલ-જવાબ

**સવાલ** :-ઈમામથી ભુલથી કોઇ વાજીબ છુટી ગયો અને સહવનો સજદો પણ કર્યો નહી જેથી નમાઝ દોહરાવવી પડી તો જે નમાઝી પહેલી જમાઅતમાં શામિલ ન હતો તે આ બીજી જમાઅતમાં શામિલ થાય તો તેની નમાઝ થશે કે નહીં ?

**જવાબ** :-નમાઝ સહીહ થશે નહીં ફરી પઢવી પડશે કારણ કે ઇમામની આ બીજી નમાઝ મુસ્તકિલ ફર્ઝ નથી બલ્કે એ ફર્ઝ નમાઝની તકમીલ (ખામી પુરી કરવા) માટે છે. માટે મુસ્તકિલ ફર્ઝ પઢનારની ઇકતેદા એવા ઈમામની પાછળ સહીહ થશે નહીં. ફકત ખુદાપક વધુ જાણનાર છે.

### જયારે બીજી એક કિતાબમાં જોવામાં આવ્યું કે—

**સવાલ** :-ઇમામથી ભુલથી વાજીબ છુટી ગયો. ફરી સહવનો સજદો પણ ભુલથી છુટી ગયો. હવે સલામ ફેરવ્યા બાદ ફરી નમાઝ દોહરાવવામાં આવી. આવા સંજોગોમાં એક માણસ આવ્યો. અને જમાઅતમાં શામિલ થયો તો શું આવનારની ફર્ઝ નમાઝ અદા થશે કે નહીં ?

**જવાબ** :- ફિકહની કિતાબ દુર્રે મુખતારથી જણાય છે કે આવનારની ફર્ઝ નમાઝ અદા થઇ ગઈ.

ઉપરના બન્નેવ મસ્અલા એક જ વિષયને લગતા છે. પણ બન્નેવ એક બીજા સાથે અથડાય છે. હવે કયા મસ્અલા ઉપર અમલ કરવો. એ સમજાતું નથી માટે એ વિષે દીની રહબરી ફરમાવશો.

**જવાબ** :- બિહમ્દિલ્લાહ ! ફતાવા રહીમિય્યહમાંનો મઝકુર ફત્વો સહીહ અને કોલે મુખતાર અનુસાર છે.

પહેલાં પઢેલી નમાઝ અસલ નમાઝ છે. એનાથી ફર્ઝિય્યત ઝિમ્મેથી ઉતરી જાય છે. કારણકે બધા અરકાનો અદા થઈ ગયા છે. માત્ર એક વાજીબ છુટી

જવાથી નમાઝમાં જે ખામી રહી ગઇ છે તે દુર કરવા અને તેની તકમીલ માટે દોહરાવવાનો હુકમ છે એ દોહરાવેલી નમાઝ સજદએ સહ્વ સમાન છે. જેવી રીતે સજદએ સહ્વથી નમાઝની ખામી દુર થઈ જાય છે તેવી રીતે નમાઝ દોહરાવવાથી પણ નમાઝની તકમીલ થઇ જાય છે. એ દોહરાવેલી નમાઝ અસલ કે મુસ્તકિલ ફર્ઝ નમાઝ નથી. માટે જે માણસ પહેલી નમાઝમાં શામિલ ન હોય તે આ બીજી નમાઝમાં શામિલ થશે તો તેની નમાઝ અદા થશે નહીં "વલ મુખ્તારૂ અન્નલ મુઆદત લિતશ્કિલ વાજિબિ નફ્લુન જાબિરૂન' વલ ફર્ઝુ સકત બિલ ઉલા" (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું ૧૪૪)

કાનુન એ છે કે નમાઝમાં કોઇ ફર્ઝ (જેમકે રૂકુઅ) છુટી જાય તો નમાઝ ફાસિદ અને બાતિલ થઈ જાય છે સજદએ સહ્વથી તેની ઇસ્લાહ થઇ શકતી નથી. નમાઝ નવેસરથી જ પઢવી જરૂરી છે. એ બીજી વારની નમાઝ અસલ અને મુસ્તકિલ નમાઝ છે. માટે એમાં શામિલ થનાર નવા મુકતદીની નમાઝ સહીહ ગણાશે.

પરંતુ નમાઝમાં કોઇ વાજીબ (જેમકે કઅદએ ઉલા) છુટી જાય તો નમાઝ ફાસિદ અને બાતિલ થતી નથી. પણ નમાઝ નાકિસ (નુકસાન વાળી) અદા થાય છે. જે નુકસાન સજદએ સહ્વ દ્વારા ભરપાઈ કરવામાં આવે છે જો સજદએ સહ્વ નહીં કરવામાં આવે તો નમાઝ દોહરાવવી જરૂરી છે. આ બીજીવાર પઢેલી નમાઝ અસલ અને મુસ્તકિલ ફર્ઝ નમાઝ નથી. માટે એમાં શરીક થનાર નવા મુકતદીની નમાઝ થતી નથી.

દુરેં મુખતારમાં છે. અર્થાત :–અને નમાઝના અમુક વાજીબાત છે. જેના છુટી જવાથી અને છોડી દેવાથી નમાઝ ફાસિદ અને બાતિલ થતી નથી. પણ નાકિસ થાય છે. માટે દોહરાવવી જરૂરી છે. જો ભુલથી વાજીબ છુટી જાય તો સજદએ સહ્વ કરી લેવાથી ખામી દુર થઇ નમાઝ કામિલ થઈ જાય છે. જાણી જોઇને વાજીબ છોડયો હોય તો સજદએ સહ્વ કાફી નથી) નમાઝ દોહરાવવી જરૂરી છે. અને મુખતાર એ છે કે બીજી વારની નમાઝ પ્રથમ પઢેલી નમાઝના નુકસાનને પુરી કરનારી છે જેમકે સહ્વનો સજદો નુકસાન દુર કરે છે. (દુરેં મુખતાર શામી સાથે ભાગ-૧ પાનું-૪૨૬) (ફત્હુલ કદીર ભાગ-૧ પાનું ૨૬૨ દુર્રૂલ મુન્તકા શર્હુલ મુલ્તકા ભાગ-૧ પાનું ૮૮)

## વધુ સંતોષ માટે ઉર્દુ કિતાબોના હવાલા વાંચો

(૧) અગર તર્કે વાજીબકી જિહતસે નમાઝકો દોહરાવે તો અગર કોઈ નયા મુકતદી દુસરી બારમેં જમાઅતકા શરીક હોગા તો ઉસકી નમાઝ ન હોગી. ક્યુંકે જબ ઇમામકી નમાઝ ફર્ઝ નહીં તો ઇકતિદા ફર્ઝ વાલેકા ઉસકે પીછે દુરૂસ્ત ન હોગા. (ગાયતુલ અવતાર ભાગ-૧ પાનું-૨૧૩)

(૨) અગર દો બારહ ઇઆદહમેં કિસી નયે મુકતદીને ઇકતિદા કી તો દુરૂસ્ત નહીં હે. (અયતુલ હિદાયહ ભાગ-૧ પાનું-૩૩૫)

(૩) હઝરત મૌલાના અઝીઝુર્રહમાન (રહ.) મુફતીએ અઅઝમ દારૂલ ઉલુમ દેવબંદનો ફતવો.

**સવાલ** :-અગર નમાઝ જમાઅતસે અદા કી ગઇ ઓર નમાઝમેં કોઈ ગલતી ઐસી સરઝદ હો ગઇ જીસસે નમાઝકે ઇઆદહકી ઝરૂરત હુઇ. અબ જો નમાઝ દોહરાઈ જા રહી હે. ઇસમેં નયે નમાઝી શરીક હો કર અપની નમાઝ અદા કર સકતે હેં યા નહીં ?

**અલ્જવાબ** :-અગર પહેલી દફામેં નમાઝ બિલકુલ નહીં હુઇ થી. મસ-લન બાતિલ હુઈ થી તો નયે નમાઝીઓંકી નમાઝ બવકતે ઈઆદહ કરને નમાઝકે અદા હો ગઇ. ઓર અગર વાજીબકે તર્ક હો જાનેસે ઇઆદહ નમાઝકા વાજીબ થા તો નયે નમાઝિયોંકી નમાઝ ન હોગી. ફકત (ફતાવા દારૂલ ઉલુમ મુદલ્લલ વમુકમ્મલ ભાગ-૩ પાનું ૫૦-૫૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુ સલાતિલ મુસાફિર

**વતને અસ્લી, વતને ઈકામત અને શરઈ સફર વિષે સ્પષ્ટતા.**

(૬૩૦) **સવાલ :–** હું ભરૂચ જીલ્લાના પરીએજ ગામનો વતની છું. પરીએજ મારૂં જન્મ સ્થળ હોવા ઉપરાંત મારા માં–બાપ મકાન, ઝમીન વિગેરે બધું ત્યાંજ છે. હાલમાં હું નોકરી અર્થે સુરત જીલ્લાના સોનગઢ મુકામે વસવાટ કરૂં છું. જે મારા ગામથી ૧૦૦ માઇલના અંતરે આવેલું છે. અહીં વરસ, બે વરસ રહેવાનો વિચાર છે. બાલ બચ્ચાં પણ અહીં જ છે. સોનગઢમાં હું ભાડાના મકાનમાં રહુ છું. હવે સવાલ એ છે કે મારે નોકરીના કારણે જીલ્લાના અન્ય સ્થળોએ સરકારી કામે જવું પડે છે. ત્રણ મંઝિલથી લાંબી સફરમાં કિંવા ૪૮ માઈલથી વધુ અંતરના પ્રવાસે જવું પડે છે. ત્યાંથી સોનગઢ પાછા ફરીને બે ચાર દિવસ રહીને વળી પાછું સફરમાં જવાનું થાય છે. તો આ વચ્ચેના બે–ચાર દિવસોમાં હું કસર નમાઝ પઢું તો તે સહીહ ગણાશે કે નહીં ? દાખલા તરીકે તા. ૨૦–૬–૬૮ના રોજ હું સુરત ગયો. સુરત અહીંથી બાવન માઇલ એટલે કે ત્રણ મંઝિલ કરતાં વધુ અંતરે આવેલ છે. તા. ૨૨–૬–૬૮ના દિવસે સોનગઢ પાછો આવ્યો. ફરી તા. ૨૫–૬–૬૮ના દિવસે સુરત જવાનો વિચાર છે. તો તારીખ ૨૨–૬–૬૮ થી ૨૫–૬–૬૮ સુધીના ગાળામાં નમાઝ કસર કરૂ તો તે સહીહ લેખાશે કે નહીં ?

**જવાબ :–**પુછેલી સુરતમાં જ્યારે તમે પરીએજને છોડી સોનગઢને 'વતને અસ્લી' (હમેશનું રહેઠાણ) બનાવી લીધું નથી તો પરીએજ તમારૂં 'વતને અસ્લી' છે. અને સોનગઢ 'વતને ઇકામત' છે.

નુરૂલ ઈઝાહમાં છે :–વલવતનુલ અસ્લિય્યુ હુવલ્લઝી વુલિદ ફીહી, અવ તઝવ્વજ અવ લમ યતઝવ્વજ વલાકિન કસદત્તઅય્યુશ લલ ઇર્તિહાલ અન્હુ વવતનુલ ઈકામતિ મવઝિઉન નવલ ઈકામત ફીહી નિસ્ફ શહરિન ફમા ફવકહુ

અર્થાત :-'વતને અસલી' તે છે જ્યાં જન્મ થયો હોય અથવા જ્યાં શાદી કરી હોય અથવા જ્યાં સમગ્ર જીવન વિતાવવાનો નિર્ણય કરી લીધો હોય અને ત્યાંથી ચાલ્યા જવાનો ઇરાદો ન હોય. અને 'વતને ઇકામત' તે જગ્યા છે જ્યાં અડધો મહીનો અથવા એનાથી વધુ મુદ્દત રહેવાની નિય્યત હોય. (પાનું-૧૦૯)

જેથી જ્યારે તમે સોનગઢ (વતને ઇકામત થી શરઇ સફર કરો છો ત્યારે જ્યાં સુધી તમે કોઇ વસ્તીમાં ૧૫ દિવસ રહેવાનો ઇરાદો નહીં કરી લો ત્યાં સુધી તમે શરઇ મુસાફિર રહેશો અને પાછા ફરી સોનગઢ (વતને ઇકામત)માં ૧૫ દિવસ રહેવાનો ઇરાદો નહીં રાખો તો મુસાફિર જ ગણાશો. અને કસ્રનો હુકમ લાગુ પડશે. 'ફતાવા આલમગીરી'માં છે :-વલા યઝાલુ અલા હુકમિસ્સફરિ હત્તા યન્વીલ ઇકામત્ત ફી બલ્દાતિન અવ કર્યતિન ખમ્સત અશર યવ્મન અવ અકસર અર્થાત :-જ્યાં સુધી કોઇ શહેર અથવા ગામમાં ૧૫ દિવસ અથવા વધુ મુદ્દત ઇકામત (રહેવાની નિય્યત નહીં કરે ત્યાં સુધી મુસાફિર ગણાશે. (ભાગ-૧ પાનું-૧૩૯) એટલે તમારો અમલ યોગ્ય અને બરાબર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુસાફિરે ઝુહરની ચાર રકઅત પઢી તો ?

(૧૩૧) સવાલ :- મુસાફિરે ઝુહરની બે રકઅતની જગ્યાએ ચાર અદા કીધી તો શું હુકમ છે ?

જવાબ :- જાણી બુઝી ચાર રકઅત પઢવા વાળો ગુનેહગાર થશે. અને નમાઝને દોહરાવવી પડશે અગરચે સજદએ સહવ પણ કરી લીધો હોય એ કારણથી કે જાણી બુઝી આમ કરવાની સુરતમાં સજદએ સહવ કાફી થતો નથી. અને અગર ભુલથી ચાર રકઅત પઢી છે. તો સજદએ સહવ કરવાથી બે રકઅત ફર્ઝ અને બે રકઅત નફલ થઇ જશે એ શર્તે કે બે રકઅત પછી કાયદો કર્યો હોય. નહીં તો ફર્ઝ બાતિલ થઇ જશે. અને આ ચાર રકઅત નફલ થશે. આ સુરતમાં પણ સજદએ સહવ કરે.

'માલાબુદ્દ મિન્હો'માં છે. આં શખ્સ ફર્ઝે ચહારગાના રા દોગાના ગુઝારદ વ અગર ચહાર રકઅત કર્દ પસ અગર બર દો રકઅત કઅદહ કર્દહ નમાઝ અદા શવદ. દો રકઅત ફર્ઝ વ દો રકઅત નફલ શવદ વ બસબબે આમેખ્તિયે નફલ બાફર્ઝ બઝહકાર બાશદ વ અગર સહવન ઇં ચુંની કર્દ બસબબે તાખીર

અર્થાત :-'વતને અસ્લી' તે છે જ્યાં જન્મ થયો હોય અથવા જ્યાં શાદી કરી હોય અથવા જ્યાં સમગ્ર જીવન વિતાવવાનો નિર્ણય કરી લીધો હોય અને ત્યાંથી ચાલ્યા જવાનો ઇરાદો ન હોય. અને 'વતને ઇકામત' તે જગ્યા છે જ્યાં અડધો મહીનો અથવા એનાથી વધુ મુદ્દત રહેવાની નિય્યત હોય. (પાનું-૧૦૯)

જેથી જ્યારે તમે સોનગઢ (વતને ઇકામત થી શરઇ સફર કરો છો ત્યારે જ્યાં સુધી તમે કોઇ વસ્તીમાં ૧૫ દિવસ રહેવાનો ઇરાદો નહીં કરી લો ત્યાં સુધી તમે શરઇ મુસાફિર રહેશો અને પાછા ફરી સોનગઢ (વતને ઇકામત)માં ૧૫ દિવસ રહેવામો ઇરાદો નહીં રાખો તો મુસાફિર જ ગણાશો. અને કસરનો હુકમ લાગુ પડશે. 'ફતાવા આલમગીરી'માં છે :-વલા યઝાલુ અલા હુકમિસ્સફરિ હત્તા યન્વીલ ઇકામત્ત ફી બલ્દતિન અવ કર્યતિન ખમ્સત અશર યવ્મન અવ અકસર અર્થાત :-જ્યાં સુધી કોઇ શહેર અથવા ગામમાં ૧૫ દિવસ અથવા વધુ મુદ્દત ઇકામત (રહેવા) ની નિય્યત નહીં કરે ત્યાં સુધી મુસાફિર ગણાશે. (ભાગ-૧ પાનું-૧૩૯) એટલે તમારો અમલ યોગ્ય અને બરાબર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુસાફિરે ઝુહરની ચાર રકઅત પઢી તો ?

(૧૩૧) સવાલ :- મુસાફિરે ઝુહરની બે રકઅતની જગ્યાએ ચાર અદા કીધી તો શું હુકમ છે ?

જવાબ :- જાણી બુઝી ચાર રકઅત પઢવા વાળો ગુનેહગાર થશે. અને નમાઝને દોહરાવવી પડશે અગરચે સજદએ સહવ પણ કરી લીધો હોય એ કારણથી કે જાણી બુઝી આમ કરવાની સુરતમાં સજદએ સહવ કાફી થતો નથી. અને અગર ભુલથી ચાર રકઅત પઢી છે. તો સજદએ સહવ કરવાથી બે રકઅત ફર્ઝ અને બે રકઅત નફલ થઇ જશે એ શર્તે કે બે રકઅત પછી કાયદો કર્યો હોય. નહીં તો ફર્ઝ બાતિલ થઇ જશે. અને આ ચાર રકઅત નફલ થશે. આ સુરતમાં પણ સજદએ સહવ કરે.

'માલાબુદ્દ મિન્હો'માં છે. આં શખ્સ ફર્ઝે ચહારગાના રા દોગાના ગુઝારદ વ અગર ચહાર રકઅત કર્દ પસ અગર બર દો રકઅત કઅદહ કર્દહ નમાઝ અદા શવદ. દો રકઅત ફર્ઝ વ દો રકઅત નફલ શવદ વ બસબબે આમેખ્તિશે નફલ બાફર્ઝ બઝહકાર બાશદ વ અગર સહવન ઇં ચુંની કર્દ બસબબે તાખીરે

સલામ સજદહએ સહવ કુનદ વ અગર બર દો રકઅત ન નશિસ્તહ અસ્ત ફર્ઝે ઉ તબાહ બાશદ વ હર ચહાર રકઅત નફિલ શુદ વસજદહએ સહવ કુનદ. (પાનું-૫૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુસાફિર કસર ન કરતાં પુરી નમાઝ પઢે તો ગુનેહગાર ગણાશે ?

(૬૩૨) સવાલ :–જો ભુલથી કસરના બદલે પુરી નમાઝ પઢે તો તે નમાઝ દોહરાવવી પડશે ? સજદહએ સહવ કરવાથી કે ન કરવાથી કંઇ ફરક પડશે ?

જવાબ :–હકીકતમાં મુસાફિર માટે અસલી ફર્ઝ બે રકઅત છે. ચાર રકઅતની બે રકઅત થઇ નથી–હઝરત આઇશહ સિદ્દીકા (રદી.)થી સહીહ સનદથી રિવાયત સાબિત છે કે પહેલાં નમાઝની બે રકઅત ફર્ઝ થઇ હતી પછી ઇકામતની હાલતમાં ચાર ફર્ઝ કરવામાં આવી અને સફરની હાલતમાં બે કાયમ રહી. ઝાહેરમાં (મુકીમની સરખામણીમાં) ઓછી દેખાય છે. એટલે કસરને રૂખ્સત અને રિઆયત (છુટ અને રાહત) કહેવામાં આવે છે તેથી જેવી રીતે ફજરની બે રકઅતના બદલે ચાર રકઅત પઢવી મકરૂહે તહરીમી અને ગુનાહિત છે. તેવી જ રીતે મુસાફિર માટે ઝુહર, અસર અને ઇશાંની બે રકઅત ફર્ઝના બદલે ચાર રકઅત પઢવી પણ મકરૂહે તહરીમી અને ગુનાહિત છે તેમજ નમાઝ દોહરાવવી જરૂરી છે. સજદહએ સહવ કાફી નથી. અલબત્ત ભુલથી ચાર પઢી લીધી હોય તો ગુનેહગાર થશે નહીં. સજદહએ સહવ કરી લેવાથી નમાઝ સહીહ થઇ જશે. એ શર્તે કે બે રકઅત ઉપર કાયદો કર્યો હોય. નહીં તો ફર્ઝ બાતિલ થઇ જશે 'માલાબુદ્દ મિન્હો'માં છે. વ અગર ચહાર રકઅત કર્દ પસ અગર બર દો રકઅત કઅદહ કર્દહ નમાઝ અદા શવદ દો રકઅત ફર્ઝ વ દો રકઅત નફિલ શવદ વ બસબબ આમેઝિશે નફિલ બાફર્ઝ બઝહકાર બાશદ વ અગર સહવન ઇચુંની કર્દ બસબબે તાખીરે સલામ સજદએ સહવ કુનદ વ અગર બર દો રકઅત ન નશિસ્તહ અસ્ત ફર્ઝે ઉ તબાહ બાશદ વ હર ચહાર રકઅત નફિલ શુદ વ સજદહએ સહવ કુનદ અર્થાત –જો ચાર રકઅત પઢી તો બે રકઅત ઉપર કાયદો કર્યો તો બે રકઅત ફર્ઝ અને બે રક-અત નફિલ થશે. અને ફર્ઝ સાથે નફિલ શામિલ કરવાના લીધે ગુનેહગાર થશે. અને જો ભુલથી આમ કર્યું તો સલામમાં વિલંબ થવાને લીધે સજદહએ સહવ કરે. અને જો બે રકઅત ઉપર કાયદો કર્યો ન હોય તો ફર્ઝ બાતિલ થઇ ગઇ

(૧૨૫) માઇલ પર, તે જ દિવસે સુરતથી ગોધરા થઇ લુણાવાડા વું હતું (જે ગોધરાથી લગભગ ૩૫ માઈલ દુર છે) તો ઝુહર અને અસર લુણાવાડામાં કસર કરવી જોઇતી હતી કે નહીં. જ્યારે કે ગોધરાની વસ્તીથી હમે સફરની નિય્યતથી પસાર થયા હતા ?

**જવાબ** :–પુછેલી સુરતમાં અગર ગોધરા આપનું વતને ઈકામત હોય તો લુણાવાડામાં ઝુહર અને અસર કસર કરવું જરૂરી હતું અને અગર ગોધરા વતને અસ્લી હોય તો ગોધરામાં દાખલ થતાંની સાથે જ મુકીમ થઇ ગયા. ચાહે નિય્યત સફરની કરી હોય. હવે ગોધરાથી લુણાવાડાના સફરથી આપ શરઇ મુસાફિર નથી બન્યા કારણ કે ૩૫ માઇલ શરઇ મસાફત નથી. એટલા માટે નમાઝ પુરી પઢવી જરૂરી છે. 'ઝાદુલ ફકીર'માં છે અસ્સાની અંય્યદખુલ વતન-હુલ અસ્લિય્યુ વલવ બિનિય્યતિસ્સફરિ ફયુતિમ્મુ હત્તા લવ ખરજ અન્હુ ફતઝકકર હાજતહુ ફબ્લ અંય્યસીર સલામત અય્યામિન ફરજઅ લહા લઝિમહુલ ઈત્માસુ મિન હીનિન તવજ્જહ રાજિઅન. (પાનું-૧૬૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## શું વતને ઇકામત સફરથી બાતિલ થઇ જાય છે ?

**(૬૩૬) સવાલ** :–એક માણસ પોતાના દેશ ઇન્ડીઆથી મુદર્રિસ અને ઇમામ તરીકે રિયુનિયન ખાતે એક ગામમાં આવ્યો છે. અને એ ગામમાં મઝકુર મુદર્રિસ લગભગ ચાર વર્ષથી કામ કરી રહયો છે. હવે મઝકુર મુદર્રિસ ૫૦-૫૫ માઇલની મુસાફરી કરી સેન્ટડેનિસ ગામે પહોંચ્યો અને ત્યાં બે-ચાર દિવસ મુસાફિરની હૈસિયતથી રહયો. ફરી સેન્ટડેનિસથી બે–ચાર પરદેશી મહેમાનોને પોતાના સાથે લઇ પોતાની નોકરી વાળી જગ્યાએ મઝકુર મુદર્રિસ આવ્યો પરંતુ સેન્ટડેનિસથી નિકળતી વેળા મઝકુર મુદર્રિસે એવો ઇરાદો પણ કર્યો હતો કે પોતાની નોકરીવાળી જગ્યાએ મહેમાનોને એક-બે દિવસ રાખીશું અને એક-બે દિવસના ગાળામાં પોતાની નોકરીવાળી જગ્યાના અતરાફમાં ૮-૧૦-૧૨ માઇલ ઉપર આવેલા ગામોમાં મઝકુર મહેમાનો સાથે જઈને એક-બે દિવસ રહીશું તો મઝકુર મુદર્રિસનો આવો ઇરાદો કરી સેન્ટડેનિસથી નિકળવાથી પોતાની મુળ નોકરીની જગ્યાએ આવવા પછી મઝકુર મુદર્રિસ પોતાની નોકરીની જગ્યામાં મુસાફિર ગણાશે કે મુકીમ ? નમાઝો એણે પુરી પઢવી

જોઈએ કે કસર ? અમુક લોકોનું કહેવું છે કે મઝકુર મુદર્રિસ સેન્ટર્ડનસથી નિકળયા ત્યારે પોતાના રહેઠાણના અતરાફમાં મહેમાનો સાથે ફરવા જવાનો ઇરાદો કરીને નિકળ્યા છે. જેથી પોતાની નોકરીની જગ્યામાં મુસાફિર રહેશે. અને અમુકનું કહેવું છે કે મઝકુર મુદર્રિસ ૩ વર્ષના એગ્રીમેન્ટથી આવ્યા છે. એટલે હાલ એમનું વતન ગણાશે તો ખરૂં શું છે ? ખુલાસો કરશો.

જવાબ :–પુછેલી સુરતમાં મુદર્રિસ સાહેબ પોતાની નોકરીની જગ્યાથી ૫૦–૫૫ માઇલની મુસાફરીના ઇરાદે નિકળયા તો શરઇ મુસાફિર બની ગયા અને વતને ઇકામત બાતિલ થઇ ગયું. 'માલાબુદ્દ મિન્હો'માં છે 'વતને ઇકામત હમ બવતને ઈકામત બાતિલ શવદ વહમ બવતને અસ્લી વ હમ બસફર.'

અર્થાત :–વતને ઈકામત, વતને ઇકામતથી બાતિલ થઈ જાય છે. અને વતને અસ્લીથી તેમજ સફર કરવાથી પણ (વતને ઈકામત) બાતિલ થઈ જાય છે. (પાનું-૫૪)

હવે પાછા આવી પોતાની નોકરીની જગ્યાએ ૧૫ દિવસ રહેવાનો ઈરાદો ન હશે અને એ દરમિયાન બીજી જગ્યાએ જઈ એક–બે દિવસ રહેવાનો ઈરાદો હશે જેમકે સવાલમાં છે તો મુકીમ બનશે નહીં, મુસાફિર ગણાશે. અને નમાઝ કસર કરવી પડશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વતને અસ્લી, વતને ઇકામતથી બાતિલ થતું નથી.

(૧૩૭) સવાલ :–હું ગામ પરીએજની હદમાં દાખલ થયા પછી નમાઝ કસર કરતો નથી તે બરાબર છે કે નહીં ? એક મૌલવી સાહબ દલીલ પેશ કરે છે કે 'વતને અસ્લી બવતને ઇકામત બાતિલ શવદ' તો એ દ્રષ્ટિએ વતને અસ્લીમાં પણ નમાઝ કસર કરવી પડે. તેઓ એમ પણ કહે છે કે હુઝુર (સલ) હજ માટે મક્કા પધારતા ત્યારે નમાઝ કસર કરતા હતા. જો કે મક્કા એક વખતનું તેમનું વતન બલ્કે વતને અસ્લી છે ખુલાસો કરવા કૃપાવંત થશો.

જવાબ :–પરીએજ તમારૂં વતને અસ્લી છે. માટે તેની આબાદીમાં દાખલ થતાની સાથે જ તમે મુકીમ બની ગયા. પછી રહેવાની નિય્યત હોય કે ન હોય અને કસરનો હુકમ ખતમ થઇ ગયો માટે તમારો કસર ન કરવાનો અમલ વ્યાજબી છે.

મૌલવી સાહબની દલીલ 'વતને અસ્લી બવતને ઇકામત બાતિલ શવદ'

# બાબુ સલાતિલ મરીઝ

## નમાઝ ઉભા રહીને પઢવું જરૂરી છે ?

(૬૩૮) **સવાલ** :–માણુસ બીમાર રહે છે પણ નમાઝ માટે પોતે પગે ચાલીને આવે છે. અને બેસીને નિય્યત કરી નમાઝ જમાઅત સાથે અદા કરે છે. તો તેની નમાઝ અદા થશે કે નહીં ?

**જવાબ** –ઉભા રહી નમાઝ પઢી શકે તો બેસીને નમાઝ પઢવાની ઇજાઝત નથી થોડી વાર પણ ઉભો રહી શકે તો જરૂરી છે કે ઉભા રહી તકબીરે તહરીમહ કહે અને જેટલી વાર ઉભો રહી શકે તેટલી વાર ઉભો રહે પછી બેસી જાય. વિના સહારે ઉભું રહી ન શકાય તો દિવાર વિગેરેનો સહારો લઈ ઉભો રહે.–સારાંશ કે જેટલી વાર અને જેવી રીતે ઉભા રહી શકે ઉભા રહી નમાઝ પઢે. લાચારી અને શરઈ ઉઝર વિના ફર્ઝ અને વાજીબ અને સવારની સુન્નતો બેસીને પઢશે તો સહીહ થશે નહીં. થોડી વાર પણ ઉભા રહેવાની શકિત ન હોય અથવા ઉભા રહી પઢવાથી બીમારી શદીદ સખત) થઇ જવાનો, યા બીમારી લંબાઇ જવાનો ભય હોય તો બેસીને પઢવાની ઇજાઝત છે.-હાં, નફિલ નમાઝો વિના ઉઝરે પણ બેસીને પઢી શકાય છે. પણ સવાબ અર્ધો મળશે. (દુરૅ મુખ્તાર શામી ભાગ ૧ પાનું-૭૧૦)

## બીમાર માણુસ ઉભા રહી નમાઝ પઢે.

(૬૩૯) **સવાલ** –બીમાર ઘરમાં ઉભો રહી નમાઝ પઢી શકે છે પણ મસ્જીદમાં જમાઅતથી નમાઝ પઢવા જાય તો પછી નમાઝ ઉભા રહી પઢવાની તાકત રહેતી નથી. બેસીને પઢવી પડે છે તો એને શું કરવું ? ઘરમાં ઉભા રહીને પઢવું કે મસ્જીદમાં જઈ જમાઅત સાથે બેસીને પઢવું ?

**જવાબ** :–એના માટે જરૂરી છે કે ઘરમાં ઉભા રહી નમાઝ પઢે. ઉભા રહેવું ફર્ઝ છે. જમાઅતના લીધે ફર્ઝ તર્ક કરવાની ઈજાઝત નથી. ઘરમાં ઘરના લોકો સાથે જમાઅતની સગવડ થતી હોય તો બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણુનાર છે.

# બાબુલ જુમ્અહ

## જુમ્અહની નમાઝની મસ્નૂન કિરઅત

(૬૪૦) સવાલ :—અમારા ઇમામ સાહબ જુમ્અહની નમાઝની પહેલી રકઅતમાં સુરએ જુમ્અહનો પહેલો રૂકુઅ અને બીજી રકઅતમાં એ જ સુરતનો બીજો રૂકુઅ પઢે છે. અને એને સુન્નત તરીકે માને છે. તો શું આવી રીતે પઢવાથી સુન્નત અદા કરેલી ગણાશે ?

જવાબ :—કદી કદી જુમ્અહની પહેલી રકઅતમાં સુરએ અઅલા (સબ્બિહિસ્મ) અને બીજી રકઅતમાં સુરએ ગાશિયહ (હલ અતાક) પઢવું સુન્નત છે. તેમજ કદી કદી જુમ્અહની પહેલી રકઅતમાં સુરએ જુમ્અહ અને બીજી રકઅતમાં સુરએ મુનાફિકુન પઢવું સુન્નત છે. પરંતુ જુમ્અહની બન્નેવ રકઅતોમાં ફકત સુરએ જુમ્અહ પઢવું (એટલે પહેલી રકઅતમાં સુરએ જુમ્અહનો પહેલો રૂકુઅ અને બીજી રકઅતમાં બીજો રૂકુઅ પઢવું) જેમકે તમારા ઇમામ સાહબ કરે છે. અને એને સુન્નત તરીકે સમજે છે. સહીહ નથી. એ જ પ્રમાણે જુમ્અહની પહેલી રકઅતમાં સુરએ જુમ્અહનો આખિરી રૂકુઅ અને બીજી રકઅતમાં સુરએ મુનાફિકુનનો આખિરી રૂકુઅ પઢવાને સુન્નતની અદાયગી માટે કાફી સમજવું ગલત છે.

'ઝાદુલ મઆદ'માં છે 'વલા યુસ્તહબ્બુ અંય યુકરઅ મિન કુલ્લિ સુરતિન બઅઝુહા અવ યુકરઉ ઈહદાહુમા ફિર્રકઅતયનિ ફઇન્નહુ ખિલાફુસ્સુન્નતિ વજુહ્હાલુલ અઇમ્મતિ યુદાવિમૂન અલા ઝાલિક અર્થાત :—આ તરીકો સુન્નત અને મુસ્તહબ નથી કે સુરએ જુમ્અહ અથવા સુરએ મુનાફિકુનનો અમુક ભાગ પઢવામાં આવે અથવા એક સુરતમાં બે રકઅત કરવામાં આવે. (જેમકે સવાલમાં પુછવામાં આવ્યું છે.) બેશક ! આ તરીકો સુન્નત વિરૂદ્ધ છે. જાહિલ ઇમામોએ સુન્નત સમજીને આ પ્રમાણે પઢવાની આદત બનાવી લીધી છે. (ભાગ–૧ પાનું (૧૦૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે

## ખુત્બા પહેલાં બયાન સાંભળવું સારૂં કે તિલાવતે કુર્આન શરીફ?

**(૬૪૧) સવાલ** :-ખુત્બા પહેલાં ટુંકુ બયાન થાય છે તે સાંભળવું બેહતર છે કે કુર્આન શરીફની તિલાવત કરવી બેહતર છે?

**જવાબ** :-કુર્આનના અર્થ અને ભાવાર્થ (તફસીર)થી અંજાણ એવા ગૈર આલિમ (સામાન્ય) લોકો માટે બયાન સાંભળવું અને દીની અહકામથી વાકિફ થવું બેહતર છે. તિલાવત તો પછી પણ કરી શકાય છે. (દુર્રે મુખ્તાર શામી ભાગ-૧ પાનું-૬૨૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## જુમ્અહની નમાઝ અને જુમ્અહના દિવસે ફજરની નમાઝની મસ્નુન કિર્અત.

**(૬૪૨) સવાલ** :-જુમ્અહની નમાઝ અને જુમ્અહના દિવસે સવારની નમાઝમાં કોઈ ખાસ સુરત અગર આયતો પઢવી સુન્નત છે? અને શું દર જુમ્અહના દિવસે સવારની નમાઝમાં સુરએ સજદહ પઢવી મસ્નુન છે કે કોઈ કોઇ વાર? કુર્આન હદીસથી ખુલાસો કરશો.

**જવાબ** :-હાં, ફજરની સુન્નતોની પહેલી રકઅતમાં આપ (સલ.) વધુ ભાગે "કુલ્યા અય્યુહલ કાફિરૂન' અને બીજી રકઅતમાં 'કુલ હુવલ્લાહુ અહદ' પઢતા હતા. વિત્રની પહેલી રકઅતમાં કદી કદી 'સબ્બિહિસ્મ' અને બીજી રકઅતમાં 'કુલ્યા અય્યુહલ કાફિરૂન' અને ત્રીજી રકઅતમાં 'કુલ હુવલ્લાહ' પઢતા હતા. એવી જ રીતે જુમ્અહની પહેલી રકઅતમાં આપ (સલ.) કદી કદી સુરએ જુમ્અહ અને બીજીમાં સુરએ મુનાફિકુન અને કદી પહેલી રકઅતમાં સબ્બિહિસ્મ અને બીજીમાં હલ અતાકની સુરત પઢતા હતા. અને જુમ્અહના દિવસે ફજરની પહેલી રકઅતમાં સુરએ સજદહ અને બીજીમાં હલ અતા સુરએ દહ્ર) પઢતા હતા. માટે આવી રીતે તે કદી કદી પઢી લેવું મસ્નુન અને મુસ્તહબ છે. સુન્નતે મુઅક્કદહ નથી માટે એના ઉપર મુદાવમત હંમેશગી) નહીં કરે કે જેથી અવામ એને જરૂરી અને સુન્નતે મુઅક્કદહ સમજી લે.

દુર્રે મુખ્તારમાં છે :-"વયુકરહુ ત્તઅયીનુ કસ્સજદતિ વહલ અતા લિફજ્રિ કુલ્લિ જુમુઅતિન બલ યન્દુબુ કિ'અતુહુમા અહયાનન"

**અર્થાત** :-મકરૂહ છે મુકર્રર કરી લેવું જેમકે જુમ્અહની સવારની નમાઝની પહેલી રકઅતમાં 'અલિફલામ મીમ સજદહ' અને બીજીમાં હલ અતા (સુરએ દહ્ર) પઢવું બલ્કે કદી કદી એ સુરતોને પઢવું મુસ્તહબ છે.

'શામી'માં છે :- 'ફયુસ્તહબ્બુ અંય યકરઅ ઝાલિક અહયાનન તબર્રૂકન બિલ્માસુરે નમાઝોમાં જે સુરતો પઢવી આપ (સલ.)થી સાબિત છે તે અનુસાર કદી કદી બરકત અને સવાબની નિય્યતે પઢવું મુસ્તહબ છે. (ભાગ-૧ પાનું ૫૦૮)

સુરતો યાદ ન હોય તો યાદ કરતાં લગી અથવા લાંબી સુરતો પઢવાની હિમ્મત ન હોય તો હિમ્મત આવવા સુધી નહીં પઢે તો તે મઅઝુર છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## સ્ટીમબર બંદર ઉપર હોય ત્યારે સ્થાનિક (મકામી) હાજીઓ માટે જુમ્અહ અને કસર વિષે.

(૬૪૩) સવાલ :-મુફતી સાહબ ! આપણે ગઈ કાલે જુમેરાતે જહાઝમાં સવાર થયા છીએ. અને આજે જુમ્અહનો દિવસ છે. હવે આપણી સાથે કેટલાક મુંબઈના હાજીઓ પણ છે. અને આપણું જહાઝ હજુ મુંબઈ ગોદીમાં જ હોવાથી હવે એ લોકો જુમ્અહ અદા કરે કે ઝુહ્ર ? તેમજ ઝુહ્ર પુરી અદા કરે કે કસર ? અને હમારે શું કરવું ?

જવાબ :- જહાઝ જ્યાં સુધી મુંબઇ બંદર ઉપર થોભેલું હોય ત્યાં સુધી મુંબઇવાસીઓએ નમાઝ પુરી પઢવી પડશે. કસર જાઇઝ નથી કારણકે એ લોકો હજુ પોતાના વતનની હદમાં છે. જેથી મુકીમ ગણાંશે. મુસાફિર નહીં. અલબત્ત એમના ઉપર જુમ્અહ નથી. કારણકે જુમ્અહ માટે ઇઝને આમ (કિંવા દરેકને આવવાની ઇજાઝત) હોવું જરૂરી છે. જ્યારે જહાઝમાં બહારના માણસો આવી શકતા નથી. જેથી ઇઝને આમની શર્ત મફકુદ છે માટે એઓના ઝિમ્મે જુમ્અહ નથી. જેવી રીતે કે એક માણસ પોતાના શહેરમાં કોઇ સ્થળે નઝરકેદ હોય તો તેના ઉપર જુમ્અહ નથી બલ્કે ઝુહ્ર છે. એ જ પ્રમાણે મુંબઇના હાજીઓ શહેરમાં અવર-જવર ન કરી શકતા હોવાને કારણે નઝરકેદની જેમ જ ઝુહ્ર અલગ-અલગ અદા કરે. કેમકે એવા લોકો માટે શહેરમાં ઝુહ્રની જમાઅત કરવું મકરૂહ છે. અને જેઓ મુસાફિર છે તેઓ કસર કરે અને એકલા-એકલા નમાઝ પઢે. (દુર્રૂલ મુખ્તાર ભાગ-૧ પાનું ૭૬૬ જુમ્અહની શર્તોનું બયાન) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## જુમ્આના દિવસે ઝવાલ સમયે નમાઝનો હુકમ.

(૬૪૪) સવાલ :-હઝરત મુફતી સાહબ. બાદ સલામ મસ્નૂન ફરઝ઼ કે મદ્રાસથી લખ્યું છે કે હું મઝાહિરે હક પઢું છું. જેમાં એક હદીસ આવી જેને

ઈમામ શાફેઇ (રહ એ રિવાયત કરી છે કે હુઝુર (સલ.)એ બપોરના સમયે આફ્તાબ ઝુકવા પહેલા નમાઝ પઢવાથી મના ફરમાવ્યું છે. પરંતુ જુમ્અહના દિવસે (પઢી શકીએ છીએ) અવ કમા કાલ.......તો શાફેઇ મસ્અલો તો એ જ છે કે ઝવાલ સમયે જુમ્અહના દિવસે નફિલ પઢી શકીએ છીએ. હઝરત ઈમામ અબુ હનીફા (રહ,નો કૌલ છે કે કોઇ પણ દિવસે ઝવાલ વખતે મકરૂહ છે. પરંતુ એક કિતાબ દુરેં મુખતારમાં લખ્યું છે કે જુમ્અહના દિવસે ઝવાલ સમયે નમાઝ પઢવું જાઇઝ છે અને એ જ કૌલ એમના શાગિર્દ હઝરત ઈમામ અબુ યુસુફ (રહ. નો છે હઝરત જાબિર (રદી.)એ પણ એને રિવાયત કરી છે. અને કહયું છે એના ઉપર જ ફત્વો છે તો તમે જુમ્અહના દિવસે 'સલાતુત્તસ્બીહ' ઝવાલનો સમય જોઇ-જોઈ પઢતાં હતાં હવે એની ઝરૂરત નથી. ઝવાલ વખતે પણ કાંઇ વાંધો નથી. આ હનફીઓનો ફત્વો છે. (જુમ્અહ સિવાય ઝવાલ સમયે મકરૂહ છે.) એમાં આપ શું ફર્માવો છો અને મારે શું કરવું જોઇએ ? (હિંદા બોમ્બે)

જવાબ :-ઠીક બપોરના જ્યાં સુધી સુરજ ઝુકી ન જાય નમાઝ પઢવું મના અને મકરૂહે તહરીમી છે.

ઉકબહ બિન આમિર (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ.) હમોને ત્રણ વખતમાં નમાઝ પઢવાથી મના ફર્માવતા હતા. તુલુઅ સમયે, ઝવાલ સમયે, ગુરૂબ સમયે (સહીહ મુસ્લિમ ભાગ-૧ પાનું-૨૭૬)

મઝકુર હદીસથી મનાઇનો હુકમ મુતલક અને આમ છે. એમાં જુમ્અહના દિવસની ઈસ્તેસ્ના નથી. જે હદીસમાં જુમ્અહનો દિવસ મુસ્તસ્ના છે તે આ છે. હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ.)એ ફર્માવ્યું નમાઝ પઢવાથી બપોરના ટાઈમે ત્યાં સુધી કે આફ્તાબ નમી જાય. પરંતુ જુમ્અહના દિવસે (મના નથી) આ જુમ્આના દિવસની ઈસ્તિસ્ના વાળી હદીસ એ દરજ્જની નથી કે ઉમુમ વાળી હદીસનો મુકાબલો કરી શકે, કેમકે આ હદીસ એના મુકાબલામાં ઝઈફ છે. અગર બરાબરની પણ માની લેવામાં આવે તો ઉસુલે હદીસના મુતાબિક તહરીમવાળી હદીસને તરજીહ દેવામાં આવે છે. (રસાઈલુલ અરકાન-પાનું-૧૨) (એઅલાઉસ્સુનન ભાગ-૨ પાનું-૪૩)

હઝરત ઈમામ શાફેઇ (રહ.) અને ઈમામ અબુ યુસુફ (રહ.) જે હદીસોથી દલીલ કરે છે તે ઝઈફ છે. એમના રાવિયોમાં કઝ્ઝાબ અને ઇબ્રાહીમ ઝઈફ છે.

બયહકીની રિવાયતમાં વાકેદી છે તેઓ મતરૂક છે. બીજી રિવાયતમાં અતા ઇબ્ને અજલાન છે. તે પણ મતરૂક છે.

બસ કવી દલીલોના આધારે સહીહ કૌલ ઇમામ અબુ હનીફા (રહ.)નો છે જેથી હિદાયહમાં છે. 'વહદીસુ બિઈત્લાકિહી હુજ્જતુન અલશ્શાફેઇ ફી તખ્સીસિલ ફરાઇઝે વગયરિહિ બિમક્કત, વહુજ્જતુન અલા અબી યુસુફ ફી ઇબાહતિન નફલિ યવ્મલ જુમ્અતિ (ભાગ-૧ પાનું-૬૮) (શામી ભાગ-૧ પાનું ૩૪૫ તેમજ પાનુ-૭૭૩)

મઝાહિરે હકમાં છે. (ઝવાલ સમયે) કરાહત હમારા (હનફી) નઝદીક હર વખત અને જગ્યા સાથે છે. (મકકહ અને જુમ્આનો ઈસ્તિસ્ના નથી.) અને ઇમામ શાફેઇ (રહ.)ના નઝદીક જુમ્આના દિવસે ઝવાલ સમયે જાઇઝ છે. અને મકકહ મુઅઝ્ઝમહમાં પણ જાઇઝ છે દરેક અવકાતમાં, અને હનફી મઝહબનો અહવત કૌલ છે કે જ્યારે મબાહ બતાવનાર હદીસ અને હરામ બતાવનાર હદીસ જમા થઈ જાય તો તરજીહ હરામ બતાવનારને થશે. વલ્લાહુ અ'લમ (ભાગ-૧ પાનું-૩૪૨)

એમાં બીજી જગ્યાએ છે ઈમામ અબૂ હનીફા (રહ.)ના નઝદીક જુમ્આના દિવસે પણ ઝવાલ સમયે નમાઝ પઢવું દુરૂસ્ત નથી. એટલા માટે કે જે હદીસોમાં મનાઇનો હુકમ આવ્યો છે તે મશ્હુર અને મુઅતબર છે અને આ હદીસ જે ઈમામ શાફેઈ (રહ.) અને ઇમામ અબૂ યુસુફ (રહ.)ની દલીલ છે. ઝઈફ છે. તે મશહુર હદીસોનો મુકાબલો નથી કરી સકતી, અને તે કાયદો પણ મુસલ્લમ છે કે હરામ બતાવનાર રાજેહ હોય છે. મબાહ બતાવનાર પર. (ભાગ-૧ પાનું ૩૪૬)

આ છે હનફીઓનો અસ્લી મઝહબ પછી એવું કઇ રીતે લખી આપ્યું કે 'જુમ્અહના દિવસે સલાતુત્તસ્બીહ ઝવાલનો ટાઇમ જોઈ-જોઇને પઢતાં હતાં' હવે એની જરૂરત નથી. ઝવાલનો સમય થવાથી પણ કંઈ નહીં. આ હનફીઓનો ફત્વો છે. હનફીઓનો મઝહબ, ફત્વો અને દલીલ મુસ્લિમની સહીહ હદીસ અને કિતાબ 'રસાઇલુલ અરકાન' 'હિદાયહ' 'બદાઇઅ' શામી' અને મઝાહિરે હકની ઈબારતોથી રોઝે રોશનની જેમ વાઝેહ છે કે ઝવાલ સમયે નમાઝ પઢવું મના છે એ જ સહીહ હદીસથી સાબિત છે. અને બીજા કૌલના મુકાબલામાં રાજેહ અને

અહ્વંત છે. જેથી એના ઉપર અમલ કરવું જોઈએ. નમાઝ અહમ ઈબાદતો-માંથી છે. એમાં મોટા એહતિયાતની જરૂરત છે.

શામીમાં છે 'ઈબાદતોથી તઅલ્લુક રાખનાર મસાઈલમાં એહતિયાત વાળા મસ્અલા પર અમલ કરવું વાજિબ છે. (ભાગ-૨ પાનું ૧૦૬)

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફિનાએ મિસ્રથી બહાર રહેવા વાળાઓ ઉપર જુમ્અહ વાજીબ છે કે નહીં ?**

(૬૪૫) સવાલ :- રાંદેરથી નઝદીકમાં બે ગામડાં છે. અડાજણ અને પાંલ, બન્નેવ જગ્યા ફજરની અઝાન સંભળાય છે જ્યારે કે લાઉડસ્પીકરમાં દેવામાં આવે છે. તો એ જગ્યાના લોકો ઉપર નમાઝે જુમ્અહ માટે રાંદેર આવવું જરૂરી છે કે નહીં ?

જવાબ :- જ્યારે આ બન્નેવ ગામડાં રાંદેરથી અલગ અને મુસ્તકિલ છે. તો ત્યાંના રહેવાસીઓ ઉપર જુમ્અહ વાજીબ નથી. (મરાકિલ ફલાહ પાનું ૧૦૧) (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૨૯૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## નાના ગામડામાં જુમ્આનો હુકમ

(૬૪૬) સવાલ :- હું નવાગામ બોરભાઈમાં મુલાઝિમ છું. મદ્રસો અને ઈમામત પણ મારા ઝિમ્મે છે. ગામમાં ૧૦ થી ૧૨ મકાન છે. પહેલાંથી જુમ્અહ પઢવામાં આવતી નથી. ફક્ત નમાઝે ઈદ થાય છે. અને નમાઝે ઈદ વાજીબ છે. તો નિય્યત વાજીબની કરવામાં આવે યા નફલની ? અમુકનું કહેવું છે કે વાજીબની નિય્યતથી નમાઝે ઈદ સહીહ નથી. નફલની નિય્યતથી સહીહ છે. તો શું નફલની નિય્યતથી નમાઝે ઈદ પઢે-પઢાવે તો અદા થશે ?

જવાબ :- તમારૂં ગામ નાનું છે. એવા નાનકડા ગામમાં જુમ્અહ અને ઈદની નમાઝ દુરૂસ્ત નથી. નફલની નિય્યતથી પણ ઈદની નમાઝ પઢવા-પઢાવવાની ઈજાઝત નથી. મકરૂહે તહરીમી છે. 'દુર્રે મુખ્તાર' માં છે :- સલાતુલ ઈદે ફિલ કુરા તુકરહુ તહરીમન અય લિઅન્નહુ ઈશ્તેગાલુ બિમા લા યસિહહુ લિઅન્નલ મિસ્ર શર્તુસ્સેહ્હતિ. 'શામી'માં છે - (કવલુહુ બિમા લા યસિહહુ') અય અલા અન્નહુ ઈદુન વઈલ્લા ફહુવ નફલુન મકરૂહુન લિઅદાઈહિ બિલજમાઅતિ (પાનું-૭૭૫ ભાગ-૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નાનું ગામડું 'કસ્બો' બની જાય તો જુમ્અહ તથા ઇદનો હુકમ.**

**(૬૪૭) સવાલ :-** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતિયાને શરએ મતીન નીચેના મસ્અલામાં કે હમારૂં ગામ 'છાપી' આજથી ચાર-પાંચ વર્ષ પહેલાં એક નહીં જેવા દીહાતની હૈસિયત રાખતું હતું. પરંતુ હાલ કસ્બાનુમા છે. અને એની પુરી આબાદી ૪૦૦૦ છે. અગર અંગ્રેઝી તથા અરબી મદ્રસાની ગણત્રી એકત્ર કરવામાં આવે તો ૬૦૦નો વધારો થઈ જાય છે. આ કસ્બામાં મુસ્તકિલ બઝાર છે જેમાં દરેક ઝાતની ચીઝો (ઝીંદગીની જરૂરિયાતો) પ્રાપ્ત થઈ જાય છે. અને પુરા બઝારની દુકાનો કાયદેસર પંચાયતને ટેક્ષ અદા કરે છે. ૨૫૦ છે. રેલ્વે સ્ટેશન છે. જ્યાં ડાકમેલ સિવાયની બધી ગાડીઓ થોભે છે. અને આ કસ્બો પોતાના અડોશ-પડોશના ઘણાં જ દીહાતોના માટે થોક-મંડી ગણવામાં આવે છે. દીહાતના વેપારીઓ અહીં આવીને જરૂરી વસ્તુઓ ખરીદે છે. અને એમાં પંચાયત ઓફિસ, પોસ્ટ ઓફિસ, ટેલીગ્રામ, ટેલીફોન, વીજળી પણ છે, અને પોલીસ થાણું તેમજ સરકારી તથા ખાનગી દવાખાનાં અને ઢોરોનું દવાખાનું પણ છે. બેંક પણ છે અહીંયા બે મસ્જીદો અને એક અરબી મદ્રસો છે. જેમાં ૩૫૦ તલબાઓ તઅલીમ લે છે પ્રાયમરી સ્કુલ પણ છે. ખુલાસો એ કે અહીંયા ઝરૂરિયાતે ઝિંદગી તિજારત અને સન્અતો હિરફત અને જાનવરોની પરવરિશનો ઇસ્તબલ પણ લાગેલો છે. હવે સવાલ એ છે કે આ જગ્યાએ જુમ્અહ અને ઈદની નમાઝો વાજીબ છે કે નહીં ? આજ સુધી અહીં જુમ્અહ અને ઇદૈન અદા કરવામાં ન આવતી હતી જ્યારે બહારથી ઉલમાએ કિરામ આવે છે તો આ જગ્યાને જોઇ કહે છે કે અહીંના લોકો જુમ્અહને છોડવાના મુરતકિબ થશે તો જુમ્અહ અને ઈદૈન વાજીબ છે કે નહીં? જુમ્અહ અદા ન કરવાની સુરતમાં હકીકતન જુમ્અહ છોડવાના ગુનાહના મુરતકિબ થઈશું કે નહીં ?

**જવાબ :-**કસ્બો અને નાનું ગામ હોવાનો દારોમદાર ઉર્ફ ઉપર છે. અગર હકીકતમાં છાપીની વસ્તી કસ્બાનુમા છે અને વસ્તીવાળા અને અડોશી પડોશી તેને કસ્બો સમજે છે. તો એ ઉર્ફન અને શરઅન કસ્બો છે. અને કસ્બો કાઈમ મકામ શહેરના હોય છે. એટલા માટે અહીંયા વિના શકે નમાઝે જુમ્અહ અને ઇદૈન દુરૂસ્ત છે શામીમાં છે :-'વતકઉ ફરઝન ફીલ કસબાતિ વલ્કુરલ કબીરતિલ્લતી ફીહા અસ્વાકુન (ભાગ-૧ પાનું ૭૪૮) એટલા માટે એ

જગ્યાએ જુમ્આ અને ઈદૈન કાયમ કરવું જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફિનાએ શહેરમાં નમાઝે જુમ્અહ

**(૬૪૮) સવાલ** :-વડોદરામાં શહેરની આબાદી બહાર તબ્લીગી ઈજતેમાઅ રાખવામાં આવ્યો છે. એ જગ્યા આબાદીથી દુર છે. પણ શહેરની હદમાં છે. તો એ જગ્યાએ પિંડાળમાં નમાઝે જુમ્અહ અદા કરી શકાય કે નહીં ? ચાર પાંચ હઝાર માણસોનું શહેરમાં જવું મુશ્કેલ છે.

**જવાબ** :- આ ઈજતેમાઅની જગ્યા ફિનાએ શહેરમાં આવી છે. માટે ઈજ્તેમાઅના પિંડાળમાં જુમ્અહની નમાઝ પઢી શકાય છે. નમાઝે જુમ્અહ સહીહ હોવા માટે મસ્જીદ હોવું જરૂરી નથી શહેર અને ફિનાએ શહેરમાં કોઇ પણ જગ્યાએ જ્યાં મસ્જીદની જેમ નમાઝ પઢવાની આમ ઈજાઝત હોય. નમાઝે જુમ્અહ પઢી શકાય છે. પણ મસ્જીદમાં પઢવાનો સવાબ મળશે નહીં. (દુર્રે મુખ્તાર તથા શામી ભાગ-૧ પાનું ૭૪૯)

**નોટ** :- ફિનાએ શહેર એટલે શહેરને લગતું આજુબાજુનું કાર આમદ ઉપયોગી) મેદાન જે શહેરના મફાદ અને મસાલેહ (જરૂરિયાત) જેમ કે મુર્દા દફનાવવા, ઘોડા દોડાવવા (ઘોડ દોડની જગ્યા) ફોજ જમા હોવા માટે હોય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જુમ્અહ સહીહ હોવા માટે કેટલી આબાદી શર્ત છે ?

**(૬૪૯) સવાલ** :- શું ફરમાવે છે ઉલમાએ દીન પુછેલી સુરતમાં......

(૧) અત્રે હમારા ગામની વસ્તી લગભગ ત્રણથી સાડા ત્રણ હઝારની છે. જેમાં મુસલમાનોની સંખ્યા ફકત ૩૦૦ની છે.

(૨) ગામમાં બે કબ્રસ્તાન છે એક સાત વિઘાનું, બીજું એક વિઘાનું છે. જેમાં મુર્દહ દફનાવવામાં આવે છે.

(૩) ગામમાં પાંચથી સાત દુકાનો છે. જો કે જરૂરી કેટલીક વસ્તુઓ સુરત કે બારડોલીથી મંગાવવી પડે છે

(૪) ગામમાં સરકારી થાણું, નદી, રેલ્વે, પોસ્ટ, નળ, લાઈટ અને બજાર નથી.

(૫) ગામમાં એક સાત વિઘાનું તળાવ છે. જેમાં નહેરનું પાણી આખું વરસ રહે છે.

(૬) ગામની પુર્વે બારડોલી પાંચ માઈલ, પશ્ચિમે સુરત, બલેશ્વર ૧૨ માઈલ છે. દક્ષિણે કઠોર, ઓલવડ ૧૨ માઈલ છે. તે દરમિયાનમાં મુસ્લિમ વસ્તી નથી. સુરતથી દિવસમાં બે વાર મોટર આવ-જા કરે છે.

(૭) ગામમાં મસ્જીદ તથા એક મદ્રસો છે. જેમાં આશરે ૪૦ બાળકો પઢે છે. ગામની મસ્જીદમાં જુમ્અહ તથા ઈદોની નમાઝ થાય છે. જુમ્અહની નમાઝમાં આશરે ૩૦ થી ૩૫ અને ઈદની નમાઝમાં આશરે ૧૫૦ થી ૧૭૫ નમાઝી થાય છે. ( જે ઘણાં વર્ષોથી પઢે છે )ઉપરોક્ત સુરતમાં જુમ્અહ તથા ઈદોની નમાઝ સહીહ છે ? હવાલો આપી સમજાવશો.

ગામમાં પાંચ-છ માણસો જુમ્અહની નમાઝના બદલે ઝુહ્ર પઢે છે વળી બેઉ ઈદોની નમાઝ બિલકુલ પઢતા નથી. તો આ બેઉ વાજીબ નમાઝો છોડી દેવાનો ગુનોહ થશે કે નહીં ? જો ગુનોહ લાગુ પડે તો તેઓએ હવે શુ કરવુ ? કફ્ફારો આપવો પડે કે નહીં ? કફ્ફારો આપવો પડે તો કઈ રીતે આપવો ? હવાલા સહિત સમજાવી આભારી થશો.

જવાબ :– જુમ્અહ અને ઈદૈનની નમાઝ માટે શહેર અથવા કસ્બો હોવુ જરૂરી છે. આપનુ ગામ મોટું ગણાતું હોય. અને કસ્બા રૂપ હોય તો જુમ્અહ અને ઈદની નમાઝ દુરૂસ્ત છે. પરંતુ સવાલમાં લખેલી બાબતો (પોસ્ટ અને બઝાર, દવાખાનું વિગેરે નથી) જોતાં એ ગામ કસ્બારૂપ જણાતુ નથી. માટે જુમ્અહ અને ઈદૈનની નમાઝ પઢી શકાશે નહીં. પઢશે તો જુમ્અહ અદા થશે નહીં નફિલ ગણાશે. અને નફિલને જમાઅત સાથે પઢવાની કરાહત તથા ઝુહ્ર બાજમાઅત તર્ક કરવાનો ગુનોહ લાગુ પડશે.

ગામડાના રહીશો ઉપર જુમ્અહ નથી. ઝુહ્ર બાજમાઅત પઢવું જરૂરી છે. ઈદની નમાઝ પણ વાજીબ નથી. હિમ્મત અને શોક હોય તો આજુબાજુના શહેર અને કસ્બામાં જઈ પઢવું બેહતર છે. વાજીબ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## શહેરમાં વધુ મસ્જીદો હોય તો જુમ્અહની નમાઝ કયાં પઢવી ?

(૬૫૦) સવાલ :–અમારા કસ્બામાં આઠ મહોલ્લા છે. કુલ વસ્તી બે હજારની છે. તે પૈકી આઠ મસ્જીદો છે તેમાં એક શાહી જામિઅ મસ્જીદ છે.

જેમાં છ મહોલ્લાના મુસલમાનો જુમ્અહ અદા કરે છે અને બે મહોલ્લાના મુસલમાનો આવતા નથી. અને તેમના મહોલ્લાની એક મસ્જીદમાં જુમ્અહની નમાઝ પઢે છે. એ લોકોને શાહી મસ્જીદમાં નમાઝ પઢવાનું કહેતાં એ લોકો કહે છે કે જુમ્અહની નમાઝ અમે શાહી મસ્જીદમાં પઢીએ તો હમારા મહોલ્લાની મસ્જીદ સુની પડી જાય અને એનો એહતેરામ નહીં રહે. શાહી મસ્જીદ એમની મસ્જીદથી મોટી છે. અને એમની પાસે જ આવેલી છે. દુરના મુસલમાનો જુમ્અહ પઢવા શાહી મસ્જીદમાં આવે છે. પુરા ગામના મુસલમાનો શાહી મસ્જીદમાં જુમ્અહની નમાઝ પઢે તો પણ જમાઅતખાનામાં જગ્યા ખાલી રહેવાનો સંભવ છે તો મઝકુર સુરતમાં પુછવાનું એ છે કે એ મહોલ્લાવાળાઓ જુમ્અહના દિવસે પોતાની મસ્જીદ બંધ રાખે અને જુમ્અહ ત્યાં ન પઢે તો એના કારણે મસ્જીદના એહતેરામમાં કંઈ ખલલ આવે છે કે કેમ ? ખુલાસો કરશો.

જવાબ :–પાંચ વખતની નમાઝ માટે મહોલ્લાની મસ્જીદમાં હાજરી આપવાનો પુરૂષો માટે તાકીદી હુકમ છે. મહોલ્લાવાળાઓના હકમાં મહોલ્લાની મસ્જીદ સવાબની રૂએ જામિઅ મસ્જીદ સમાન છે. શરઈ ઉઝર વિના એને છોડવાની ઈજાઝત નથી. એક જ નમાઝી હોય તો પણ ત્યાં નમાઝ પઢે જુમ્અહની નમાઝ મહોલ્લાની મસ્જીદો બંધ રાખી મોટી જુમ્અહ મસ્જીદ (જામિઅ મસ્જીદમાં પઢવાનો હુકમ છે.

એક મસ્જીદમાં નમાઝીઓ નહીં સમાઈ શકે અથવા મસ્જીદ ઘણી દુર હોવાથી ત્યાં પહોંચવામાં લોકોને ઘણી તકલીફ થતી હોય તો એકથી વધુ મસ્જીદોમાં જુમ્અહ પઢવાની વ્યવસ્થા કરી શકાય છે. ઉઝર વગર મહોલ્લે મહોલ્લે જુમ્અહ પઢવાની વ્યવસ્થા કરવાથી શરીઅતનો મકસદ, મસલિહત અને ઈસ્લામી શાનો શૌકત ખત્મ થઇ જાય છે. માટે પુછેલી સુરતમાં મહોલ્લાની મસ્જીદો જુમ્અહના વખતે બંધ રાખી શાહી જુમ્અહ મસ્જીદમાં નમાઝ પઢવામાં મહોલ્લાની મસ્જીદના એહતેરામમાં કાંઈ ખલલ આવતી નથી. એટલું જ નહીં પણ મહોલ્લાની મસ્જીદ બંધ રાખી શાહી મસ્જીદમાં જુમ્અહ પઢવાથી ઈસ્લામી શાનો શૌકત વધારવાની મહાન ફઝીલતના તેઓ હકદાર બનશે. અને આ મુબારક પ્રથા કાયમ કરવાનો અજર કયામત લગી તેમને મળતો રહેશે.

આપ (સલ.)નું ફરમાન છે. 'મન સન્ન ફિલ ઇસ્લામિ સુન્નતન હસનતન ફલહુ અજરૂહા વઅજરૂ મન અમિલ બિહા મન બઅદહુ.

અર્થાત :-જેણે ઇસ્લામમાં નેક પ્રણાલિકા ચાલુ કરી તેને તેનો અજ્ર મળશે. અને તેના પછી જેઓ તે પ્રણાલિકા ઉપર ચાલશે તેનો પણ તેને અજ્ર મળતો રહેશે. અને અમલ કરનારાઓના સવાબમાં કાંઇ કમી થશે નહીં. (મશકાત પાનું-૩૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખુત્બાની અઝાનનો જવાબ આપવા વિષે

(૬૫૧) સવાલ :- જુમ્અહના ખુત્બાથી પહેલાં મિમ્બરના નઝદીક ખતીબની સામુ અઝાન થાય છે. એનો જવાબ આપવું અને એ અઝાન બાદ દુઆ પઢવું મકરૂહ છે કે નહીં ?

જવાબ :- હુવલ મુવફ્ફિકુ લિસ્સવાબ આ મસ્અલો હમેશાં ઉલમાએ કિરામના દરમિયાન મોટો ઇખતિલાફી અને અહમ રહયો છે. અમુકના નઝદીક હદીસ 'ઇઝા ખરજલ ઈમામ ફલા સલાત વલા કલામ'ની રૂએ ખુત્બાની અઝાનનો જવાબ આપવું મમનુઅ અને મકરૂહ છે. (હિદાયહ ભાગ-૧ પાનું ૧૫૧) અને અમુકના નઝદીક હદીસ 'ઇઝા સમિઅતુમુન્નિદાઅ ફકૂલૂ મિસ્લ મા યકુલૂલ મુઅઝ્ઝિનુ'ના ઉમૂમમાં ખુત્બાની અઝાનનો જવાબ આપવું પણ દાખિલ છે. એટલે એ હઝરાત જવાબ આપવાના કાઇલ છે. (બુખારી શરીફ ભાગ-૧ પાનું ૮૬)

અને હદીસે મુઆવિયહ (રદી.) એની તાઇદ કરી રહી છે. અર્થાત :- હઝરત મુઆવિયહ (રદી.) એ મિમબર પર ખુત્બાની અઝાનનો જવા આપ્યો. અને આખિરમાં ફર્માવ્યું કે આંહઝરત (સલ.) ને આ પ્રમાણે જવાબ આપતાં મેં પોતે સાંભળયા છે. (સહીહ બુખારી શરીફ ભાગ-૧ પાનું-૧૨૫)

હદીસે મુઆવિયહ (રદી.)ની રૂએ ખુત્બાની અઝાનના જવાબ આપવાની ઈજાઝતનો કૌલ દુરૂસ્ત જણાય છે. જેમકે અલ્લામહ લખનવી (રહ.) ફરમાવે છે. 'ફલા તુકસ્હુ ઇજાબતુલ અઝાનિલ્લઝી યુઅઝ્ઝેનુ બયન યદયિલ ખતીબિ વકદ સબત ઝાલિક મિન ફેઅલે મુઆવિયત ફી સહીહિલ બુખારી. (ઉમદતુર્રિઆયહ ભાગ-૧ પાનું ૨૪૪)

વકદ સબત ફી સહીહિલ બુખારી અન્ન મુઆવિયત (રદી ) અજાબલ અઝાન વહુવ અલલ મિમબરે વકાલ યા અય્યુહન્નાસુ ઇન્ની સમિઅતુ રસુલુલ્લાહિ (સલ.) અલા હાઝલ મજલિસે હીન અઝ્ઝનલ મુઅઝ્ઝિનુ યકુલુ મિસ્લ મા સમિઅતુમ મિન્ની મકાલતી ફઇઝા સબતલ ઇજાબતુ અમ સાહિબિશ્શરએ વસાહિબિહી ફમા મઅનલ

કરાહિત (અત્તઅલીકુલ મુમજ્જદ અલા મુઅત્તા મુહમ્મદ (રહ.) પાનું-૧૦૭ કુલ્લુ કદ સબત ઈન્નાબતુરસાની અનિન્નબિય્યે (સલ.) વઅલા આલિહી વસહ્બિહી વ મુઅતબિયત (રદી.) અલા મા અખરજહુલ બુખારી ફલ્અન્નલ કરાહતુ. (નફઉલ મુફ્તી વસ્સાઈલ પાનું ૧૦૩)

આખિરમાં ફકીહે વકત મુફતીએ અઅઝમ હઝરતુલ અલ્લામ મુફતી કિફાયતુલ્લાહ (રહ.)નો ફેંસલો પણ સાંભળી લો.

"તા હમ મુતઅખ્ખેરીને હનફિય્યહને બવજ્હે હદીસે મુઆવિયહ (રદી. ઈજાબતે અઝાને મિમ્બરીકી ઈજાઝત દી હે લેકિન નમાઝ શુરૂઅ કરનેકી બિદ્દઈત્તેફાક બયનલ અઈમ્મહ ઈજાઝત નહીં હે. ઓર ખાકસારકે ખયાલમે ઈજાબતે અઝાને.મિમ્બરીકે બલાવહ દીગર અઝકારસે ઈન્સાત અવલા વ અકદમ હે. વલ્લાહુ અ'અલમુ બિસ્સવાબ (મુહમ્મદ કિફાયતુલ્લાહ ગુફિરલહુ-મદ્રસા અમીનિયહ-દેહલી)

(ઈઝાલતુલ અવ્હામ અન મસાઈલિલ અહકામ અઝ ઈફાદાત અલ્લામહ સૈયદ કાઝી રહમતુલ્લાહ મુહદ્દિસે શાંદેરી રહિમહુલ્લાહ પાનું-૧૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખુત્બામાં આયતે કરીમા 'ઈન્નલ્લાહ' પઢવા ઉપર હાઝેરીનના દુરૂદ પઢવા વિષે.

**(૬૫૨) સવાલ :-** અત્રે એક મહત્વનો સવાલ ઉભો થયો છે કે જુમ્અહના બીજા ખુત્બામાં ઈમામ સાહબ આયતે કરીમહ 'ઈન્નલ્લાહ વમલાઈકતહુ યુસલ્લુન અલન્નબિય્યે' પઢે છે તો હાઝિર રહેલા લોકો દુરૂદ શરીફ પઢે કે ખામોશ રહે ? અફઝલ તરીકો શું છે ? કિતાબોના હવાલા અને ઈબારત સહિત જણાવશો તો ઈન્શાઅલ્લાહુ તઆલા ઈખતિલાફ મટી જશે.

**જવાબ :-** ખુત્બા વખતે અફઝલ એ છે કે ખામોશ રહે. અથવા દિલમાં દુરૂદ શરીફનો ખ્યાલ કરી લે. ઝબાનથી ન પઢે. એ વખતે ઝોરથી કિંવા આવાઝથી દુરૂદ શરીફ પઢવામાં આવે છે. એ કોઈના નઝદીક જાઈઝ નથી.

'કબીરી શર્હે મુન્યહ'માં છે — વ ઈઝા કરઅલ ઈમામુ ઈન્નલ્લાહ વ મલાઈકતહુ યુસલ્લુન અલન્નબિય્યે ફઅન અબીહનીફત વ મુહમ્મદિન અન્નહુ યન્સુતુ વઅન અબી યુસુફ અન્નહુ યુસલ્લી સિર્રન વબિહી અખઝ બઅઝુલ મશાઈખિ વઅકસરૂહુમ અન્નહુ યન્સુતુ વહ્દિલ હુજ્જતિ લવ સકત ફહુવ અફઝલુ

અર્થાત :- હઝરત ઈમામ અબુહનીફહ (રહ.) થી રિવાયત છે કે જ્યારે ખતીબ આયતે કરીમહ 'ઈન્નલ્લાહ વમલાઈકતુહુ યુસલ્લુન અલન્નબિય્યે' પઢે તો ચુપ રહેવું જોઈએ. હઝરત ઈમામ અબુ યુસુફ (રહ.) થી રિવાયત છે કે ધીમે પઢે કિંવા દિલમાં પઢે. આ કથનને થોડાક મશાઈખોએ ઇખતિયાર કર્યું છે. પણ વધુ મશાઈખો ખામોશ રહેવાને પસંદ કરે છે. અને કિતાબુલ હુજ્જહમાં છે કે ચુપ રહેવું બેહતર છે. (પાનું-૫૨૦)

અને દુર્રે મુખ્તાર' માં છે :- વસ્સવાબુ અન્નહુ યુસલ્લી અલન્નબિય્યે સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઇન્દ સિમાઇ ઇસ્મિહિ ફી નફસિહિ'.

અર્થાત :-અને સહીહ એ છે કે ખુત્બામાં આપ (સલ.)નું નામ મુબારક સાંભળી પોતાના દિલમાં દુરૂદ પઢી લે.

અને 'શામી'માં છે. ઇઝા ઝુકિરન્નબિય્યુ (સલ.) લા યજુઝુ અંયયુસલ્લા અલયહિ બિલ જહરિ બલ બિલ કલ્બે વઅલયહિલ ફત્વા.'

અર્થાત :-જ્યારે ખતીબ આપ (સલ.)નું મુબારક નામ લે ત્યારે ઝોરથી દુરૂદ પઢવું જાઇઝ નથી બલ્કે દિલમાં પઢે. એના ઉપર જ ફત્વો છે (ભાગ ૧ પાનું-૭૬૮)

આ મસ્અલામાં દેવબંદી-બરેલ્વી ઇખતિલાફ પણ નથી.

જુઓ 'બહારે શરીઅત' હુઝુરે અકદસ (સલ.) કા નામે પાક ખતીબને લિયા તો હાજેરીન દિલમેં દુરૂદ શરીફ પળહેં. ઝુબાનસે પઢ્હનેકી ઉસ વકત ઈજાઝત નહીં. (બહારે શરીઅત ભાગ-૪ પાનું-૧૦૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## શું ખતીબના માટે નહી અનિલ મુન્કર જાઇઝ છે ?

(૬૫૩) સવાલ :-ખુત્બા સમયે લોકોને વાતો કરતા તથા ઉભા રહેલા જોઈ ખતીબ ખામોશ રહેવાનો તથા બેસી જવાનો હુકમ આપી શકે છે ?

જવાબ :-ખતીબ ખુત્બાની હાલતમાં અમ્ર બિલ મઅરૂફ અને નહી અનિલ મુન્કર કરી શકે છે. 'ફતાવા આલમગીરી'માં છે. વયુકરહુ લિલખતીબિ અંય્યતકલ્લમ ફિ હાલિલ ખુત્બતિ ઇલ્લા અય્યકુન અમરમ બિમઅરૂફિન કઝા ફી ફતાહિલ કદીર. (ભાગ ૧ પાનું-૯૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## નોકરીના લઇ જુમ્અહ માફ થઈ શકે ?

(૧૫૪) સવાલ :–એવો માણુસ જે ફર્ઝ નમાઝો કોઈ કોઈ વાર પઢે છે. પરંતુ જુમ્અહની નમાઝ તો જરૂર અદા કરે છે. મઝકુર માણુસ એવી જગ્યાએ નોકરી કરે છે કે જ્યાં એને જુમ્અહનો વખત મળતો નથી. અઠવાડિક એક રજા જુમ્અહ સિવાય બીજા દિવસે રવિ કે મંગળના મળે છે. હવે જો એ જુમ્અહના દિવસે કામ ઉપર જાય તો જુમ્અહ છુટ્રી જાય છે. અને જુમ્અહ માટે જાય છે તો કામ ઉપર નથી જઇ શકાતું મતલબકે એક દિવસની આવક ઓછી થઇ જાય છે. અને એની આર્થિક હાલત પણ ઠીક નથી. આવા સંજોગોમાં શું કરવામાં આવે ? જુમ્અહ છોડી આપે કે પછી જુમ્અહના દિવસે કામ છોડી આપે ? જો કામ છોડી આપે અને રજા મંઝુર થાય તો ફકત આવક ઓછી થઇ અને જો રજા મંઝુર ન થઈ અને માણુસ હાજર ન થયો તો આવક ઓછી થવા સાથે તે દિવસે તેને ગેરહાજર સમજવામાં આવશે. અને એવાને બીજા દિવસે કામ આપવું, ન આપવું કામ દેનારની મરઝી ઉપર છે. કદી કદી તંબીહના લઈ કામ સોંપવામાં આવતું નથી. તેમજ વાર્ષિક ગેરહાજરીની ગણત્રી કરવામાં આવે છે. જેનો અસર કામ ઉપર પડે છે. ઉપરની બધી વાતોને ધ્યાનમાં લઇ ખુલાસો કરશો.

જવાબ :–નોકરીના લઇ જુમ્અહ માફ નથી. અને એના લઈ જુમ્અહ છોડવાની ઇજાઝત પણ નથી.

મતલબ કે મઝદુરને પણ જરૂરી છે કે જુમ્અહની અઝાન સાંભળતાં જ બધું કામકાજ છોડીને જુમ્અહની નમાઝ માટે રવાના થઇ જાય. જવા આવવામાં કાફી વખત ખર્ચ થવાથી અને કામમાં નુકસાન હોવાના લઈ પગાર કપાઇ જાય તો એને મંઝુર કરી લેવામાં આવે. એમાં જ ભલાઇ છે.

કુર્આનમાં છે. 'યાઅય્યુહલ્લઝીન આમનુ ઈઝા નુદિય લિસ્સલાતિ મિય યવમિલ જુમુઅતિ ફસ્અવ ઇલા ઝિક્રિલ્લાહિ વઝરૂલ બય્અ, ઝાલિકુમ ખયરૂલ લકુમ ઇન કુન્તુમ તઅલમુન' અર્થાત :–અય ઇમાનવાળાઓ ! જ્યારે જુમ્અહના દિવસે નમાઝના માટે અઝાન કહેવામાં આવે તો અલ્લાહની યાદ એટલે નમાઝ અને ખુત્બા માટે ચાલ્યા કરો. અને લેવડ-દેવડ ( ખરીદો ફરોખ્ત ) અને એ મુજબ બીજા દરેક કામો જે સઈ ઇલલ જુમ્અહથી રોકનાર હોય છોડી આપો

આ બધા કાર્યો છોડીને ચાલ્યા કરવું તમારા માટે વધુ બેહતર છે. જો તમોને દીનની સમજ અને કદર હોય. કેમકે એનો નફો (ફાયદો) બાકી રહેનાર છે. અને બીજાનો નફો ફના થનાર છે. (બયાનુલ કુર્આન)

જેથી પગાર કપાવીને જુમ્અહ સમયે એક કલાકની રૂખસત લઈ લેવામાં આવે. અગર ઇજાઝત ન મળે. યા મોટું નુકશાન ઉઠાવવું પડે તો બીજી નોકરી તલાશ કરી લેવામાં આવે. ખુદાનું ફર્માન છે. 'વલ્લાહુ ખયરૂર્રાઝિકીન' અને ખુદા સર્વથી સારી રોઝી આપનાર છે. (કુર્આને હકીમ સૂરએ જુમ્અહ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હમેશાં બેસીને ખુત્બો પઢવું કેવું છે ?

(૬૫૫) સવાલ :- એક મસ્જીદના ઇમામ છે. તેઓ ખતીબ પણ છે. અને વસ્તીના રહેવાસીઓ બીજા ખતીબને રાખવાથી મઅઝુર છે. મઝકુર ખતીબને દાઇમી ઉઝર છે જેમકે ચક્કર આવવા અને કમઝોરી વિગેરે જેના લઈ ઉભા રહી ખુત્બો નથી પઢાવી શકતા તો શું એવા સંજોગોમાં બેસીને ખુત્બો પઢી શકે છે. ?

જવાબ :- ખુત્બો ઉભા રહી પઢવું મસ્નુન છે. હઝરત કઅબ બિન ઉજરહ (રદી.) એ અબ્દુર્રહમાન ઇબ્ને ઉમ્મે હકમને ખિલાફે સુન્નત બેસીને ખુત્બો પઢતાં જોયા તો ગઝબનાક થઇ ફર્માવ્યું જુઓ. આ ખબીસ ખુત્બો બેસીને પઢે. છે. (સહીહ મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું-૨૮૪)

જેથી ખુત્બો ઉભા રહી પઢવું જોઇએ. કોઈક વખત ઉઝરના લઈ બેસીને પઢવામાં આવે તો દુરૂસ્ત છે. પરંતુ એના ઉપર હમેંશગીની ઈજાઝત નહીં આપી શકાય જેથી બીજો કોઈ બંદોબસ્ત કરી લેવામાં આવે ફકત.



# બાબુલ ઇદૈન

**ઇદના ખુત્બા પછી 'મુસાફહા' (હસ્તધુનન) અને 'મુઆનકા' વિષે**

(૬૫૬) **સવાલ** :–ઇદના ખુત્બાં અને દુઆ પછી મુસાફહા કરવાની શરૂઆત થાય છે. ધક્કામુક્કી અને પડાપડી થાય છે. કેટલાક મુઆનકો કરે છે. એને ગૈર જરૂરી અને બેઅસલ માનનારને લાન તાન કરવામાં આવે છે. અને નફરતની નઝરે જોવામાં આવે છે. તો શું આ ઇદની નમાઝ પછી થતો 'મુસાફહો' અને 'મુઆનકો' કોઇ શરઈ હુકમ છે ? આપ (સલ.) અને સહાબા (રદી ) ઇદની નમાઝ બાદ પરસ્પર એક બીજા સાથે 'મુસાફહો' અને 'મુઆનકો' કરતા હતા ? કિતાબોના હવાલાથી ચોખવટ કરશો.

**જવાબ** :–'મુસાફહો' (હસ્તધુનન) અને 'મુઆનકો' (ગળે વળગવું) પોતાની રીતે સુન્નત છે. આંખોથી અદ્રશ્ય રહયા પછી મુસાફહો અને લાંબી મુદ્દત સુધી અદ્રશ્ય રહયા બાદ મુઆનકો કરવો સુન્નત છે. સલામ, મુસાફહો અને મુઆનકો ઇબાદતમાં શામિલ છે. ઇબાદતના કામોમાં સાહિબે શરીઅત (સલ.)ની હિદાયત અનુસાર અમલ કરવામાં આવે તો જ ઇબાદત ગણાય છે. અને સવાબના હકદાર બને છે. નહીં તો બિદઅત બની જાય છે, અને સવાબના બદલે અઝાબના હકદાર બને છે.

અમીરૂલ મુ'મિનીન હઝરત અલી (રદી.)એ ઇદના દિવસે ઇદગાહમાં ઇદની નમાઝ પહેલાં એક માણસને નફિલ નમાઝ પઢતાં અટકાવ્યો તેણે કહયું કે મને ખાત્રી છે કે ખુદાપાક નમાઝ પઢવાના કારણે અઝાબ આપશે નહીં. પછી શા માટે મને રોકો છો) હઝરત અલી (રદી.)એ ફર્માવ્યુ કે મને પણ યકીન છે કે જે કામ આપ (સલ.)એ કર્યું નથી અથવા જેને અમલમાં લાવવાની 'તરગીબ' આપી નથી તે કામ કરવાથી ખુદાપાક સવાબ આપતો નથી. જેથી તારી આ નમાઝ બેકાર છે. અને બેકાર કામ હરામ છે મને ભય છે કે રસુલે

ખુદા (અલ.)ના તરીકા વિરૂદ્ધ કરવાના લીધે ખુદાપાક તને અઝાબ આપે (મજાલિસુલ અબરાર મજલિસ-૧૮ પાનું-૧૨૯)

જુઓ અઝાન ઇબાદત છે. દીનનો શિઆર (પ્રતિક) અને ઇસ્લામની નિશાની છે. જુમ્અહની નમાઝ માટે બે અઝાન અને એક ઈકામત 'ઇલ્તિઝામન' (પાબંદી સાથે) થાય છે ત્યારે ઈદની નમાઝ માટે ન તો અઝાન છે. અને ન તો ઇકામત છે કારણ કે એ સાબિત નથી. જો એને અમલમાં મુકવામાં આવશે તો બિદઅત ગણાશે અને સવાબના બદલે અઝાબના હકદાર બનશે. આવી જ રીતે મુસાફહો અને મુઆનકો તેમની જગ્યાએ સવાબનું કામ છે. ઇદ વિગેરે નમાઝો પછી એનો ખાસ પ્રબંધ કરી લેવો બિદઅત છે.

'મજાલિસુલ અબરાર'માં છે. વઅમ્મા ફી ગયરિ હાલાતલ મુલાકાતિ બિસ્લ કવનિહિ અકીબ સલાતિલ જુમ્અતિ વલ ઈદયનિ કમા હુવલ આદતુ ફી ઝમાનિના ફલહદીસુ સાકિતુન અન્હુ ફયબ્કા બિલા દલીલિન વકદ તકર્રર ફી મવઝઈહિ મા લા દલીલ અલયહિ ફહુવ મરદુદુન.

**અર્થાત** :-પરંતુ મુલાકાતના સમય સિવાય જુમ્અહની નમાઝ અને બન્નેવ ઈદોની નમાઝ પછી આપણા ઝમાનામાં રાફ્ઝીઓના દેખાદેખી મુસાફહો કરવાનો રિવાજ પડી ગયો છે. તે હદીસથી સાબિત ન હોવાથી રદ બાતિલ છે. અમલમાં લેવા લાયક નથી. (મજાલિસુલ અબરાર મજલિસ ૫૦ પાનું ૨૯૮)

શામીમાં નકલ કરવામાં આવ્યું છે કે (કોઇ પણ) નમાઝ પછી મુસાફહાનો રિવાજ હર હાલમાં મકરૂહ છે. વનુકિલ ફી તબ્યીનિલ મહારિમ અનિલ મુલ્તકતિ અન્નહુ તુકરહુલ મુસાફહતુ બઅદ અદાઇસ્સલાતિ લિકુલ્લિ હાલિન લિઅન્નસ્સહાબત (રદી.) મા સાફહુ બઅદ અદાઈસ્સલાતિ વલિઅન્નહા મિન સુનનિર રવાફિઝે (શામી-૫ પાનું-૩૩૬) એમની દલીલ એ છે કે સહાબા (રદી.) નમાઝ પછી મુસાફહો કરતા ન હતા. મકરૂહ હોવાનું કારણ એ પણ છે કે એ તરીકો રાફ્ઝીઓનો છે.

ઇબ્ને હજર શાફેઇ (રહ.) ફરમાવે છે. આ જે પાંચ વખતની નમાઝ પછી લોકો મુસાફહો કરે છે. તે બિદઅત અને મકરૂહ છે. શરીઅતે મુહમ્મદીમાં એની કોઇ અસલિય્યત નથી.

ઈબ્નુલ હાજ માલિકી (રહ.) 'કિતાબુલ મુદખલ'માં લખે છે કે ઇમામ (સરદાર) માટે જરૂરી છે કે લોકોએ ફજરની નમાઝ, જુમ્અહની નમાઝ અને

અસરની નમાઝ પછી મુસાફહો કરવાની નવી શોધ કરી છે. બલ્કે અમુક લોકો વધારીને પાંચેય નમાઝો પછી મુસાફહો કરવા લાગ્યા છે તેમને રોકે કારણ કે એ બિદઅત છે. શરીઅતમાં મુસાફહાનો સમય ફક્ત મુસ્લિમ ભાઈ સાથેની મુલાકાતનો વખત છે, નહીં કે નમાઝો પછી, માટે શરીઅતે જે જગ્યા મુકર્રર કરી છે તે જ જગ્યાએ તેને રાખવું જોઈએ. અને સુન્નત વિરૂદ્ધ કાર્ય કરનારને રોકવો જોઈએ અને તંબીહ કરવી જોઈએ. (શામી ભાગ-૫ પાનું-૩૩૧) (મજાલિસુલ અબરાર પાનું-૨૯૮ મજલિસ-૫૦)

મિશ્કાત શરીફના શારેહ મુહદ્દિસ મુલ્લાં અલી કારી મક્કી હનફી (રહ.) લખે છે :-બેશક ! શરઈ મુસાફહાનો સમય મુલાકાતની શરૂઆતનો સમય છે. લોકો આપસમાં મળે છે. ઈલ્મી વાતો કરે છે; પછી જ્યારે તેઓ નમાઝ પઢે છે ત્યારે મુસાફહો કરવા લાગી જાય છે. આ ક્યાંની સુન્નત છે ? એટલા માટે તો અમુક ફુકહા (રહ.)એ સાફ લખી દીધું છે કે આ તરીકો મકરૂહ છે અને બિદઅતે સચ્યિઅહ છે. (મિરકાત શર્હે મિશ્કાત ભાગ-૪ પાનું-૫૭૫)

જેથી રિવાજી મુસાફહાથી બચે પણ એવી રીતે ન અપનાવે કે લોકોમાં નફરત ફેલાય. આવા સંજોગોમાં મુલ્લાં અલી કારી (રહ.)ની હિદાયતને ધ્યાનમાં લેવી જરૂરી છે.

જો કોઈ મુસલમાન કસમયે મુસાફહા માટે હાથ લંબાવે તો હાથ ખેંચી લઈ તેનું દિલ દુભાવે નહીં અને બદગુમાનીનું કારણ બને નહીં. નરમીથી સમજાવે અને મસ્અલાની હકીકતથી વાકિફ કરે. મિરકાત શર્હે મિશ્કાત ભાગ ૪ પાનું-૫૭૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## રેડિયોની ખબરના આધારે ઈદ કરવી.

(૬૫૭) સવાલ :-ઈદુલ ફિત્રનો ચાંદ થવાની ખબર પાકિસ્તાન રેડિયોએ આપી હતી. તેના આધારે બે-ત્રણ ગામડાઓમાં અમુક લોકોએ ત્રીસમો રોઝો રાખ્યો નહીં. અમુકે તો રાખેલો રોઝો તોડી નાંખ્યો અને ઈદ મનાવી. તો શું એમની ઈદ મુઅતબર ગણાશે ? એમના માટે રોઝાની કઝા જરૂરી છે કે નહીં ?

જવાબ :- મઝકુર સુરતમાં ઈદ મુઅતબર ગણાશે નહીં. અને રોઝાની કઝા કરવી પડશે. અમુક સુરતોમાં રોઝાની સાથે કફ્ફારો પણ લાગુ પડે છે.

આપણે ત્યાં હિંદુસ્તાનમાં આકાશ સ્વચ્છ હતું. ચાંદ થયો હોત તો જરૂર દેખાત. મોટા મોટા શહેરોમાં પણ ચાંદ દેખાયો નથી. અને ઇદ કરવાની ખબર મળી નથી. માટે ગામડાવાળાનું એ કાર્ય જહાલત ભર્યું અને ગેર કાયદેસર લેખાશે. તેમણે તૌબા-ઇસ્તિગફાર કરવી જોઇએ.

રેડિયોની ખબર (જાહેરાત) રમઝાન અને ઇદ બન્ને માટે અમુક શર્તો સહિત મુઅતબર ગણાય છે. પરંતુ એ શરતો આમ રેડિયોમાં હોતી નથી. અને હોવી મુશ્કિલ છે. માટે આમ રેડિયોની ખબર ઉપર ન તો ઇદ કરી શકાય છે. ન તો રમઝાન સાબિત થઇ શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇદગાહમાં નમાઝ માટે લોકોનું ઇન્તેઝાર કરવું ?

(૬૫૮) સવાલ :- નીચેના સવાલોના જવાબો કુર્આન-હદીસના હવાલાથી જણાવશો. હમારા ગામમાં ૭૦૦ થી ૮૦૦ મુસ્લિમ છે. ગામમાં એક મસ્જીદ અને એક ઇદગાહ છે. વરસાદની મોસમ સિવાય બાકી વખતમાં ઇદની નમાઝ ઈદગાહમાં થાય છે. અમુક માણસો ઇદની નમાઝ માટે ટાઈમ મુકર્રર કરે છે. જ્યારે વખત થાય છે ત્યારે દુરથી લોકો આવતા નઝરે પડે છે. અમુક માણસો અવાઝ આપે છે કે નમાઝનો વખત કરીબ થઇ ગયો શરૂ કરો. ઈમામ સાહબ સમજાવે છે કે એમની નમાઝ ફોત થઇ જશે તો તેઓ ફરી ઇદની નમાઝ નહીં પઢી શકે. આવા સંજોગોમાં પાંચ-દસ મિનિટ મોડું કરવામાં આવે તો કાંઇ વાંધો છે ? અગર તાખીરની ગુંજાઇશ હોય અને લોકોના કહેવા પર નમાઝ શરૂ કરવામાં આવે તો ગુનેહગાર કોણ ? ઇમામ સાહબ કે જલ્દી પર ઇસરાર કરનારા ?

જવાબ :- નીચે દર્શાવેલી હિદાયતો પર અમલ કરવામાં આવે તો કોઇને પણ શિકાયતનો મોકો નહીં મળશે.

(૧) નમાઝે ઈદનો વખત એવો હોવો જોઇએ કે ફજરની નમાઝથી ફારિગ થઈ સુન્નત તરીકા પ્રમાણે તૈયારી કરીને લોકો ઈદગાહ પહોંચી જાય.

(૨) ઇદના મોકા ઉપર અમુક માણસોનું પાછળ રહી જવું યકીની છે. એટલા માટે ઇમામ તથા હાઝેરીનને જોઇએ કે જલ્દી ન કરે. મુકર્રર ટાઈમ પછી પણ પાંચ સાત મિનિટ થોભી નમાઝ શરૂ કરવામાં આવે. ખરેખર હાઝેરીને આવા સમયે ઝરા સબરથી કામ લેવું જોઇએ. ઇમામ સાહબને મશ્વેરો તો આપી શકાય છે. પરંતુ નમાઝ શરૂ કરવા પર ઈસરાર નહીં કરવો જોઇએ — ઇમામની પણ ઝિમ્મેદારી

છે કે હાઝેરીનની તકલીફનો ખ્યાલ રાખી પાછળ રહી જનારાઓની રિઆયત કરે અને ખુત્બો પઢવામાં ઈખતિસાર કરી (તલાફીએ મા ફાત) છુટેલાની કરી લે પુરા વર્ષમાં બે મોકા આવે છે કે બે નમાઝી પણ શરીક થાય છે. ઝઇફ, બીમાર અને મઅઝુરો પણ હોય છે નમાઝ છુટી ગઈ તો મોટી બરકતોથી મહરૂમ રહેશે. એટલા માટે થોડીક વાર ઈન્તેઝાર કરવામાં આવે અને 'તઆ-વનુ અલલ બિર્રિ'પર અમલ કરી અજરનો મુસ્તહિક બને. અલબત્ત જેઓ આખિરી વખત પર આવવાના આદી છે. અને એમને હાઝેરીનની તકલીફનો એહસાસ નથી તેમજ પોતાની નમાઝની પણ ફિકર નથી. 'જઇએ છીએ' 'જઈએ છીએ' એ પ્રમાણે પોતાનો ઈન્તેઝાર કરાવે છે. એવા ગાફિલ, કાહિલ અને સુસ્ત લોકોનો ઇન્તેઝાર કરવું એમની આદતને બગાડવી છે. (શામી ભાગ ૧ પાનું-૪૬૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇદની નમાઝમાં પાછળથી શરીક થનાર તકબીરો કયારે પઢે ?

(૬૫૯) સવાલ : ઇદની નમાઝ શરૂ થઈ ગઇ એટલે કે ઇમામે પહેલી રકઅત માટે કિર્અત શરૂ કરી દીધી તે વખતે કોઇ માણસ આવ્યો અને નમાઝમાં દાખલ થયો તો તેણે છુટી ગએલી વધારાની ત્રણ તકબીરો કહેવી કે નહીં ? જો પહેલી રકઅત છુટી ગઈ હોય અને બીજી રકઅતમાં દાખલ થાય તો તેણે પહેલી રકઅતને કઈ રીતે અદા કરવી ?

જવાબ : જો પહેલી રકઅતની તકબીરો ઈમામે કહી દીધી પછી કિર્અત પઢવાની હાલતમાં પહોંચે તો નિય્યત કરી તકબીરે તહરીમા કહી વધારાની ત્રણ તકબીરો કહી લે.

'દુર્રે મુખ્તાર'માં છે :-(વલવ અદરક) અલ્મુઅતમ્મુ (વલઇમામુ ફિલ કિયામિ) બઅદ મા કબ્બર (કબ્બર) ફિલ હાલિ બિરઅયી નફસહી. અર્થાતઃ- જો મુકતદી, ઈમામના તકબીરો કહી લીધા પછી કિયામની હાલતમાં શામિલ થાય તો તરત પોતે તકબીરો કહી લે. (દુર્રેમુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૮૧)

જો મુકતદી બીજી રકઅતમાં શામિલ થાય તો ઈમામના સલામ ફેરવ્યા પછી પોતાની છુટી ગએલી રકઅત અદા કરવા માટે ઉભો થાય ત્યારે સના, અઉઝુ બિલ્લાહ અને બિસ્મિલ્લાહ પઢી અલ્હમ્દુ અને સુરત પછી રૂકુઅ પહેલાં વધારાની ત્રણ તકબીરો કહે અને કાયદેસર નમાઝ પુરી કરે. (દુર્રે મુખ્તાર શામી ભાગ-૧ પાનું-૭૮૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## દુઆ નમાઝ પછી માંગે ખુત્બા પછી સાબિત નથી.

(૬૬૦) સવાલ :–ઇદની નમાઝ પછી દુઆ માંગે કે ખુત્બા પછી ? હમારા ત્યાં ખુત્બા પછી દુઆ માંગવાનો રિવાજ છે. સહીહ શું છે ?

જવાબ :–આપને ત્યાં ઇદગાહમાં ઈદના ખુત્બા પછી ઈજતિમાઈ (સામૂહિક) દુઆ થાય છે. એ બેઅસલ અને સુન્નત વિરૂદ્ધ છે ઈજતિમાઈ દુઆનો સમય નમાઝ પછીનો છે. નહીં કે ખુત્બા પછી (ખુત્બા પછી એકલા એકલા દુઆ માંગી શકાય) ઈમામને જોઈએ કે નમાઝ પછી મુખતસર દુઆ માંગે, બીજા ખુત્બામાં પણ દુઆઓ હોય છે. ઇદની ખાસ દુઆ તે જ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈદગાહ બને ત્યાં સુધી કોઇ મેદાનમાં ઈદની નમાઝ પઢાય ?

(૬૬૧) સવાલ :–કોઇ જગ્યાએ ઇદગાહ ન હોય તો જંગલના કોઈ મેદાનમાં ઈદની નમાઝ પઢવી બેહતર છે કે મસ્જીદોમાં પઢવી બેહતર છે ?

જવાબ –શહેર, કસ્બા અને મોટા ગામમાં જે કસ્બા સમાન હોય અને ત્યાં જુમ્અહ તથા ઇદની નમાઝ પઢવાની ઉલમાએ રજા (છુટ) આપી હોય ત્યાં વસ્તીની બહાર જંગલમાં ઇદગાહ બનાવી લેવી જરૂરી છે.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ઇદગાહમાં ઇદની નમાઝ માટે ભેગા થવાના હેતુઓમાંથી એક હેતુ એ જણાવે છે કે દરેક મિલ્લત માટે એક દિવસ હોય છે. જેમાં તેમની શાનો શવકત દેખાય અને તેની મોટી તઅદાદ માલુમ પડે. આ કારણસર તમામ મુસલમાનોનું ઇદગાહમાં ભેગા થવું સુન્નત ઠેરવવામાં આવ્યું જેથી આપ (સલ.) એક રસ્તેથી જતા હતા. અને બીજા રસ્તેથી આવતા હતા. જેના લઇને બન્નેવ રસ્તાઓ પરના લોકો મુસલમાનોની શાનો શવકત જોઇ શકે. (હુજજતુલ્લાહિલ બાલિગહ ભાગ-૨ પાનું ૧૦૫ ૧૦૬)

માટે જેમ બને તેમ જલ્દી ઇદગાહ બનાવી લેવામાં આવે ઇદગાહની વ્યવસ્થા ન થાય ત્યાં સુધી વસ્તીની બહાર ઇદની નમાઝ માટે કોઈ સાફ મેદાન તેના માલિક અથવા વહીવટકર્તાની પરવાનગીથી તજવીઝ કરી લેવામાં આવે તમામ મુસલમાનો તેમાં નમાઝ પઢે. અને ભારે સવાબના હકદાર બને ઈન્શાઅલ્લાહ પહેલ કરનારા વધુ સવાબના હકદાર બનશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈદ અને રમઝાનના ચાંદની તફસીલ (ઈંગ્લેન્ડ માટે)

**(૬૬૨) સવાલ :–** અમારે ત્યાં ઈંગ્લેન્ડ (યુ. કે.)માં હવામાન અને વાતાવરણ વાદળિયું અને ધુમ્મસવાળું રહે છે. સુરજ કે ચાંદ દેખાતો નથી. એટલે આપણા ઈસ્લામી મહીનાઓના દિવસો પુરા ત્રીસ (૩૦) ગણવા પડે છે. આવા સંજોગોમાં રમઝાન માસની શરૂઆત અને રમઝાન પછી ઇદુલ ફિત્ર અને ઈદુદ દુહા વિગેરે દિવસો નક્કી કરવા માટે શું કરવું ?

અહીં બધા માણસો કયાં તો મીલ કામદારો છે કે કયાં તો એવા જ બીજા કારખાનાઓમાં નોકરી કરે છે. તેમને રજા મેળવવા માટે અઠવાડિયા પહેલાં રિપોર્ટ આપવો પડે છે. જો એમ ન કરે તો પછી નોકરીમાંથી છુટા કરવામાં આવે છે. અથવા તો રજા મળતી નથી.

અહીં એક મોલ્વી સાહેબ આવ્યા પછી મોરોકકોથી ચાંદ દેખાયાની ફોન દ્વારા ખબર પુછવામાં આવે છે. અને તે ખબર પ્રમાણે અમલ કરવામાં આવે છે. શું એ શરીઅતના હુકમ પ્રમાણે બરાબર છે ?

આવી રીતે એકાએક ઇદની ખબર મળવાથી કારખાનાઓમાંથી રજા મેળવવામાં મુશ્કેલી પડે છે. ચાલુ મહીનાનો છેલ્લો દિવસ અને શરૂ થનાર મહીનાનો પહેલો દિવસ એમ બે દિવસ રજા મળતી નથી. આ પ્રમાણે રજા ભોગવવા જઈએ તો નોકરી છુટી જાય છે. તો પછી ચાંદ ન દેખાય તો પુરા ત્રીસ દિવસ ગણવાનો શરીઅતનો હુકમ છે. તે આધારે પુરા ૩૦ દિવસ ગણીને રમઝાન, ઇદુલ ફિત્ર, ઈદુલ અદહા વિગેરે પ્રસંગો નક્કી કરવામાં આવે તો શું વાંધો છે ? યોગ્ય માર્ગદર્શન આપવા મહેરબાની કરશો.

**જવાબ :–** બીજા દેશ અને દુરદરાઝના શહેરોમાંથી ચાંદની ખબર મંગાવી પોતાને તેના તાબેઅ કરી લેવું શરીઅતની દ્રષ્ટિએ ઝરૂરી નથી. ૨૯મો ચાંદ ન દેખાય તો ૩૦ દિવસ પુરા કરી કિંવા ત્રીસમો ચાંદ ગણી અમલ કરવામાં આવે.

આપ (સલ.)નું ફરમાન છે :–જ્યાં સુધી (રમઝાનનો ચાંદ જોઈ ન લો (ત્યાં સુધી) રોઝો રાખો નહીં અને જ્યાં સુધી (શવ્વાલનો) ચાંદ જોઈ ન લો (ત્યાં સુધી) રોઝા છોડો નહીં. જો વાદળ વિગેરેને લઇ ચાંદ ન દેખાય તો ૩૦ દિવસ પુરા કરી લો. (મિશકાત શરીફ પાનું–૧૭૪)

૨૯મો ચાંદ ન દેખાવાના કારણે ૩૦ દિવસ પુરા કરી અમલ કરવાથી

સવાબમાં કાંઈ કમી થશે નહીં ઈન્શાઅલ્લાહ પુરા અજર અને બરકતના હકદાર બનશો.

આપ (સલ.)નું ફરમાન છે :-તમે શરઇ તહકીક અનુસાર જે દિવસે અને જે તારીખે રોઝો રાખશો અથવા રોઝો ખતમ કરશો તથા કુર્બાની કરશો તો ખુદાના નઝદીક પણ રોઝાની તે જ તારીખ, ઇદનો તે જ દિવસ અને કુર્બાનીની તે જ તારીખ છે. એટલે સવાબ પુરો મળશે. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું-૮૮)

પરંતુ આપને ત્યાં જ્યારે વાદળોના કારણે હમેંશ ૨૯મો ચાંદ જોઇ શકાતો નથી, અને બધા જ ચાંદ ત્રીસ (૩૦) ગણવા પડે તો એનાથી ઘણો મોટો ફરક પડશે. જ્યારે બીજી જગ્યાએથી રેડિયો અને ફોન દ્વારા ચાંદ થવાની ખબર લોકો સાંભળશે તો તેમના વિચારો ડગમગી જશે. અને પોતાની ઇબાદત. તરાવીહ, રોઝા, ઇદ, કુરબાની વિગેરે અંગે શંકામાં પડી જશે. પરિણામે મતભેદો ઉભા થશે. અને અવ્યવસ્થા સર્જાશે. જેથી એવા સંજોગોમાં તમારી નજીકના પ્રદેશમાં જ્યાં તુલુઅ (સુર્યોદય) ગુરૂબ (સુર્યોસ્ત) અંગે મોટો ફરક ન હોય અને ૨૯મો ચાંદ જોઇ શકાતો હોય એવા નજીકના પ્રદેશ સાથે સંપર્ક સાંધવામાં આવે તો વધારે યોગ્ય લેખાશે. જેની રીત એ છે કે રમઝાન શરીફના ચાંદ અંગે ત્યાંના ઓછામાં ઓછા ત્રણ ચાર દીનદાર અને વિશ્વાસપાત્ર માણસોની ખબર ઉપર જ્યારે તમે તેમનો અવાજ સારી રીતે ઓળખી શકતા હોય અને તમને ચાંદ થવાની ખાત્રી થાય તો અમલ કરી શકો છો પરંતુ ઇદના ચાંદ વિષે શહાદત (ગવાહી) જરૂરી છે. જેથી એવો બંદોબસ્ત કરવામાં આવે કે તે પ્રદેશના બે દીનદાર વિશ્વાસપાત્ર માણસો પોતે ચાંદ જોઈ એર વિગેરે દ્વારા આવી ગવાહી આપે અથવા અહીંથી બે વિશ્વાસપાત્ર દીનદાર માણસો ત્યાં જઈ પોતે ચાંદ જોઇ આવી ગવાહી આપે અથવા તો સ્થળના કાઝી, મુફતી, ખતીબ કે હિલાલ કમીટીના પ્રમુખ જેમના ઉપર ત્યાંના મુસલમાનો દીની બાબતોમાં વિશ્વાસ કરતા હોય તેમનું સનદી ફરમાન લઇ આવે. (એટલે લાયનાત માણસોની રૂબરૂ ચાંદ દેખાયાના દાર્શનિક પુરાવાની ગવાહી લખી, વાંચી, સંભળાવી કવરમાં બીડી હવાલે કરી હોય) જેને અહીંના વિશ્વાસપાત્ર આલિમો મંઝુર રાખે તો તે ઉપર પણ અમલ કરી શકાય છે.

રજા મેળવવાના સવાલને લાગે વળગે છે ત્યાં સુધી પહેલેથી એક દિવસના બદલે બે દિવસની રજા મંઝુર કરાવી લેવામાં આવે એ કોઇ અશકય બાબત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સરકારી ઝમીન પર ઇદની નમાઝ પઢી શકાય કે નહીં ?

(૬૬૩) સવાલ :–હમારે ત્યાં મોટી મસ્જીદ અને નાની મસ્જીદ એમ બે મસ્જીદો છે. દર વર્ષે ઈદની નમાઝ બન્ને મસ્જીદોમાં થાય છે. હવે નાની મસ્જીદમાં જગ્યા બહુ તંગ પડે છે. કાયમી ઇદગાહ નથી. તેમજ જનાઝાની નમાઝ પઢવામાં આવે છે તે જગ્યા પણ સરકારી છે અને બહુ તંગ છે. હવે બીજી સરકારી જગ્યા છે તે બહુ મોટી છે. અને ત્યાં ગામ લોકો અનાજની સીઝનમાં અનાજ કાઢવા (મસળવા) ઉપયોગમાં લે છે. એટલે કે મસળે છે. અને ચોમાસામાં તે જગ્યાની રખેવાળી કરી ચારો ઉગાડવામાં આવે છે. ચાર મોટી થતાં ઢોરોને છુટા મુકી તે ચાર ચરાવવામાં આવે છે. તો આ જગ્યા પર હમારો વિચાર અમુક સાફ-સુફી કરીને ઇદની નમાઝ પઢવાનો છે. તો તે જગ્યા ઉપર ઈદની નમાઝ થશે કે નહીં ?

જવાબ :– હા, તે જગ્યા ઉપર ઇદની નમાઝ પઢી શકાય છે. સરકારી ઇજાઝતની જરૂરત હોય તો ઈજાઝત લઇ લેવી બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કોઈની માલિકીની ઝમીન પર ઇદની નમાઝ

(૬૬૪) સવાલ :–ઉપરોકત સવાલમાં સરકારી ઝમીનને લીધે કદાચ વાંધો આવતો હોય તો કોઇની માલિકીના ખેતરમાં તે ધણીની ઇજાઝતથી ઈદની નમાઝ થઈ શકે કે નહીં ? પુછેલી સુરતમાં મસ્જીદ સિવાય જે રીતે બીજી કોઈ જગ્યાએ થતી હોય તે જણાવશો.

જવાબ :–હા, માલિકની ઇજાઝત લઈ ઇદની નમાઝ પઢી શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇદની નમાઝ બે વખત પઢાય કે નહીં ?

(૬૬૫) સવાલ :–રમઝાનની ઇદ મુંબઈમાં રવિવારે પઢીને હું નવસારી આવ્યો. અહીં સોમવારના દિવસે ઈદ હતી તો મારાથી એમની સાથે ઇદની નમાઝ પઢી શકાય કે નહીં ?

જવાબ -હા, પઢી શકાય છે. નફિલની નિય્યતે શામિલ થઇ શકાય છે. 'ફતાવા સિરાજિય્યહ'માં છે :–'વઇઝા સલ્લલ ઇદ ફી બલદતિન સુમ્મ ઇન્તહા બિનલ ગદિ ઈલા કવમિન યુસલ્લુન સલાતુલ ઇદિ ફી બલદતિન ઉખરા ફસલ્લા મઅહુમ લમ યુકરહ.'

**અર્થાત** :-અને જ્યારે તે ઈદની નમાઝ એક શહેરમાં પઢીને બીજા દિવસે બીજી જગ્યાએ પહોંચ્યો તો ત્યાં તે દિવસે ઇદ હતી. તો તે તેમની સાથે ઇદની નમાઝમાં શામિલ થઇ શકે છે. મકરૂહ નથી. (ફતાવા સિરાજિય્યહ પાનું-૧૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તકબીરે તશરીક એક વાર કહે કે ત્રણ વાર ?

**(૬૬૬) સવાલ** :-તકબીરે તશરીક કેટલી વખત કહેવી જોઇએ. એક વખત કે ત્રણ વખત ? મસ્નુન શું છે ?

**જવાબ** :-તકબીરે તશરીક એક જ વખત કહેવી વાજીબ છે. ત્રણ વખત કહેવું મસ્નુન નથી એ કૌલ સહીહ અને મુફતાબિહી નથી.

હિદાયહમાં છે :-વત્તકબીરૂ અંય્યકુલ મર્રતન વાહિદતન. (ભાગ-૧ પાનુ ૧૫૫) ત્રણ વખત કહેવાનો કૌલ ઝઇફ છે. હત્તા લવ ઝાદ લકદ ખાલફસ સુન્નત (મજમઉલ અન્હુર ભાગ-૧ પાનું-૧૭૬) (શામી ભાગ-૧ પાનું-૭૮૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇદનો ખુત્બો નમાઝ પહેલાં પઢી લીધો.

**(૬૬૭) સવાલ** :-ઈદનો ખુત્બો નમાઝ પછી પઢવાના બદલે નમાઝ પહેલાં પઢી લીધો. (જેમકે જુમ્આનો ખુત્બો નમાઝ પહેલાં પઢાય છે.) તો નમાઝ પછી ખુત્બો દોહરાવવાની જરૂરત છે કે નહીં ? કિતાબોના હવાલાથી જવાબ આપશો.

**જવાબ** :-ઇદનો ખુત્બો નમાઝ પછી પઢવાનો છે પહેલાં પઢી લીધો એ ખોટું થયું પણ નમાઝ પછી બીજી વાર પઢવાની જરૂરત નથી. 'જવહરએ નય્યેરહ'માં છે :-વઇન ખતબ કબ્લસ્સલાતિ અજઝઅહુ મઅલ ઇસાઅતિ વલા તુઆદુ બઅદસ્સલાતિ. (ભાગ-૧ પાનું-૯૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અય્યામે તશરીકમાં તકબીરો પઢવા વિષે.

**(૬૬૮) સવાલ** :-અય્યામે તશરીકમાં તકબીર કહેવું વાજીબ છે કે નહીં ? ઝોરથી કહેવી જોઇએ કે ધીમે ? ઝોરથી કહેવામાં અગર કોઇ એઅતેરાઝ કરે કે એનાથી બીજાની નમાઝમાં ખલલ આવે છે તો શું એવા સમયે છોડી દેવી જોઈએ કે ધીમેથી પઢે ?

**જવાબ** -અય્યામે તશરીકમાં પાંચેવ નમાઝો પછી તકબીર કહેવું વાજીબ છે. 'માલાબુદ્દ મિન્હુ'માં છે મસ્અલો :-તકબીરે તશરીક બઅદે હર નમાઝે ફર્ઝ

બજમાઅત ગુઝારદહ શવદ વાજીબસ્ત અને ઝોરથી કહેવાનો હુકમ છે. 'બુગોયદ યકબાર બઆવાઝે બુલંદ અલ્લાહુ અકબર.......(સફા-૬૦)

મસ્બુક વિગેરે નમાઝીની મૌજુદગીમાં આહિસ્તહ કહેવાનો હુકમ નથી. ઝોરથી જ કહેવી જોઇએ. અલબત્ત ચિલ્લાવું અને બનાવટી અવાઝ કાઢવું હર હાલમાં મના અને મકરૂહ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બન્નેવ ખુત્બા વચ્ચેની બેઠક વિષે.

(૬૬૯) સવાલ :-જુમ્અહ અને ઇદોના બન્નેવ ખુત્બા વચ્ચે જલ્સો (બેઠક) ન કરે તો કાંઈ વાંધો છે ?

જવાબ :-જાણી બુજી બેઠક ન કરવું બુરૂં અને મકરૂહ છે. "વકઅસઅહુ અન્નહુ યકુનુ મુસીઅન બિતરકિલ જલસતિ બયનલ ખુત્બતયનિ કઝા ફિલ કુનિય્યતિ" (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું ૫૪ મતબઅ મુસ્તફાઈ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખતીબ અસો કયા હાથમાં પકડે ?

(૬૭૦) સવાલ :-ખતીબ જુમ્અહ અને ઇદોમાં અસો સીધા હાથમાં પકડે કે ડાબા હાથમાં ? ખુલાસો કરશો.

જવાબ :-બન્નેવ સુરતો જાઇઝ છે ? જેને જે રીત મુવાફિક હોય તેના ઉપર અમલ કરે. અગર ખુત્બો હાથમાં ન હોય તો અસો સીધા હાથમાં પકડવું બેહતર ગણાશે. અને અગર ખુત્બો હોય તો ખુત્બાને સીધા હાથમાં લઈ લે અને અસાને ડાબા હાથમાં લેવું બેહતર છે. (મરાકિલ ફલાહ પાનું-૨૯૮-) (બહરૂર્રાઈક ભાગ-૨ પાનું-૧૪૮) (કિતાબુલ મુદખલ ભાગ-૨ પાનું-૭૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈદુલ અઝહાની નમાઝ પછી તકબીર પઢવી કે નહીં ?

(૬૭૧) સવાલ :-ઈદુલ અઝહાની નમાઝ બાદ તકબીર પઢવામાં આવે છે. એનો કોઈ સુબુત છે ? બિદઅત તો નથી ? ખુલાસો કરશો.

જવાબ :-ઇદુલ અઝહાની નમાઝ બાદ તકબીર પઢવા બાબત ફુકહા (રહ.)માં ઇખતિલાફ છે. અમુક તકબીરના કાઇલ છે. અને અમુક કાઇલ નથી. જેઓ કાઈલ નથી તેમની દલીલ એ છે કે તકબીરે તશરીક ફર્ઝ નમાઝ બાદ વાજીબ છે. અને તે નવમી ઝિલહજની ફજરની નમાઝથી લઇ તેરમીની અસર

લગી કુલ ૨૩ નમાઝો પછી વાજીબ છે. ઇદની નમાઝ એમાં શામિલ નથી કારણ કે તે ફર્ઝ નથી. વાજીબ છે.

'ફતાવા સિરાજિય્યહ'માં છે :-વલા તકબીર અકીબસ્સુનને વન્નવાફિલે વસલાતિલ ઇદે.'

અર્થાત:-સુન્નતો,નવાફિલ અને ઇદની નમાઝ પછી તકબીર વાજીબ નથી. (પાનું ૧૮) (ખુલાસતુલ ફતાવા ભાગ-૧ પાનું-૨૧૬) (જવહરએ નય્યિરહ ભાગ-૧ પાનું-૯૬) (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૯૭) (કબીરી પાનું ૫૩૧) (મજાલિસુલ અબરાર મજલિસ-૩૫ પાનું ૨૩૧) સલાતે મસ્ઉદી વિગેરે.

અને જેઓ તકબીર કહેવાની તરફેણમાં છે. તેમની દલીલ એ છે કે એ દિવસો તકબીરે તશરીકના છે. અને ઇદની નમાઝ જુમ્અહની નમાઝના મુશાબેહ છે. જેવી રીતે જુમ્અહની નમાઝ પછી તકબીર પઢાય છે તેવી રીતે ઇદની નમાઝ પછી પણ પઢવી જોઈએ.

'બહરૂર્રાઇક'માં છે :-વફિલ મુજતબા વલ બલખિય્યૂન યુકબ્બિરૂન અકબ સલાતિલ ઇદિ લિઅન્નહા તુઅદ્દા બિજમાઅતિન ફઅશબહલ જુમ્અહ અર્થાત :- મુજતબામાં છે કે ઉલ્માએ બલખ ઇદની નમાઝ બાદ તકબીર પઢે છે. કારણ કે ઇદની નમાઝ જમાઅત સાથે પઢવામાં આવે છે. તો તે જુમ્અહની નમાઝના મુશાબેહ છે. (ભાગ-૨ પાનું-૧૬૫)

વળી સલફથી ઇદની નમાઝ બાદ તકબીર પઢવું મન્કુલ અને મુતવારિસ છે.

'દુર્રે મુખ્તાર'માં છે :- વલા બઅસ બિહી અકબલ ઇદિ લિઅન્નલ મુસ્લિમીન તવારસુહુ ફવજબ ઇત્તિબાઉહુમ વઅલયહિમ બલખિય્યુન.

અર્થાત :- ઇદની નમાઝ બાદ તકબીરે તશરીક કહેવામાં વાંધો નથી, કારણકે મુઅતબર મુસલમાનો એના ઉપર અમલ કરતા આવ્યા છે. માટે તેમની પૈરવી કરવી વાજીબ ગણાશે. (દુર્રે મુખ્તાર તથા તહતાવી. ભાગ-૧ પાનું-૫૬૮) ( શામી ભાગ-૧ પાનું ૭૮૭ ) ( મરાકિલ ફલાહ પાનું-૧૦૮ ) (નુરૂલ ઇઝાહ પાનું-૧૨૮ )

સારાંશકે મઝકુર મસ્અલો ફુકહા (રહ.) દરમિયાન ઇખ્તેલાફી છે. અને ઇખતિલાફ તકબીર વાજીબ હોવા અને વાજીબ ન હોવા (બિદઅત હોવા) વિષે છે. અને ફિકહી ઉસુલ (કાયદો) એ છે કે જે ઇબાદત વિષે વાજીબ અને બિદઅત હોવાનો શુબોહ હોય તો એહતિયાત એમાં જ છે કે તેના ઉપર અમલ કરવામાં

આવે. (ફતહુલ કદીર ભાગ-૨ પાનું-૨૮૧) (બહરૂર્રાઈક ભાગ-૨ પાનું-૧૬૫) (શામી ભાગ-૧ પાનું-૬૦૦) (મજાલિસુલ અબરાર પાનું-૧૨૯-૧૩૯)

માટે ઇદુલ અઝહાની નમાઝ બાદ તકબીરે તશરીક કહેવામાં આવે. મના કરવાની જરૂરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## બકરા ઇદની નમાઝ પહેલા ખાવું.

(૬૭૨) સવાલ :- બકરા ઇદના દિવસે કુર્બાની કરનાર માટે ઇદની નમાઝ પહેલાં ખાવું કેવું છે ?

જવાબ :- અમુકે મકરૂહ લખ્યું છે. અને અમુકે મકરૂહ ન હોવાની ચોખવટ કરી છે. બન્નેવમાં તત્બીકની સુરત એ છે કે જેઓ મકરૂહ કહે છે એનાથી મુરાદ તન્ઝીહી છે. અને જેઓ કરાહતની નફી કરે છે તેનાથી મુરાદ કરાહતે તહરીમી છે. (દુર્રૂલ મુન્તકા શર્હુલ મુલ્તકા-મજમઉલ અન્હુર ભાગ ૧ પાનું-૧૭૫)

## બન્નેવ ઇદો વખતે ચંદો કરવા વિષે

(૬૭૩) સવાલ :- બન્નેવ ઈદોના સમયે કદી તો મસ્જીદ, મદ્રસા, ઇદગાહ કે લાવારિસ લોકો માટે એક કપડું લઇ સફોમાં ફરી ચંદો કરવામાં આવે છે શરીઅતની રૂએ આમ કરવું કેવું છે ?

જવાબ :- જો નમાઝથી પહેલાં કે ખુત્બા પછી ઉપર મુજબ ચંદો કરવામાં આવે તો કાંઈ વાંધો નથી. ખુત્બા દરમિયાન એની ઇજાઝત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈદની નમાઝમાં સજદએ સહવ બાબત.

(૬૭૪) સવાલ :- ઇદની નમાઝમાં વધારાની વાજીબ તકબીરો છુટી જાય અથવા કોઇ એવી ભુલ થાય કે જેનાથી સજદએ સહવ લાઝિમ થઇ જાય તો સજદએ સહવ કરવામાં આવે કે પછી નમાઝ દોહરાવવામાં આવે ?

જવાબ :- બન્નેવ ઇદો તેમજ જુમ્અહ વિગેરેમાં મોટો મજમો (ઘણાં લોકો) હોય કે સજદએ સહવ કરવાથી ઇન્તેશાર થવાનો અને લોકોની નમાઝ ખરાબ થવાનો પુરતો સંભવ હોય તો સજદએ સહવ માફ થઈ જાય છે. અને મોટા હરજના લઇ દોહરાવવું પણ માફ થઈ જાય છે. (મરાકિલ ફલાહ પાનું-૯૪) (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૨૭૦) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૦૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ તરાવીહ

## તરાવીહ પઢે અને રોઝો ન રાખે તો શું હુકમ છે ?

(૬૭૫) સવાલ :-તરાવીહ પઢે અને વિના ઉઝરે રોઝો ન રાખે તો એની તરાવીહની નમાઝ કબુલ થશે કે નહીં ?

જવાબ :-કબુલ થવાનો ઇલ્મ તો અલ્લાહ તઆલાને છે. ફિકહી કાનુન અનુસાર તરાવીહની નમાઝ દુરૂસ્ત ગણાશે. કેમકે તરાવીહની નમાઝ દુરૂસ્ત હોવા માટે રોઝો રાખવું શર્ત નથી પરંતુ વિના ઉઝરે રમઝાનનો રોઝો છોડવાનો ગુનોહ એવો છે કે એના લઈ તરાવીહનો સવાબ પણ ખતમ થઈ જાય. તો તઅજજુબ નથી. હુઝુર (સલ.)નું ફર્માન છે :-જે કોઈ માણસ શરઈ ઉઝર વિના (જેમકે મુસાફરી, બીમારી) રમઝાનનો એક રોઝો છોડી આપે તો ઉમરભર રોઝા રાખવા છતાં પણ એ ફઝીલતની તલાફી નહીં થઈ શકે જે એક રોઝો છોડવાથી ફૌત થઇ ચુકી છે. (મિશ્કાત) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તરાવીહ પઢાવનારને લુકમો કોણ આપે ?

(૬૭૬) સવાલ :-તરાવીહમાં હાફિઝ ભુલો કરતો હોય, અને સામિઅ બરાબર બતાવી શકતો ન હોય ત્યારે પાછળ ત્રીજી-ચોથી સફમાંથી કોઈ હાફિઝ લુકમો આપે તો કાંઈ વાંધો છે ? ઇમામનું કહેવું છે કે બતાવવું હોય તો પહેલી સફમાં ઉભા રહેવું જોઈએ. તો શું પાછળથી આવનાર હાફિઝને આગળ જગ્યા નહીં મળે તો તેને લુકમો આપવાનો હક નથી ?

જવાબ :-સામિઅ બરાબર બતાવી શકતો હોય તો બીજા હાફિઝોએ પહેલ કરવાની જરૂરત નથી. એમાં ગરબડ થવાનો સંભવ છે હાં, સામિઅ બતાવી ન શકે અને આયત કે શબ્દ છુટી જતા હોય અને ઝબર, ઝેર. પેશ વિગેરેની ભુલો રહી જતી હોય તો હાફિઝ નઝદીક હોય કે દુર હોય તેની ફર્ઝ થઈ જાય

છે કે તે ભુલ બતાવે. નહીં બતાવશે તો ગુનેહગાર થશે પરંતુ એ જરૂરી છે કે નમાઝમાં ઇમામની સાથે શરીક હોય. નમાઝમાં શરીક ન હોય એવા માણસે અગર ગલતી બતાવી અને ઇમામે એની ભુલ બતાવવાથી ઇસ્લાહ કરી લીધી તો ઇમામની નમાઝ ફાસિદ થઇ જશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તરાવીહ પઢાવનાર શરીઅતના પાબંદ નથી.

(૬૭૭) સવાલ :–નીચે જણાવેલ હાફિઝ પાછળ તરાવીહ થાય કે નહીં?

(૧) સુન્નત વિરૂદ્ધ દાઢી રાખનાર પાછળ.

(૨) કોઇ પણ હાફિઝ સરકારી નોકરી કરતો હોય અથવા સ્કુલમાં શિક્ષક હોય તેની પાછળ.

(૩) દુકાનદાર એવો હોય કે વેપાર કરવા માટે વ્યાજે નાણાં લાવનાર, તેમજ કાળા બજાર કરનાર અને નાજાઇઝ તરીકાથી વેપાર કરનાર હોય એની પાછળ નમાઝ અને તરાવીહ થશે કે નહીં ?

જવાબ :–સુન્નત વિરૂધ્ધ દાઢી રાખનાર, વ્યાજુ મામલો કરનાર અને નાજાઇઝ રીતે વેપાર કરનાર ઇમામતના લાયક નથી. નમાઝ મકરૂહ થાય છે. પરંતુ હાજરજનોમાં એનાથી અફઝલ પઢાવનાર કોઇ ન હોય તો એકલા પઢવા કરતાં એવા ઇમામ પાછળ નમાઝ પઢી લેવી સારી છે કારણ કે જમાઅતની ઘણી ફઝીલત અને મહત્વતા છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તરાવીહની નિય્યતે ઇશાંમાં શામિલ થવું.

(૬૭૮) સવાલ :–રમઝાન શરીફમાં બીમાર માણસે ઘરમાં ઇશાંની ફર્ઝ નમાઝ પઢી. પછી હિમ્મત આવેથી તરાવીહ પઢવા મસ્જીદમાં ગયો ત્યાં ઇશાંની ફર્ઝ પઢાતી હતી તેમાં તરાવીહની નિય્યત કરી શામિલ થઇ ગયો તો એ ચાર રકઅતો તરાવીહમાં શુમાર થશે કે નહીં ?

જવાબ :–સહીહ એ છે કે તરાવીહમાં શુમાર થશે નહીં, નફિલ ગણાશે. જો કે તરાવીહ ફર્ઝ નમાઝથી કમ દરજાની છે. પણ એક મખ્સૂસ અને મુસ્તકિલ સુન્નતે મુઅક્કદહ છે જેથી તેની ખુસુસિયત અને દરજાની રિઆયત જરૂરી છે.

'ફતાવા કાઝીખાન'માં છે :–ઇઆ સલ્લ ત્તરાવીહ મુકતદિયન બિમંય્યુસ લ્લિલ મકતૂબત......ઇખ્તલફ ફીહી વસ્સહીહુ અન્નહુ લા યજુઝુ (ભાગ-૧

પાનું-૧૧૧) દુરેં મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૫૫૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## શું જમાઅતવાળી નમાઝ કઝામાં શુમાર થશે ?

(૬૭૯) સવાલ :-મઝકુર સુરતમાં કઝાની નિય્યતથી શામિલ થાય તો કઝા સહીહ ગણાશે કે કેમ ?

જવાબ :-પુછેલી સુરતમાં કઝા સહીહ નથી કે ઇમામની નમાઝ વકતી અદા છે અને મુકતદીની કઝા છે. આ બન્નેવ નમાઝો સિફતમાં એક નથી. (નુરૂલ ઇઝાહ પાનું-૮૧) (દુરેં મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૫૪૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રમઝાનમાં જે ફર્ઝ પઢાવે તે જ વિત્ર પઢાવે ?

(૬૮૦) સવાલ :-રમઝાનમાં જે ઇમામ ઈશાંની ફર્ઝ પઢાવે તે જ વિત્ર પણ પઢાવે. શું બીજો માણસ વિત્ર જમાઅતથી નથી પઢાવી શકતો ?

જવાબ :-જે ફર્ઝ પઢાવે તે જ વિત્ર પણ પઢાવે એ બેહતર છે જરૂરી નથી. ઈમામ રાઝી હોય તો બીજો માણસ પણ વિત્ર પઢાવી શકે છે. પરંતુ વિના લાચારીએ એની આદત પણ ન બનાવી લેવી જોઈએ ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તરાવીહમાં બે રકઅત પર કાયદો ન કર્યો તો ?

(૬૮૧) સવાલ :-હાફિઝે તરાવીહમાં બીજી રકઅત પર કાયદો ન કર્યો. ચાર રકઅત પુરી કરીને સિજદએ સહવ કર્યો અને સલામ ફેરવી તો નમાઝ થઈ કે ઇઆદો કરવું જરૂરી છે ?

જવાબ :-બે રકઅતો તરાવીહની થઇ અને બે રકઅત નફિલ થઇ. (શામી ભાગ-૧ પાનું-૬૫૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હાફિઝે સજદાની આયત પહેલાં સજદો કર્યો.

(૬૮૨) સવાલ :-હાફિઝ સાહબે સજદાની આયત આવે તે પહેલાંની આયત પર સજદો કરી લીધો તો નમાઝમાં નુકસાન આવશે ખરૂં ?

જવાબ :-હાં, નુકસાન આવશે અને તેની તલાફી સજદએ સહવ કરી લેવાથી થઇ જશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ ઇસ્તિસ્કા

**નમાઝ ઇસ્તિસ્કા માટે કેવા સંજોગોમાં નિકળવું જોઇએ ?**

**(૬૮૩) સવાલ :–** વરસાદની ઝરૂરત છે. પરંતુ આમ લોકોમાં કોઈ ખાસ પરેશાની જણાતી નથી તો એવા સંજોગોમાં નમાઝે ઇસ્તિસ્કા માટે જંગલમાં જવું જોઇએ કે નહીં ?

**જવાબ :–** વરસાદની સાધારણ જરૂરત વખતે મસ્જિદમાં નમાઝ પછીની દુઆ સાથે વરસાદ માટે પણ ટુંકી દુઆ માંગવામાં આવે. જો વરસાદની ઘણી જ જરૂર હોય, કુવાનું પાણી ઘટવા લાગ્યું હોય. ખેતી બગડવાનો સંભવ હોય. ઘાસ ચારા અને પાણીની તંગીના લીધે આમ લોકો પરેશાન હોય અને વરસાદ થવાના ચિન્હો દેખાતા ન હોય તો દિલથી તૌબહ કરે અને દુઆ વખતે ગુનાહો બદલ અંતઃકરણ પુર્વક અશ્રુ સારે. ગુનાહોના કામો છોડી દે. ભવિષ્યમાં ગુનાહના કામો ન કરવાનો દઢ નિર્ધાર કરે, લોકોના હકો અદા કરી અથવા માફ કરાવી ખૈરાત કરે અને ત્રણ દિવસ લગાતાર રોઝહ રાખે. ચોથા દિવસે પણ ખૈરાત કરે. બની શકે તો રોઝો રાખીને યુવાનો, વૃધ્ધો અને બાળકો જુના કપડાં પહેરીને ખુલ્લા માથે લાચાર અને દયાજનક હાલત બનાવી પગપાળા જંગલમાં જઈ એકલા–એકલા નફિલ નમાઝ પઢી દુઆ કબુલ હોવાના યકીન સાથે રડી–રડીને દુઆ માંગે. "અલ્લાહુમ્મ અસ્કિ ઇબાદક વબહીમતક વન્શુર રહમતક વઅહયી બલદકલ મય્યિત".

અર્થાત – હે અલ્લાહ ! તારાં બંદાઓ અને જાનવરોને પાણીથી તૃપ્ત કર. તારી રહમતને ફેલાવ અને તારા મુર્દા શહેરોને જીવંત બનાવ. હે અલ્લાહ ! દુધ પિતા બાળકોની ખાતિર હે અલ્લાહ ! વૃધ્ધો અને જાનવરોની ખાતિર વરસાદ વરસાવ. વિગેરે મસ્નૂન દુઆઓ કરે.

આ પણ જાઇઝ અને સુન્નત અનુસાર છે કે અઝાન અને ઈકામત વગર બે રકઅત નમાઝે ઇસ્તિસ્કા જમાઅત સાથે જહરી કિરઅતથી અદા કરી ઈદની

જેમ બે ખુત્બા પઢી ઇમામ કિબ્લા રૂખ ઉભા થઇ હાલત બદલવાની નેક ફાલી માટે ઇમામ ઓઢેલી ચાદર પલટાવી દે. એવી રીતે કે પોતાના બન્ને હાથ કમર પાછળ લઇ જઇ જમણાં હાથે ચાદરનો ડાબી બાજુનો નીચેનો ખૂણો પકડે અને ડાબા હાથે ચાદરનો જમણી બાજુનો નીચેનો ખુણો પકડી પલટાવે કે જેથી જમણા હાથે પકડેલો ખુણો જમણા ખભા ઉપર અને ડાબા હાથે પકડેલો ખુણો ડાબા ખભા ઉપર આવી જાય. પછી બન્નેવ હાથ ઉઠાવી ઉલટા કરી છાતીથી સ્હેજ ઉંચા રાખી દુઆ કબુલ થવાના યકીન સાથે રડી-રડીને, રડવુ નહીં આવે તો રડવા જેવું મોં બનાવી દુઆમાં મશગુલ રહે. પાછળ બેસેલા માણુસો આમીન કહે જેથી અલ્લાહની રહમત જોશમાં આવે.

આ પ્રમાણે ત્રણ દિવસ સુધી લગાતાર કરવામાં આવે. ઘણી જ જરૂરત અને સખત પરેશાની વગર નિકળશે તો રડવું આવશે નહીં. અને નિષ્ફળ પાછા ફરશે તો પરકૌમમાં તેઓ હંસી પાત્ર ઠરશે અને નમાઝે ઇસ્તિસ્કાની કદર જળવાશે નહીં.

જેથી ઘણી જ જરૂરત અને સખત પરેશાની હોય ત્યારે જ નિકળે કે જેથી ખુબ રડવું આવે. અને અલ્લાહની રહમત જોશમાં આવે. અને સફળ પાછા ફરે.

એક બુઝુર્ગ શેખ અહમદ (રહ.) કર્ઝ લઇને મુરીદો, ખાદિમો અને અકીદતમંદોને ખવડાવી દેતા હતા આવી રીતે ઘણું દેવું થઈ ગયું. અચાનક તેઓ ભયંકર બીમારીમાં સપડાઇ ગયા. લેણદારોને ચિંતા થઇ એટલે તેઓ આપની પાસે આવ્યા કે જેથી પૈસાનો બંદોબસ્ત થઇ જાય. એવામાં એક હલ્વો વેચનાર છોકરો આવ્યો. બુઝુર્ગ સાહેબે તેને બોલાવી બધો હલ્વો ખરીદી ત્યાં હાજર રહેલા માણુસોને ખવડાવી દીધો. છોકરાએ પૈસા માંગ્યા તો કહેવામાં આવ્યું કે જયારે આ લોકોને મળશે. ત્યારે તને પણ મળશે.આ સાંભળીને છોકરો પોકે-પોક રડવા લાગ્યો કે મારો બાપ મને મારી નાંખશે. એવામાં એક માણુસે આવીને મોટી રકમ બુઝુર્ગની સેવામાં રજુ કરી. બુઝુર્ગે બધા માંગનારાઓને પૈસા આપી હિસાબ ચુકતે કરી વિદાય કર્યા. એક ખાદિમે બુઝુર્ગને પુછયું કે આપના માથે આટલુ બધું દેવું હોવા છતાં આખિરી હાલતમાં હલ્વો વેચનારનો હલ્વો લઈ કર્ઝમાં વધારો શા માટે કર્યો ? અને તે મઅસૂમ બાળકને પોક મુકીને શા માટે રડાવ્યો ? બુઝુર્ગે કહયું કે મેં ખુદા પાસે દુઆ કરી કે આ બધા લેણદારોનું

કર્ઝ ચુકવી દે. હુકમ થયો કે એમાં કોઈ એટલો બધો પરેશાન નથી કે તે રડે અને અલ્લાહની રહમત જોશમાં આવે. એટલા માટે જ મેં પેલા છોકરા પાસેથી હલ્વો ખરીદયો કે તે રડશે. જ્યારે તે રડવા લાગ્યો ત્યારે અલ્લાહની રહમત જોશમાં આવી. અને બધાનું કામ થઈ ગયું.

આ બયાન તરફ મૌલાના રૂમ (રહ.) એ ઈશારો કર્યો છે.

તા ન ગિંયદ કબ્દકે હલ્વા ફરોશ.

બહ્રે બખ્શાયશ નમી આયદ બજોશ.

અર્થાત :- જ્યાં સુધી હલ્વો વેચનાર છોકરો રડે નહીં ત્યાં સુધી અલ્લાહની રહમત જોશમાં આવે નહીં.

અને ફરમાવે છે. રડવામાં અજબ તાસિર છે. જુઓ.

તા ન ગિંયદ અબ્ર કય ખંદદ ચમન.

તા ન ગિયદં તિફલ કય જોશદ લબન

અર્થાત :- જ્યાં સુધી વાદળ રડશે નહીં. ત્યાં સુધી બાગ લીલોછમ બનશે નહીં. એવી જ રીતે જ્યાં સુધી બાળક રડતું નથી છાતીમાં દુધ જોશમાં આવતું નથી.

અને ઉપદેશ રૂપે ફરમાવે છે.

અય કે ખાહી કિઝ બલા જાંરા બરી

જાને ખુદ રા દર તઝર્રૂઅ આવરી.

અર્થાત :-જો દુ:ખ, મુસીબતથી છુટકારો ચાહતા હોવ તો ખુદાપાકની સામે રૂદન આક્રંદ (આજીઝી) કરતા રહો.

દર તઝર્રૂઅ બાશ તા શાંદા શવી

ગિરયા કુન તા બેદહાં ખન્દહ શવી.

અર્થાત :- મુસીબતથી છુટકારો ચાહતા હોય તો ખુદાપાકની સામે રૂદન કરવા માંડો તો ખુશ થઇ જશો અને ખુદાપાકની સામે રડશો તો ખુશી પ્રાપ્ત થશે.

દર પસે હર ગિરયા આખિર ખન્દહ એસ્ત

મર્દે આખિર બીં મુબારક બન્દહ એસ્ત.

અર્થાત :- દરેક રડવાનો અંજામ (અંત) ખુશી હોય છે. અને જે માણસ અંજામ જોનારો છે તે માણસ ઘણો મુબારક છે.

અય ખુશા આં દિલ કે આં ગિરયાને ઉસ્ત

અય ખુશા ચશ્મે કે આં ગિરયાને ઉસ્ત.

અર્થાત :–તે દિલ ઘણું સારૂં છે. જે ખુદાની મહબ્બતમાં રડનારૂં હોય અને તે આંખ બહું સારી છે જે ખુદાના ઇશ્કમાં આંસુ બહાવે છે.

સારાંશ કે એટલા દરજાની પરેશાની હોય કે રડવું આવે તો કામ્યાબી યકીની છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇસ્તિસ્કાની નમાઝ

**(૬૮૪) સવાલ** :–વરસાદ માટે કેવા સંજોગોમાં જંગલમાં નિકળી નમાઝ પઢવાનો અને વરસાદ માંગવાનો હુકમ છે. અને તેનો શું તરીકો છે. તે સમજાવશો.

જવાબ :–ઇસ્તિસ્કા માટે આપ (સલ.)થી ત્રણ તરીકા સાબિત છે.

(૧) ફકત દુઆ માંગવી (૨) જુમ્અહના ખુત્બહમાં દુઆ માંગવી અને (૩) જંગલમાં જઇ નમાઝ બા જમાઅત અદા ફરમાવી ખુત્બો પઢી દુઆ માંગવી. સંજોગો અનુસાર કોઇ પણ સુરત ઇખ્તિયાર કરી શકાય છે. વરસાદની સખત જરૂરત હોય, ખેતી બગડવાનો અને જાનવરોના ઘાસ ચારા અને પાણીની તંગીના લીધે લોકો ઘણાં પરેશાન હોય તો ઇમામ લોકોને ગુનાહથી ખાલિસ તવબહ અને ઇસ્તિગફાર અને હુકુકુલ ઇબાદ (હકદારોનો હક) અદા કરવાની તાકીદ કરે. ખૈરાત–સદકાની અને ત્રણ દિવસ લગાતાર રોઝા રાખવાની હિદાયત આપે. પછી ચોથે દિવસે ખૈરાત કરી તમામ મુસલમાનો, જવાનો, ઝઇફો, બાળકોને લઇ જુના કપડે બની શકે તો રોઝા સહિત ઘણી જ આજીઝી ઇનકિસારી સાથે ઝુકેલી ગરદને ઇદગાહ અથવા જંગલમાં જઇ બે રકઅત નમાઝે ઇસ્તિસ્કા વિના અઝાને અને વિના ઇકામતે બાજમાઅત જહરી કિર્અતથી પઢાવે. પહેલી રકઅતમાં 'સુરએ કાફ' બીજી રકઅતમાં 'સુરએ કમર' અથવા પહેલી રકઅતમાં 'સુરએ અઅલા' અને બીજી રકઅતમાં 'સુરએ ગાશિયહ' પઢે. નમાઝ પછી બે ખુત્બા પઢે. ખુત્બાથી ફારિગ થઇ કિબ્લા રૂખ ઉભા રહી હાલત બદલવાની નેક ફાલી માટે ઇમામ ઓઢેલી ચાદરને પલટાવી નાખે. (ચાદર પલટાવવાની રીત એ છે કે બન્નેવ હાથ કમર પાછળ લઇ જઇ જમણા હાથે ચાદરનો ડાબી તરફનો નીચલો ખુણો પકડે અને ડાબા હાથે જમણી તરફનો ચાદરનો નીચલો ખૂણો પકડી એવી રીતે પલટાવી નાંખે કે જમણા હાથે પકડેલો ખૂણો જમણા ખભા ઉપર અને ડાબા હાથે પકડેલો ખૂણો ડાબા ખભા ઉપર આવી જાય આવી રીતે પલટાવવાથી જમણો ખૂણો ડાબી બાજુ અને ડાબો ખુણો જમણી બાજુ અને ઉપરનો ભાગ અંદર અને અંદરનો ભાગ ઉપર આવી

જશે. (અત્તઅલીકુ સ્સબીહ ભાગ-૨ પાનું-૧૮૫)

ઇમામ કિબ્લા રૂખ ઉભા રહી અને લોકો બેસીને ખુશુઅ-ખુઝુઅ અને આહો-ઝારી સાથે ઉંચા અને ઉલ્ટા હાથે દુઆમાં મશ્ગુલ રહે કે દરિયાએ રહ-મત જોશમાં આવે.

દુઆ :-અલ્લાહુમ્મ અન્તલ્લાહુ લાઇલાહ ઇલ્લા અન્તલ ગનિય્યુ વનહનુલ ફુકરાઉ અન્ઝિલ અલય્નલ ગય્સ વજઅલ મા અન્ઝલ્ત લના કુવ્વતવ વ બલાગન ઇલા હીન.

અર્થાત :-યા ઇલાહી તુ મઅબુદ છે. તારા સિવાય કોઇ મઅબૂદ નથી. તું બેપરવા છે. અને હમો ફકીર મોહતાજ છીએ. હમારા ઉપર રહમત (વર્ષા) નાઝિલ ફરમાવ અને તેને હમારા માટે બાઇસે કુવ્વત બનાવ કે હમો લાંબી મુદ્દત લગી એનાથી લાભ ઉઠાવતા રહીએ. (મિશ્કાત પાનું-૧૩૨)

દુઆ :-અલ્લાહુમ્મસ્કિના ગય્સમ મુગીસન મરીઅમ મુરીઆ નાફિઅન ગય્ર ઝારિંન આજીલન (અને સાથે) ગય્ર આજીલ (હઝમ્હ સાથે) (હે ખુદા ! અમોને એવા વરસાદથી તૃપ્ત કર જે મદદગાર હોય જેનો અંજામ સારો હોય સસ્તુ કરનારો હોય ફાયદો આપનારો હોય નુકસાનકારક ન હોય જલ્દી આવનારો હોય. મોડો આવનારો ન હોય. (મિશ્કાત પાનું-૩૨)

દુઆ :-અલ્લાહુમ્મસ્કિ ઇબાદક વબહીમતક વન્શુર રહમતક વઅહયી બલદકલ મય્યિત.

(હે અલ્લાહ ! પોતાના બંદાઓને અને જાનવરોને સેરાબ ફર્માવ અને પોતાની રહમતને ફેલાવ અને પોતાના મુર્દહ અને સુકા શહેરને ઝિંદગી (સર-સબ્જી અને શાદાબી અતા કર. (મિશ્કાત પાનું-૧૭૨)

અલ્લાહુમ્મ અંબિત લનઝ્ઝરઅ ઝેની સાથે) વઅદિરં લનઝ્ઝરઅ (ઝુવાદની સાથે) વસ્કેના મિમ બરકાતિ સ્સમાએ વઅંબિત લના મિમ બરકાતિલ અરઝ.

અર્થાત :-હે ખુદા ! અમારી ખેતીને ઉગાડ અને દુધાલયમાં દુધ જારી કરી દે અને અમોને આસ્માનની બરકતોથી સેરાબ કર અને અમારા માટે ઝમી-નની બરકતો ઉત્પન્ન ફર્માન વિગેરે.

રડી-રડીને દુઆ માંગે. દુઆની કબુલિયતના યકીન સાથે ખૈરાત અને રોઝા સહિત ત્રણ દિવસ લગાતાર નિકળે. વરસાદ આવે તો શુક્રિયહના તોર પર નિકળવાનું ચાલુ રાખે અને ત્રણ દિવસ પુરા કરે. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૧૫૩) (દુરે મુખ્તાર શામી ભાગ-૧ પાનું-૭૯૦) (માલા બુદ્દ મિન્હુ પાનું-૬૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ જનાઇઝ

## કબરો ઉપર છત બાંધવા વિષે.

(૬૮૫) સવાલ :–એક ખાનદાનનું આગવું કબ્રસ્તાન છે. તેના ઉપર છત બનાવવા વિષે વાતચીત થઇ રહી છે. તો શું કબ્રસ્તાન ઉપર કોઇ પ્રકારની ઇમારત કે છત બાંધી શકાય ?

જવાબ :–કબરો ઉપર ઇમારત બાંધવી, છત બનાવવી, તંબુ ઉભા કરવા વિગેરે સહીહ અને સ્પષ્ટ હદીસની રૂએ મના અને મકરૂહ છે.

મુસ્લિમ શરીફમાં હઝરત જાબિર (રદી.)થી રિવાયત છે 'નહા રસુલુલ્લાહિ (સલ.) અંય યુજસ્સલ કબરૂ વઅંય યુકઅદ અલયહિ વ અંય યુબ્ના અલયહિ'.

અર્થાત :–હઝરત રસુલે ખુદા (સલ.)એ કબરને પાકી બનાવવાની, તેના ઉપર બેસવાની અને તેના ઉપર ઇમારત બનાવવાની મનાઇ કરી છે. (ભાગ-૧ પાનું-૩૧૨) (જામેઅ તિરમિઝી ભાગ-૧ પાનું-૧૨૫) (અબુદાવુદ ભાગ-૨ પાનું-૧૦૪) (મિશકાત પાનું-૧૪૮)

આજ કારણના લઇને તેરસો વર્ષથી દીનના બુઝુર્ગો, ઉલમા, ફુકહા, મુહદ્દિસીન (રહ.) કબ્ર ઉપર કોઇ પ્રકારની ઇમારત વિગેરે બાંધવા, બનાવવાને મના અને સખત મકરૂહ લખતા આવ્યા છે.

'કબીરી'માં છે :-અન અબી હનીફત અન્નહુ યુકરહુ અંય યુબ્ના અલયહિ બિનાઉન મિમ બયતિન અવ કુબ્બતિન અવ નહ્વિ ઝાલિક લિમા મરં મિનલ હદીસે આનિફા અર્થાત :–હઝરત ઇમામ અબુહનીફહ (રહ.)થી રિવાયત છે કે કબ્ર ઉપર ઇમારત, ઘર, ગુંબદ વિગેરે બનાવવું મકરૂહ છે. (પાનું–૫૫૫)

'ફતાવા આલમગીરી'માં છે :-વયુકરહુ અંય યુબ્ના અલલ કુબુરે.

અર્થાતઃ- કબ્રો ઉપર ઇમારત બનાવવી મકરૂહ છે. (ભાગ-૧ પાનું-૧૬૬)

હદીસ શરીફમાં છે :- હઝરત ઇબ્ને ઉમર (રદી.) એ પોતાના ભાઈ અબ્દુર્રહમાનની કબ્ર ઉપર તંબુ બાંધેલો જોઈ તેને તોડી નાંખવાનો હુકમ આપ્યો હતો (તઅલીકુ સ્સબીહ શર્હે મિશ્કાત ભાગ ૨ પાનું-૨૫૧)

હઝરત ઈમામ નવવી શાફેઇ મુસ્લિમ શરીફની શર્હમાં હઝરત ઈમામ શાફેઇ (રહ.) નો કૌલ નકલ કરે છે - 'વરઅયતુલ વુલાત બિમક્કત યઅમુરૂન બિહદમી મા યુબ્ના.' અર્થાત :- મેં મક્કહ મુઅઝ્ઝમહમાં સત્તાવાળાઓને કબર ઉપરની ઈમારત તોડી નાંખવાનો હુકમ આપતા જોયા છે. (ભાગ-૧ પાનું-૩૧૨)

મુહદ્દિસ અલ્લામહ અલી કારી હનફી મકકી (રહ.) ફર્માવે છે -વહિય મા અનકરહુ અઈમ્મિતુલ મુસ્લિમીન કલ બિનાઈ અલલ કુબુરે વતજસીસિહા. અર્થાત - અને (ગુમરાહ કરનારી બિદઅત) તે છે જેનો અઈમ્મએ મુસ્લિમીન (રહ.) એ ઈનકાર કર્યો હોય જેમકે કબરો ઉપર ઈમારત બાંધવી અને કબરોને પાકી બનાવવી. (મિરકાત શર્હે મિશકાત ભાગ-૧ પાનું-૨૪૬)

કબ્રો ઉપર ઈમારત બનાવવામાં કોઇ શરઇ લાભ કે દીની ફાયદો નથી. માટે ફુઝુલ ખર્ચીનો ગુનોહ પણ લાગુ પડશે. જેને કુર્આન સ્પષ્ટ શબ્દોમાં હરામ ઠેરવે છે. માટે એનાથી બચવું જરૂરી છે. જો એ પ્રણાલિકા પડી જશે તો પહેલ કરનારા ગુનાહમાં ભાગીદાર બનતા રહેશે. (મિશકાત પાનું-૩૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મૈયતના નખ કાપવા વિષે.

(૬૮૬) સવાલ :- મૈયતના નખ મોટા હોય તો કાપી શકાય કે નહીં. ?

જવાબ :- મૈયતના નખ તથા વાળ વિગેરે કાપવા મના છે. હા, નખ તુટેલો હોય તો તેને જુદો કરી શકાય છે. 'મજાલિસુલ અબરાર' માં છે. :- 'વરૂવિય અન અબી હનીફત વઅબી યુસુફ અન્નઝ ઝફર ઇન કાન મુનકસિરન ફલા બઅસ બિઅખ્ઝિહિ'

અર્થાત :- ઈમામ અબૂ હનીફહ અને અને ઇમામ અબૂ યુસુફ (રહ.)થી રિવાયત છે કે જો મૈયતનો નખ તુટેલો હોય તો તેને કાપવામાં વાંધો નથી. (મજલિસ-૫૬ પાનું-૩૩૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મૈયત પાસે ગુસલ પહેલાં કુર્આન પઢવું કેવું છે ?

(૬૮૭) સવાલ :- મૈયતને ગુસલ આપવા પહેલાં એની પાસે બેસી કુર્આન પઢવું કેવું છે ? ખુલાસાથી હવાલા સાથે જણાવશો.

જવાબ :- હાં, સહીહ એ છે કે મૈયતને ગુસલ આપવા પહેલાં તેની પાસે કુર્આને પાક પઢવું મકરૂહ અને મના છે. અલ્બત્ત તસ્બીહ, તહલીલ પઢી શકાય છે. 'નુરૂલ ઈઝાહ'માં છે :-'વતુકરહુ કિર્અતુલ કુર્આનિ ઇન્દહુ હત્તા યુગસલ' અર્થાત :-અને જ્યાં સુધી મય્યતને ગુસલ આપવામાં ન આવે ત્યાં સુધી તેની પાસે કુર્આન પઢવું મકરૂહ છે. (પાનું-૧૩૩) (દુરેં મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૮૦૦)

મૈયત પેશાબ-પાખાનાની નાપાકીથી ભાગ્યે જ મહફુઝ, (સુરક્ષિત) રહે છે. એટલા માટે પણ ગુસલ પહેલાં નઝદીકમાં કુર્આન ન પઢવું જોઈએ. બીજા કમરા (રૂમ, ખંડ, ઓરડા)માં અને દુર પઢી શકાય છે. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૩૨૮) (તહતાવી અલા દુરેં મુખ્તાર ભાગ-૧ પાનું-૫૮૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ના મરહમ મય્યતનું મોં જોવાનો રિવાજ ખોટો છે.

(૧૮૮) સવાલ :-ઘણી જગ્યાએ રિવાજ છે કે ઔરતોના મૈયતને જનાઝામાં લેવા પહેલાં તેના સગા વહાલાં મોં જોવા ઘરમાં જાય છે. તેમની સાથે બીજા લોકો પણ જાય છે. એનો શું હુકમ છે ? પતિ, પત્નીનું મોં જોઈ શકે કે નહીં. અને કબરમાં ઉતરી શકે કે નહીં ?

જવાબ :-ઔરત છુપાવવાની વસ્તુ છે. દેખાડવાની વસ્તુ નથી. આપ (સલ.)નું ફર્માન છે :-'અલમર્અતુ ઔરતુન' અર્થાત :-ઔરત છુપાવવાની વસ્તુ છે. (મિશકાત પાનું-૨૬૯) આપ (સલ.)એ ફર્માવ્યુ છે :-'લઅનલ્લાહુન્નાઝિર વલ મન્ઝુર ઇલયહા.' અર્થાત :-ખુદાની લઅનત છે તેના ઉપર જે નામહરમ ઔરતને જુએ અને તેના ઉપર પણ કે જેને જોવામાં આવે. (મિશકાત પાનું-૨૭૦)

જેથી જેને હયાતીમાં દેખવું મના છે તેને મરવા પછી પણ દેખવું મના છે કેમકે આ હદીસોમાં ઝિંદા અને મુર્દાનો કોઇ ફર્ક નથી.

હઝરત ફાતિમા (રદી.)ને પુછવામાં આવ્યું કે ઔરતમાં સૌથી સારી અને ખુબીની વાત શું છે ? તો જવાબમાં ફર્માવ્યું કે ન તો તે પોતે ના મહરમ મર્દોને જુએ અને ન તો તેને ના મહરમ મર્દ જુએ. (મુસ્નદે બઝ્ઝાઝ વિગેરે )

હઝરત ફાતિમા (રદી.)ને ના મહરમથી છુપાઇને રહેવાનો એટલો બધો ખ્યાલ હતો કે વફાત વખતે વસિય્યત ફર્માવી કે મારા જનાઝાને કપડાથી ઢાંકી દેવામાં આવે કે જેથી પરાયા પુરૂષોને મારા કદ અને શરીરની સ્થિતિનો ખ્યાલ ન આવી શકે. આ ઉપરથી ઔરતોના જનાઝાને ઢાંકવાનો અને કબ્ર ઉપર પરદો કરવાનો રિવાજ શરૂ થયો. હઝરત ફાતેમા (રદી.)ની હયા અને શરમની આ હાલત હતી ત્યારે આજે તેમના નામ લેનારાઓ ઘરમાં ઘુસી ના મહરમ ઔરતોનું મોં જુએ છે એ અફસોસની વાત છે.

સારાંશ કે સગા વહાલાં પણ જેઓ મહરમ છે. જેમકે પિતા, પુત્ર, દાદા, નાના, કાકા, મામા, ભાઇ, ભત્રીજા, પૌત્ર, નવાસા, ભાણેજ વિગેરે જેની સાથે સદાને માટે નિકાહ હરામ છે. તેઓ જોઈ શકે છે. પરંતુ તે વખતે ત્યાંથી ના મહરમ ઔરતોએ હટી જવું જોઇએ.

ના મહરમ જેમકે માસીના છોકરા, ફોઈના છોકરા, મામાના છોકરા, કાકાના છોકરા, બનેવી, નણદોઈ વિગેરે જેમની સાથે શરીઅતે નિકાહ હરામ ઠેરવ્યા નથી. તેમનાથી પરદો કરવાનો હુકમ છે. તેમને મોં જોવાની ઈજાઝત નથી. માટે ઉપરોકત રિવાજ જાઇઝ નથી. ગુનાહિત છે.

અગર કોઇ મહરમ ન હોય અથવા અપુરતા હોય અને ઔરતના મૈયતને જનાઝામાં લેવા, કબરમાં ઉતારવા અને મુકવા માટે ના મહરમની જરૂરત પડે તો દીનદાર અને પરહેઝગાર ના મહરમોની મદદ લઈ શકાય છે. તેમજ ધણી ઔરતનું મોં જોઇ શકે છે. અને જનાઝામાં મુકવા, કબ્રમાં ઉતારવા અને મુકવામાં મહરમોને સાથ આપી શકે છે.

દુર્રે મુખ્તારમાં છે કે :-વધુ સહીહ એ છે કે ધણી માટે ઔરતને ગુસલ આપવું અને તેને (કપડાની આડ વગર) સ્પર્શ કરવો (હાથ લગાડવો) મના છે, મોં જોવાની મનાઇ નથી. (શામી ભાગ-૧ પાનું-૮૦૩)

'ખુલાસતુલ ફતાવા'માં છે :- ધણી બાપ, ભાઈ, છોકરા વિગેરે મહરમ સાથે ઔરતને જનાઝામાં મુકવા માટે સાથ આપી શકે છે. અને કબરમાં ઉતરી શકે છે. (ભાગ-૧ પાનું-૨૨૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈદગાહમાં જનાઝાની નમાઝ પઢવા વિષે.

(૧૮૯) સવાલ :-હમારે ત્યાં જનાઝાની નમાઝ પઢવા માટે અલગ

જગ્યા બનાવેલ નથી. કબ્રસ્તાનની પાસે ઇદગાહ છે. ત્યાં પઢી લઇએ છીએ. અમુક લોકો કહે છે કે ઇદગાહમાં જનાઝાની નમાઝ મકરૂહ છે, માટે પાસેના ખેતરમાં અથવા સડક ઉપર પઢી લેવામાં આવે તો કાંઇ વાંધો છે?

**જવાબ :**—ઈદગાહમાં જનાઝાની નમાઝ પઢી શકાય છે. મકરૂહ નથી. ઇદગાહ બધા અહકામમાં મસ્જીદ જેમ નથી. છતાં ઇખતિલાફથી બચવા માટે અલગ જગ્યા બનાવી લેવી બેહતર છે.

'તહતાવી અલા મરાકિલ ફલાહ'માં છે :—લા તુકરહુ ફી મસ્જીદિન ઉઇદ્દ-લહા વ કઝા ફી મદ્રસતિન વ મુસલ્લા ઈદિન લિઅન્નહુ લયસ લહા હુકમુલ મસ્જિદિ ફિલ અસહહે.

**અર્થાત :**—મુસલ્લાએ જનાઝહ (જે જગ્યા જનાઝહની નમાઝ પઢવા માટે બનાવી હોય) ત્યાં અને મદ્રસામાં તથા ઇદગાહમાં જનાઝાની નમાઝ પઢવી મકરૂહ નથી. વધુ સહીહ એ જ છે કેમકે ઈદગાહ બધા અહકામમાં મસ્જીદ જેમ નથી. (પાનું-૩૪૭)

આમ રસ્તા ઉપર (લોકોને હરકત થવાના લીધે) અને લોકોના ખેતરમાં (તેમની ઈજાઝત વગર) જનાઝાની નમાઝ પઢવી મકરૂહ છે.

'મરાકિલ ફલાહ'માં છે :—વયુકરહુ સલાતુલ જનાઇઝે ફિશશારિએ વઅરાઝિન્નાસિ.

**અર્થાત :**—શારિએ આમ કિંવા પબ્લીક રસ્તા પર અને લોકોની ઝમી-નમાં નમાઝ પઢવી મકરૂહ છે. (પાનું-૧૧૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## જનાઝાની નમાઝમાં ત્રણ તકબીરો કહી

**(૬૯૦) સવાલ :**—ઈમામે જનાઝહની નમાઝમાં ત્રણ તકબીરો કહી સલામ ફેરવી દીધી તો નમાઝ સહીહ ગણાશે કે ફરી પઢવી પડશે?

**જવાબ :**—પુછેલી સુરતમાં નમાઝ થશે નહીં. ફરી પઢવી પડશે. ત્રીજી તકબીર પછી ભુલથી સલામ ફેરવ્યા બાદ નમાઝના મનાફી કામ (કિબ્લાથી સીનું ફેરવી લેવું, વાત કરવી વિગેરે) કરવા પહેલાં તરત જ ચોથી તકબીર કહી લેશે. અને સલામ ફેરવશે તો નમાઝ સહીહ થઇ જશે. જનાઝાની નમાઝમાં સહવના સજદાની જરૂરત નથી (મરાકિલ ફલાહ પાનું-૧૧૫ (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૩૪૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**જનાઝહની નમાઝમાં સુરએ ફાતિહા અને સુરત પઢી લેવાય તો ?**

**(૧૬૧) સવાલ** :–શું ફર્માવે છે ઉલમાએ દીન વ મુફતિયાને શરએ મતીન આ મસ્અલામાં કે એક માણસે જનાઝાની નમાઝ એ પ્રમાણે પઢાવી કે પહેલાં સુરએ ફાતેહા પઢી. પછી સુરત પઢી. ત્યાર બાદ દુરૂદ શરીફ પછી મૈયતની દુઆ બુલંદ અવાઝે પઢી આવા સંજોગોમાં જનાઝાની નમાઝ અદા થશે કે નહીં ? હવાલા સાથે જણાવશો. હનફી મઝહબ અને વહાબી મઝહબનો ફર્ક બયાન કરશો.

**જવાબ** :–પુછેલી સુરતમાં નમાઝ તો થઇ ગઇ. પરંતુ સુરએ ફાતિહા, સુરત વિગેરે અગર કિર્અતના હિસાબે પઢવામાં આવી છે. જેમકે ગૈરમુકલ્લિદોની આદત છે તો મકરૂહ છે. 'વઇન્દના તજુઝુ બિનિય્યતિ દુઆએ વતુકરહુ બિનિય્યતિલ કિર્અતિ બિઅદમિ સુબૂતિહા અન્હુ અલયહિસ્સલામ.

'અર્થાત :–હમારા નઝદીક દુઆની નિય્યતથી પઢવું જાઇઝ છે. અને કિર્અતની નિય્યતથી પઢવું મકરૂહ છે. કારણ કે આપ (સલ.)થી સાબિત નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ–૧ પાનું–૮૧૭)

અને નમાઝે જનાઝામાં જે કંઇ પઢવામાં આવે છે તે આહિસ્તહ પઢવું મસ્નુન છે. 'વઅમ્મદદુઆઉ વસ્સનાઉ વસ્સલાતુ ફલ મસ્નુનુ ફીહી સિર્રન કઝા ફિલ બદાઇઅ. (ઉમદતુરિંઆયહ અલા શર્હે વિકાયહ ભાગ–૧ પાનું–૨૫૩)

હનફી મૈયતના જનાઝાની નમાઝનો ઇમામ કદાપી ગૈર મુકલ્લિદને બનાવવામાં ન આવે. જનાઝાની નમાઝનો હેતુ દુઆ છે. અને હમ્દો સના અને દુરૂદ શરીફ દુઆના આદાબમાંથી છે. એટલા માટે પહેલી તકબીર પછી સના, બીજી તકબીર પછી દુરૂદ શરીફ, ત્રીજી તકબીર પછી પોતાના માટે અને મૈયત માટે તેમજ તમામ મોમિનો માટે દુઆ કરવામાં આવે છે. અને ચોથી તકબીર પછી સલામ ફેરવાય છે. (અલ ઇખતિયાર ભાગ–૧ પાનું–૯૫)

જનાઝાની નમાઝ હકીકતમાં નમાઝ નથી. જેથી એમાં બીજી નમાઝોની જેમ કિર્અત નથી જેમકે 'મુઅત્તા ઇમામ માલિક' (રહ.)માં છે :–અબુ સઇદ મકબરી (રદી.)એ હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી પુછયું કે તમો જનાઝાની નમાઝ કેવી રીતે પઢો છો ? હઝરત અબૂ હુરૈરહ (રદી.)એ ફર્માવ્યું કસમ છે ખુદાની બકાની હું તમને સહીહ બતલાવું છું. સુન્નત એ હોય છે કે મૈયતનાં ઘરથી

જનાઝા સાથે ચાલુ છું. પછી જ્યારે નમાઝ માટે જનાઝો રાખવામાં આવે છે તો હું તકબીર 'અલ્લાહુ અકબર' કહીને અલ્લાહની તઅરીફ અને સના કરું છું જેમકે 'સુબ્હાનકલ્લાહુમ્મ વબિહમ્દેક' છેવટ સુધી પઢું છું. અને એના પછી નબી (સલ.) પર દુરૂદ શરીફ મોકલું છું. પછી આ દુઆ પઢું છું. જેનો તર્જુમો આ છે. અય અલ્લાહ ! તારો બંદો અને તારા બંદાનો છોકરો અને તારી બંદીનો છોકરો એ વાતની ગવાહી આપતો હતો કે તારા સિવાય કોઈ મઅબુદ નથી અને હઝરત મુહમ્મદ (સલ.) તારા બંદા અને તારા રસુલ છે. અને તું એના હાલાતથી સંપુર્ણ રીતે વાકિફ છે. ... ....(પાનું-૭૯)

આ રિવાયતમાં કિર્અંતનો કાંઈ ઝિક્ર નથી.

વહીદી અન નાફિઅ અન્ન અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કાન લા યકરઉ ફિસ્સ-લાતે અલલ જનાઝતે (પાનું-૭૯)

અર્થાત :-મુઅત્તા ઇમામ માલિકમાં બીજી હદીસ હઝરત નાફિઅ (રદી.)ની છે. જેમાં તસરીહ છે કે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદી.) જના-ઝાની નમાઝમાં કિર્અંત પઢતા ન હતા.

ફિકહએ માલિકિયહની બુન્યાદી કિતાબ 'અલ મદુનતુલ કુબરા'ની ઇબારત અઐનિહી નકલ કરવામાં આવે છે. જેમાં હઝરત માલિક (રહ.)નો કૌલ નકલ કર્યો છે કે આપે જનાઝાની નમાઝને દુઆ ઠેરવી અને ન ફક્ત પોતાના વિષે એ ફર્માવ્યું કે હું કિર્અંત નથી કરતો બલ્કે મોટા મોટા સહાબાના નામો પણ શુમાર કરાવ્યા કે એ હઝરાત નમાઝે જનાઝાને દુઆ ફર્માવ્યા કરતા હતા. અને એમાં કિર્અંત ન કરતા હતા. અને પછી એને પોતાના શહેર (મદીના તૈયિબહનો મઅ-મુલ ફરમાવ્યો છે. (પાનું-૧૫૮-૧૫૯ ભાગ-૧)

એટલા માટે જનાઝાની નમાઝને હકીકતમાં નમાઝ સમજવી અને 'લા સલાત ઇલ્લા બિફાતિહતિલ કિતાબ' વાળી હદીસથી દલીલ કરવું સહીહ નથી. અગર જનાઝાની નમાઝ હકીકતમાં નમાઝ હોત તો મૈયતનું સામે હોવું જરૂરી ન હોત. મૈયતનું સામે હોવું એટલા માટે જરૂરી છે કે એના માટે સિફારિશ અને મગફિરતની દુઆ કરવામાં આવે છે તદઉપરાંત ચારે તકબીરોમાં દરેક તકબીર પછી સુરએ ફાતેહા પઢવામાં આવતી. કેમકે દરેક તકબીર એક રકઅતના કાઇમ મુકામ છે. (શામી ભાગ-૧ પાનું-૮૧૩) અને જનાઝાની નમાઝમાં રુકુઅ,

સિજદહ હોત અને તશહહુદ હોત તેમજ ગલતી હોવા પર સજદએ સહવ કરવામાં આવત. પરંતુ જનાઝાની નમાઝમાં એમાંથી કોઇ અમલ પણ થતો નથી.

એ દુરૂસ્ત છે કે અમુક રિવાયતોમાં સુરએ ફાતેહા પઢવાનો ઝિક્ર છે, પરંતુ તે સના અને દુઆની જગ્યાએ છે. બતોરે કિર્અત પઢવાનો સરાહતન કોઇ સુબુત નથી. (મિશ્કાતુલ મફાતિહ ભાગ-૪ પાનું-૪૭) (રસાઇલુલ અરકાન પાનું-૧૫૧) (અશબાહ વન્નઝાઇર પાનું-૧૯૯-૨૦૦) (હમવી શરહે અશબાહ પાનું-૨૦૦)

ખુલાસો એ કે જનાઝાની નમાઝમાં કિર્અત નથી. અગર પહેલી તકબીર પછી સુરએ ફાતિહા, સના અને દુઆની નિય્યતથી પઢવામાં આવે તો જાઇઝ છે. પરંતુ નિય્યતના આ તફાવુતને આમ લોકો નથી સમજતા તેઓ સુરએ ફાતિહાને બતોરે કિર્અત જ પઢશે. (જેમ કે બીજી નમાઝોમાં પઢે છે) અને કરાહતના મુરતકિબ થશે. એટલા માટે અહનાફ નમાઝે જનાઝામાં સુરએ ફાતેહા પઢવાની અવામને ઇજાઝત આપતા નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબ્રસ્તાનમાં જોડા સાથે ચાલવું કેવું છે ?

(૬૯૨) સવાલ :–બચપણથી સાંભળતા આવ્યા છીએ કે કબ્રસ્તાનમાં જોડા પહેરીને ચાલવું મના છે. પરંતુ સામાન્ય રીતે લોકો જોડા પહેરી રાખે છે. આ અંગે શું હુકમ છે ?

જવાબ :–કબરો પર જોડા સાથે ચાલવું અને જોડા વગર પણ ચાલવું સખત મના અને મકરૂહ છે. પરંતુ જે સ્થળોએ કબર નથી. રસ્તો પડેલો કે બનેલો હોય અને જોડા નાપાક ન હોય તો જોડા સાથે ચાલવામાં વાંધો નથી. વિના કરાહતે જાઇઝ છે. 'ફતાવા આલમગીરી'માં છે. વલમશ્યુ ફિલ મકાબિરિ બિન-અલયનિ લા યુકરહુ ઇન્દના.

અર્થાત :–કબ્રસ્તાનમાં જોડા પહેરીને ચાલવું હમારા નઝદીક મકરૂહ નથી. (ભાગ-૧ પાનું-૧૬૦)

પણ ખાસ એહતિયાત કરે. ખાસ કરી કબ્રની નઝદીક ફાતિહા પઢતી વખતે જોડા કાઢી નાંખે તો વધુ બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુલીને ફાટી ગએલી લાશ ઉપર જનાઝાની નમાઝ

(૬૯૩) સવાલ : લાશ કુલીને ફાટી ગઇ હોય તો તેના ઉપર જનાઝાની નમાંઝ પઢી શકાય કે નહીં ?

જવાબ :-ફુલીને ફાટી ગએલી લાશ જનાઝાની નમાઝ પઢવા લાયક રહેતી નથી. 'બહરૂર્રાઇક'માં છે 'લા યુસલ્લા અલયહી બઅદ તફસ્સુખિ લિઅન્ન-સ્સલાત શુરિઅત અલા બદનિલ મય્યિતિ ફઇઝા તફસ્સખ લમ યબ્કા બદનુહુ કાઇમન.'

અર્થાત:-ફુલીને ફાટી ગએલી લાશ નમાઝ પઢવા લાયક રહેતી નથી. કારણ કે જનાઝાની નમાઝ કાયમ શરીર ઉપર મશરૂઅ છે ફાસિદ થઈ ગએલું શરીર કાયમ રહેતું નથી. (ભાગ-૨ પાનું-૧૮૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કબરના સિરહાને અને પાઇંતીએ પઢવા વિષે.

(૬૯૪) સવાલ :-કેટલીક જગ્યાએ જોવામાં આવે છે કે મૈયત દફનાવી દેવા પછી ઇમામ સાહબ સિરહાને ઉભા રહી 'અલિફ લામ મીમ'થી 'મુફલિહુન' સુધી અને પાઇતીએ (પગ તરફ) 'આમનર્રસુલુ'થી છેલ્લે સુધી પઢી દુઆ કરે છે તો શું એની કોઇ અસ્લિય્યત છે ?

જવાબ :-હાં, એવી રીતે પઢવું મુસ્તહબ છે. ધીમેથી પઢે અને કદી છોડી પણ દીએ. લાઝિમ કરી લેવામાં આવે નહીં. હઝરત ઇબ્ને ઉમર (રદી.)થી રિવા-યત છે કે :-'વલ્યુકરઅ ઈન્દ રઅસિહી ફાતિહતુલ બકરતિ વ ઇન્દ રિજલયહિ બિખાતિમતિલ બકરતિ અર્થાત :-અને દફનાવ્યા પછી મય્યતના સિરાણે સુરએ બકરહનો શરૂનો ભાગ 'અલિફ લામ મીમ'થી 'મુફલિહુન' સુધી અને પાઇંતીએ સુરએ બકરહનો આખિરી ભાગ 'આમનર્રસુલુ'થી છેવટ સુધી પઢવામાં આવે. (મિશ્કાત-૧૪૯)

અને હઝરત ઇબ્ને ઉમર (રદી.) મુસ્તહબ સમજતા હતા કે કબર ઉપર દફન પછી સુરએ બકરહનો શરૂનો ભાગ અને આખિરી ભાગ પઢવામાં આવે. (શામી ભાગ-૧ પાનું-૮૩૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## નમાઝે જનાઝામાં સલામ વખતે હાથ છોડી દેવા વિષે.

(૬૯૫) સવાલ :-જનાઝહની નમાઝમાં ચોથી તકબીર પછી સલામ ફેરવતી વખતે ઇમામ તેમજ મુકતદીઓએ હાથ બાંધી રાખવા કે છોડી દેવા ? હમારા ત્યાંના ઇમામ સાહબ સલામ ફેરવવા પહેલાં બન્ને હાથ છોડી દે છે તો એ બાબતમાં શરીઅતનો શું હુકમ છે ?

જવાબ :-બન્નેવ સુરતો જાઇઝ છે. હઝરત ઇમામ તાહિર બુખારી સર-ખસી (રહ) 'ખુલાસતુલ ફતાવા'માં લખે છે કે જનાઝાની નમાઝમાં ચોથી તકબીર પછી હાથ બાંધેલા નહીં રાખે. કારણ કે ચોથી તકબીર પછી કોઇ ઝિક્ર (પઢવાનું) મસ્નુન નથી માટે સહીહ એ છે કે હાથ છોડી બન્ને તરફ સલામ ફેરવે. (ભાગ-૧ પાનું-૨૨૫)

તેમજ હઝરત મૌલાના અબ્દુલ હૈય લખનવી (રહ) 'સિઆયહ'માં લખે છે કે છેલ્લી તકબીર પછી કોઇ ઝિક્ર મસ્નુન નથી માટે હાથ છોડી દેવા મસ્નુન છે. (ભાગ-૨ પાનું-૧૫૯)

પરંતુ હઝરત મુફતી અઝીઝુર્રહમાન (રહ.) મુફતીએ દારૂલ ઉલૂમ દેવબંદ વિગેરે અમુક ઉલમાએ કિરામ હાથ બાંધેલા રાખવા ઉપર ભાર આપે છે. દલીલ એ છે કે ચોથી તકબીર પછી સલામ ફેરવવું પણ ઝિક્રમાં શામિલ છે. માટે સલામ ફેરવવા સુધી હાથ બાંધેલાં રાખવા જોઈએ. (ફતાવા દારૂલ ઉલૂમ મુદલ્લલ વ મુકમ્મલ ભાગ-૫ પાનું-૩૧૩-૩૧૪) મને પણ સલામ વખતે હાથ બાંધેલા રાખવા બેહતર લાગે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## જનાઝો ઉઠાવતી વેળા, કબ્રસ્તાનની બાહર તેમજ મય્યતના ઘરે આવી ફાતેહા પઢવાનો શું હુકમ છે ?

(૬૯૬) સવાલ :-જનાઝો ઉઠાવતી વેળા, ઘરેથી નિકળતી વેળા અને કબ્રસ્તાનમાં જનાઝાની નમાઝ પછી, દફનાવવા પછી, કબ્રસ્તાનની બાહર અને મૈયતના ઘરે પાછા આવી ફાતેહા પઢવું સહીહ છે કે નહીં ? મહેરબાની કરી મય્યતના માટે ફાતિહાના શરઈ તરીકાની ચોખવટ કરશો.

જવાબ :-જનાઝો ઉઠાવતી વેળા અને જનાઝાની નમાઝ પઢવા માટે લોકો જમા થાય તે વખતે ફાતિહા પઢવાનો રિવાજ મકરૂહ અને છોડવા લાયક છે. (ફતાવા આલમગીરી ભાગ-૫ પાનું-૩૧૯)

એવી રીતે જનાઝાની નમાઝ પછી જમા થઇ ફાતેહા પઢવાનો રિવાજ પણ ગલત અને મકરૂહ છે, નમાઝે જનાઝા દુઆ જ તો છે એના પછી તુરત જ દુઆ કરવી પહેલી દુઆને નાકાફી ઠેરવવું છે. એટલા જ માટે ૧૧૦૦ વર્ષ પહેલાંથી (જયારથી આ મુજબની વાતો શુરૂ થઇ) ફુકહાએ કિરામ એને મના અને મકરૂહ ફર્માવતા આવ્યા છે. જેથી ત્રીજી સદી હિજરીના ફકીહ

ઈમામ અબુબક્ર બિન હામિદ (રહ.) ફરમાવે છે :–ઇન્નદદુઆઅ બઅદ સલાતિલ જનાઝતિ મકરૂહુન' (ફતાવા બરજન્દી ભાગ–૧ પાનું–૧૮૦)

અને ઈમામ તાહિર ઇબ્ને અહમદ બુખારી સરખસી (વફાત ૫૪૨ હિજરી) ફર્માવે છે :–લા યકુમુ બિદદુઆઇ ફી કિર્અતિલ કુર્આનિ લિઅજલિલ મય્યિતિ બઅદ સલાતિલ જનાઝતિ વકબ્લેહા (ખુલાસતુલ ફતાવા ભાગ–૧ પાનુ-૨૨૫) (વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ–૧ પાનું–૩૩૬ થી ૩૫૯)

એવી રીતે કબ્રસ્તાનના બાહિર અને ઘરે જઈને ફાતિહા પઢવાનો રિવાજ સુન્નતના વિરૂદ્ધ છે. (કિતાબુલ જનાઈઝ દુર્રે મુખતાર મઅ રદ્દુલ મુખતાર ભાગ ૧ પાનું–૮૪૧–૮૪૨)

અલબત્ત મય્યતને દફનાવ્યા પછી કબર પર થોડી વાર સુધી દુઆ કરવું અને પઢીને બખશવું સાબિત અને મસ્નૂન છે. (મિશકાત શરીફ પાનું–૧૪૯, કિતાબુલ અઝકાર ઇમામ નવવી (રહ.) પાનું–૧૧૧)

અર્થાત :–હઝરત અમ્ર બ્ને આસ (રદી.) પર મોતના આસાર છવાયેલા હતા એવી હાલતમાં એમણે પોતાના છોકરાને વસિય્યત કીધી કે જ્યારે હું મરી જાઉં તો ન કોઈ નૌહા કરનાર મારી સાથે હોય અને ન આગ, પછી જ્યારે તમો મને દફનાવી ચુકો તો મારા ઉપર મટોડી વહાવી દો. (યઅની ધીમે-ધીમે મટોડી નાંખી કબરને બરાબર કરી આપો ) પછી મારી કબર પાસે એટલી વાર સુધી થોભો જેટલી વારમાં ઉંટને ઝબહ કરી ગોશ્ત વહેંચી શકાય છે. (આશરે એક કલાક) જેથી મને તમારાથી ઉન્સિયત રહે અને હું જાણી લઉં કે હું મારા પરવરદિગારના મોકલેલ ફરિશ્તાઓને શું જવાબ આપું છું. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જનાઝાની નમાઝ કબ્રસ્તાનમાં પઢવું કેવું છે ?

(૬૯૭) સવાલ :–જનાઝાની નમાઝ કબ્રસ્તાનમાં પઢવું કેવું છે ?

જવાબ :–વિના ઉઝરે કબરોના દરમિયાન જનાઝાની નમાઝ પઢવું મકરૂહ છે. મજબુરી હોય તો મકરૂહ નથી (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું–૩૪૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખુન્સએ મુશ્કેલના ગુસલ અને કફન વિષે.

(૬૯૮) સવાલ :–એક ૫૦ વર્ષનો માણસ ગુજરી ગયો તે ન મર્દ છે. ન ઔરત, ખુન્સએ મુશકિલ છે એને ગુસલ અને કફન કઇ રીતે આપવામાં આવે.

જવાબ :-એવા ખુન્સાએ મુશ્કેલ મૈયતના ગુસલ અને કફનનો હુકમ એ છે કે એને ગુસલ ન આપવામાં આવે. બલ્કે તયમ્મુમ કરાવી દેવામાં આવે (ફતાવા સિરાજિય્યહ પાનું-૨૨) (દુર્રે મુખ્તાર)

અને કફન પાંચ કપડામાં ઔરતની જેમ દેવામાં આવે પરંતુ રેશમી અને ઝાફરાનથી રંગેલું ન હોય. (દુર્રે મુખતાર શામી સાથે ભાગ-૧ પાનું-૮૦૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબ્રસ્તાનમાં દુઆ કેવી રીતે કરે ?

(૬૯૯) સવાલ :-કબ્રસ્તાનમાં હાથ ઉઠાવી દુઆ કરવું મસ્નુન છે કે બિદઅત ? ઉભા ઉભા દુઆ કરવી કે બેસીને પણ દુઆ કરી શકાય છે. દુઆ વખતે કિબ્લારૂખ હોવું જરૂરી છે ? દલીલોથી જણાવશો.

જવાબ :-કબ્રસ્તાનમાં હાથ ઉઠાવી દુઆ કરવું આપ (સલ.)થી સાબિત છે. એ અસલ અને બિદઅત નથી.

'સહીહ મુસ્લિમ'માં છે :-જાઅલ બકીઅ ફઅતાલલ કિયામ સુમ્મ રફઅ યદયહિ. અર્થાત :-આપ (સલ.) જન્નતુલ બકીઅમાં તશરીફ લાવ્યા અને ઘણી વાર ઉભા રહયા પછી બન્નેવ હાથ ઉઠાવી દુઆ ફરમાવી. (ભાગ-૧ પાનું-૩૧૩)

ઈમામ નવવી (રહ.) મઝકુર હદીસની શહ઼ર્માં લખે છે કે આથી સાબિત થાય છે કે લાંબી દુઆ માંગવી અને મુકર્રર માંગવી અને દુઆ વખતે હાથ ઉઠાવવા મુસ્તહબ છે. અને બેસીને દુઆ કરવા કરતાં ઉભા રહી દુઆ કરવાની વધુ ફઝીલત છે. (નવવી શહેં મુસ્લિમ ભાગ-૧ પાનું-૩૧૩)

હાફિઝ બદરૂદ્દીન અયની (રહ.) બિનાયહમાં લખે છે કે :-કબરની ઝયારત કરનાર માટે અદબ એ છે કે બેસે નહીં અને મૈયત માટે દુઆ કરતી વખતે કિબ્લા રૂખ થઇ જાય.

બેસીને અને બીજા રૂખે પણ દુઆ કરી શકાય છે પણ એવી હયઅત નહીં અપનાવે કે જોનારને શુબોહ થાય કે કબરવાળાથી હાજત તલબ કરે છે. માટે હાથ ઉઠાવી દુઆ કરે તો કિબ્લા રૂખ થઈ જવું બેહતર છે.

'ફત્હુલ બારી શહેં સહીહ બુખારી'માં હદીસની મશહુર કિતાબ સહીહ 'અબુ ઉવાનહ'ના હવાલાથી રિવાયત નકલ કરી છે કે હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.) આંખે જોયેલું બયાન કરે છે કે અબ્દુલ્લાહ ઇબ્ને ઝિન્નજાદયનને દફનાવી

આપ (સલ.) ફારિગ થયા તો દુઆ કરવા માટે હાથ ઉઠાવી કિબ્લા રૂખ થઈ ગયા. (ભાગ-૧ પાનું-૧૨૨)

અને 'ફતાવા આલમગીરી'માં છે :-વઇઝા અરાદદ્દુઆઅ યકુમુ મુસ્તક-બિલલ કિબલતિ કઝા ફી ખઝાનતિલ ફતાવા.

**અર્થાત** :-જ્યારે દુઆ કરવાનો ઈરાદો કરો તો કિબ્લા રૂખ ઉભા રહી કરો. (ભાગ-૫ પાનું-૩૫૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બીજા માટે ખોદાયેલી કબ્રમાં મૈયતને દફનાવી દેવું

**(૭૦૦) સવાલ** :-કોઈની ઝમીનમાં મૈયતને દફનાવી દીધી અને ઝમી-નનો માલિક મૈયતને કઢાવવા ચાહે તો શું તેને કઢાવવાનો હક છે ? કે પછી ઝમીનની કીમતનો હકદાર છે ?

**જવાબ** :-ઝમીનનો માલિક મૈયતને કઢાવી શકે છે. અલબત્ત અગર ઝમીન વકફની છે. અને કોઈએ કબર ખોદાવી હોય અને તે કબરમાં બીજો માણસ પોતાની મૈયત દફનાવી દે તો કબર ખોદાવનાર ઉજરતની માંગણી કરી શકે છે. મૈયતને કઢાવવાનો મુતાલબો નથી કરી શકતો. (દુર્રે મુખતાર ભાગ-૧ પાનું ૮૩૯-૮૪૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કબરમાં મૈયતનું મોં કિબ્લા તરફ ન રખાયું તો ?

**(૭૦૧) સવાલ** :-હમારે ત્યાં પાંચ માસનો છોકરો ગુજરી ગયો. અહીં સન્દુક (પેટી)માં દફન કરવામાં આવે છે. જેણે છોકરાને ગુસલ દીધું તેણે સન્દુકમાં તેને કઇ રીતે મુકયો તે કહ્યું નથી. દફન કર્યા પછી ખબર થઇ કે છોકરાનું મોં કિબ્લા તરફ થયું નથી દફન કર્યા બાદ ચર્ચા અને ટીકા થાય છે. બાળકનું મોં કિબ્લા તરફ ન થયું તેનાથી શું ગુનોહ થાય છે. તે જણાવશો.

**જવાબ** :-કબ્રમાં જાણી જોઇને મૈયતનું મોં કિબ્લા તરફ નહીં કરવું ગુનાહિત છે. ભુલથી ઉલ્ટું રખાય જાય તો ગુનેહગાર થશે નહીં. માટી નાખવા પહેલાં યાદ આવે કે મૈયતનું મોં કિબ્લા તરફ કર્યું નથી તો કબ્ર ખોલી કિંવા ઇંટો, બર્ગા હટાવી મોં કિબ્લા તરફ કરી દેવામાં આવે. માટી નાંખ્યા પછી કબર ખોલવી જાઇઝ નથી. ગુનાહિત છે. 'શામી'માં છે :-લવ દુફિન મુસ્તદબિરન લહા વ અહાલુ ત્તુરાબ લા યુમ્બશુ લિઅન્નત્તવજ્જુહ ઇલલ કિબલતિ સુન્નતુન વન્નબ્શુ હરામુન બિખિલાફિ મા ઇઝા કાન બઅદ ઈકામતિલ લબનિ કબ્લ ઇહા-લતિ ત્તુરાબ. (ભાગ-૧ પાનું-૮૩૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુસ્સૌમ

## રમઝાનમાં રોઝો ન રાખનાર ખુલ્લમ ખુલ્લું ખાઈ શકે?

(૭૦૨) સવાલ :–રમઝાનુલ મુબારકમાં શરઈ ઉઝર વિના રોઝો ન રાખે અને ઝાહિરમાં ખાય–પીયે તો શું હુકમ છે?

જવાબ :–એવો માણસ ફાસિક અને ઈસ્લામી શિઆરની તૌહીન કરનારો છે. ખલીફા હોય તો એવા બે ખોફ અને બેશરમને કતલની સઝા આપે. 'દુર્રે મુખતાર'માં છે કે :–કોઈ માણસ શરઈ ઉઝર વિના રોઝો ન રાખે અને જાણી બુજી ઝાહિરમાં ખાય–પીએ તો ઈસ્લામી ખલીફાના હુકમથી કતલ કરી દેવામાં આવશે. (શામી ભાગ–૨ પાનું–૧૫૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રોઝાની હિકમતો અને ફાયદાઓ.

(૭૦૩) સવાલ :–રોઝા રાખવામાં શું હિકમતો અને ફાયદાઓ છે.

જવાબ :–રોઝામાં બેશુમાર હિકમતો અને ફાયદાઓ છે. એમાંથી એક ખાસ હિકમત અને ફાયદો એ છે કે નફસે અમ્મારહને એના તકાઝા અને ખાહિશાતથી રોકવાનો આદી બનાવે છે. અને નફસની ઈસ્લાહ કરે છે. કિંવા ઈન્સાનના નફસને કાબુમાં લાવે છે. જેનાથી તે શરઈ અહકામ જે નફસ ઉપર ભારી છે તે ઘણાં જ આસાન અને સહેલા બની જાય છે. તેમજ ગુનાહોને છોડવા અને તકવા, પરહેઝગારીની રોઝદારમાં સલાહિય્યત પૈદા થઈ જાય છે. ખુદાતઆલા ફર્માવે છે :–'યા અય્યુહલ્લઝીન આમનુ કુતિબ અલયકુમુસ સિયામુ કમા કુતિબ અલલ લઝીન મિન કબ્લેકુમ લઅલ્લકુમ તત્તકુન. અર્થાત :–અય ઇમાનવાળાઓ તમારા ઉપર રોઝા ફર્ઝ કરવામાં આવ્યા. જેમકે તમારાથી પહેલાં લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા. જેથી તમો મુત્તકી અને પરહેઝગાર બની જાવ. (સુરએ બકરહ રૂકુઅ–૨૩)

રોઝો રૂહની ખોરાક છે. રોઝાથી રૂહ તાકતવર બને છે. નફસાની ખ્વાહિશને દબાવવા અને રૂહની સફાઇના માટે રોઝાથી વધુ બીજી કોઇ વસ્તુ ફાયદામંદ નથી. રોઝાથી રૂહાનિય્યતનો દરવાજો ખુલે છે. ઇબાદતમાં ઘણી ખુશી અને ચુસ્તી પૈદા થાય છે. જેના લઇ દીનના બુઝુર્ગો ફર્માવે છે :–'અંદરૂ અઝ તઆમ ખાલી દાર, તા દરાં નુરે મઅરિફત બીની' (તુ તારા પેટને ખાણુંથી ખાલી (અધુરું) રાખ જેથી તને ખુદાની મઅરિફત હાસિલ થાય)

રોઝાથી કુર્બે ખુદાવંદી હાસિલ થાય છે. મુઅતબર કિતાબોમાં છે કે :– હુઝુર (સલ.)એ બારગાહે ખુદાવંદીમાં અર્ઝ કરી અય ઈલાહલ આલમીન બંદો તારાથી વધુ નઝદીક કયારે હોય છે ? ફર્માવ્યું કે જ્યારે બંદો ભુખો હોય છે અને બંદો જ્યારે સિજદહમાં હોય છે.

રોઝાની એક હિકમત એ પણ છે કે રોઝેદાર ખુદાવંદી સિફતોના જલ્વાથી મુનવ્વર હોય છે કે ખુદાતઆલાની ઝાત ખાવા–પીવા અને ખ્વાહિશાતથી પાક છે. રોઝો રાખનાર પણ ખાવા–પીવા તેમજ ખવાહિશાતથી બે નયાઝ રહે છે. હઝરત હક જલ્લ મજદહુની સિફાતથી મુશાબહત સિવાય એક હિકમત એ પણ છે કે રોઝો રાખનારને ફરિશ્તાઓથી પણ મુશાબહત હોય છે. ફરિશ્તાઓની ખોરાક અલ્લાહનો ઝિક્ર છે. રોઝાથી ખુદાવંદનો શુક્ર અદા કરવાનો મોકો મળે છે. રોઝાથી ભુખ્યાની કદર અને ઇન્સાની હમદર્દીનો જઝબો ઉભરે છે. રોઝાથી જિસ્માની બીમારીઓ દુર થાય છે. ખાસ કરી બલગમ વાળા માટે અકસીર છે. રોઝો ખુદા અને એના રસુલ (સલ.)ની રઝા અને ખુશ્નુદી અને દરજાતની તરક્કી અને આખિરતમાં નજાતનો લાઝિમી ઝરીઓ છે. જેમકે ખુદાવંદી ઈર્શાદ છે કે 'અસ્સવ્મુ લી વઅના અજ્ઝી બિહી' (રોઝો ખાસ મારા માટે છે. અને હું પોતે એનો બદલો અને એવઝ આપીશ. (હુજ્જતુલ લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૧૫૪)

હઝારો હિકમતોમાંથી એક હિકમત એ પણ છે કે રોઝો રાખવાથી ખુદાના હુકમની તઅમીલ, રઝા અને ખુશનુદી પ્રાપ્ત થાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સહેરી બંધ કરવા માટે અઝાન દેવી.

(૭૦૪) સવાલ : હમારા ગામમાં ઘણાં જ સમયથી સેહરીના આખિરી સમયે સલામ પઢાતી હતી. જેવી રીતે કે 'અસ્સલાતુ વસ્સલામુ અલયક યા રસુલલ્લાહ' મતલબ કે બધા નબીઓના નામો લઈ સલામ પઢાતી હતી. જેના કારણે

લોકો પોતાના રોઝાને બંધ કરતા અને સેહરીનો છેલ્લો ટાઈમ સમજી જતા હતા. પણ હમારા ગામના મૌલાના સાહબ કહે છે કે એ સુન્નતે રસુલ (સલ.)ના વિરૂદ્ધ છે. માટે ખરી સુન્નત એ છે કે બે અઝાનો દેવી. એક સેહરીનો છેલ્લો ટાઈમ બતાવે જ્યારે બીજી અઝાન ફજરની નમાઝ માટે હોય. એઓ બુખારી શરીફની પહેલી જીલ્દમાંથી દલીલ પકડે છે કે જુઓ હુઝુર (સલ.) હઝરત બિલાલ (રદી.)ને સહેરીની અઝાન માટે નક્કી કરે છે. અને ફજર માટે અબ્દુલ્લાહ ઇબ્ને મકતુમ (રદી.)ને, માટે ખરી સુન્નત તો આ છે. તો ત્યારથી હમારા ગામમાં પહેલાના રિવાજ પ્રમાણે સલામ પઢવી બંધ થઈ અને મૌલાના સાહબના કહેવા પ્રમાણે બે અઝાન જુદા જુદા માણસો આપે છે. એક અઝાન સેહરીનો છેલ્લો ટાઇમ બતાવવા માટે અને બીજી ફજરની નમાઝ માટે.

આપ જરૂરથી ઉપરોકત બાબતનો ખુલાસો કિતાબોના હવાલા સહિત કરશો કે સલામ બંધ કરી અઝાન દેવી જોઈએ છે ? અને જોઈએ ન હોય તો લોકોને સેહરીના છેલ્લા ટાઇમથી ખબરદાર કરવા માટે શું કરવું જોઈએ ?

જવાબ :–સહેરી બંધ કરવા ન તો સલાતો સલામ પઢવું સુન્નત છે. ન તો અઝાન આપવી મસ્નુન છે. લોકો પોતે સેહરીનો ટાઈમ જાણી શકે છે. દરેકને ત્યાં ઘડિયાળો તો હોય છે. છતાં કોઇ વખતે યા કોઈ જગ્યાએ ઝરૂરત જણાય તો પુકારી દેવું કાફી છે કે સેહરીનો ટાઈમ કરીબુલ ખતમ છે. પણ એને મસ્નુન સમજે નહીં.

હઝરત બિલાલ (રદી.) વાળી રિવાયતમાં સુબ્હે સાદિક પહેલાં અઝાન ન આપવાનો સરીહ હુકમ મૌજુદ છે. માટે અઝાન મતરૂકુલ અમલ છે. 'બહરૂર્રાઇક'માં છે. વ ઇન્દ અબી હનીફત વ મુહમ્મદિન લા યુઅઝ્ઝનુ ફિલ ફજરિ કબ્લહુ કમા રવાહુલ બયહકી અન્નહુ અલયહિસ્સલાતુ વસ્સલામ કાલ યા બિલાલુ લા તુઅઝ્ઝિન હત્તા યતલુઅલ ફજરૂ કાલ ફીલ ઇમામિ રિજાલુન ઈસ્નાદુહુ સિકાતુન. અર્થાત :–હઝરત ઇમામ અબુહનીફહ અને ઇમામ મુહમ્મદ (રહ.)ના નઝદીક સુબ્હે સાદિકથી પહેલાં અઝાન કહેવામાં ન આવે કે સુનને બયહકીમાં રિવાયત છે કે આંહઝરત (સલ.)એ ફર્માવ્યું કે અય બિલાલ (રદી.) જ્યાં સુધી સુબ્હે સાદિક નહીં થાય ફજરની અઝાન ન કહો. હદીસના રાવી મુઅતબર છે (ભાગ-૧ પાનું-૨૬૨-૨૬૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રોઝા નહીં રાખવાના કારણો.

**(૭૦૫) સવાલ** :-રમઝાન શરીફના રોઝા કયા કયા કારણે નહીં રાખી શકાય તે જણાવશો.

**જવાબ** :-પાંચ ઉઝર છે. જેના લીધે રોઝા નહીં રાખવાની ઈજાઝત છે.

(૧) માંદગી જેના લીધે રોઝા રાખવાની શકિત ન હોય અથવા રોઝો રાખવાથી માંદગી વધી જવાનો ભય હોય. (ઉઝર દુર થવા પછી કઝા લાઝિમ છે)

(૨) હમલવાળી અથવા બાળકને દુધ પીવડાવનાર બાઇ જેને રોઝો રાખવાથી પોતાની ઝાતને યા બાળકને નુકસાન પહોંચવાનો ભય હોય (ઉઝર દુર થયા પછી કઝા લાઝિમ છે)

(૩) શરઇ મુસાફિર (મુકીમ થવા પછી કઝા જરૂરી છે.)

(૪) એવો ઝઇફ (ડોસા-ડોસી) જે રોઝો રાખી શકતો જ નથી પણ એના માટે જરૂરી છે કે દરેક રોઝાના બદલામાં બંગાલી તોલથી પોણા બશેર ઘઉં અથવા તેની કીમત ગરીબ મિસ્કીનને આપે. પરંતુ જો ખુદાની કુદરતે રોઝા રાખવાની તાકાત આપી તો રોઝાની કઝા જરૂરી છે.

(૫) હૈઝ અને નિફાસવાળી ઔરતોને રોઝા રાખવા દુરૂસ્ત નથી. રાખશે તો અદા થશે નહીં અને ગુનેહગાર થશે. પાક થવા પછી રોઝાની કઝા લાઝિમ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રોઝદાર ઔરત કયારે ખાણું ચાવી અને ચાખી શકે ?

**(૭૦૬) સવાલ** :-બાળક નાનું છે રોટલી દાંતથી ચાવીને આપવામાં આવે તો ખાઈ શકે છે. વગર ચવાયેલી રોટલી ખાઇ શકતું નથી આવા સંજોગોમાં તેની માં રોઝાની હાલતમાં રોટલી ચાવી બાળકને આપે તો રોઝો મકરૂહ થશે કે નહીં ?

**જવાબ** :-જયારે બાળક ચાવ્યા વગરનો લુકમો કોળિયો ખાઈ શકતું ન હોય અને તેના માટે કોઈ નરમ ખોરાક ન હોય તો કોળિયો ચાવવો મકરૂહ નથી હા, જરૂરત વગર કોળિયો ચાવવો મકરૂહ છે. એવી જ રીતે ધણી અથવા શેઠ-શેઠાણી જલ્લાદ હોય ખાણામાં મીઠું, મસાલો વધતો ઓછો પડવાથી

ગુસ્સે થતાં હોય, ગાળો આપતાં હોય તો ઝબાનથી ચાખી લેવાથી રોઝામાં ખરાબી આવશે નહીં.

'માલાબુદ્દ મિન્હો'માં છે :-ચશીદને ચીઝે યા ખાઈદન બેજરૂરત દર રોઝહ મકરૂહ અસ્ત વતઆમ બરાએ તિફ્લ ખાઈદન દર સુરતે ઝરૂરત જાઈઝ બાશદ (પાનું-૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## માત્ર તકવીમના હિસાબે ઇફ્તાર કરવું.

**(૭૦૭) સવાલ** :-હમારે ત્યાં મસ્જીદની ઘડીયાળમાં રેડિયો ટાઇમ રહે છે. રેડિયો ટાઈમ અને તકવીમના ટાઈમમાં લગભગ પાંચથી સાત મિનિટનો ફર્ક હોય છે. દાખલા તરીકે ગુરૂબનો ટાઈમ તકવીમમાં ૬-૧૫ બતાવેલો હોય અને રેડીયો ટાઇમ ઘડિયાળ હોય તો ૬-૧૦ અથવા ૬-૮ ના ગુરૂબ થઈ જાય છે તો ઇફ્તારીમાં કાંઈ વાંધો છે. ખુલાસા સહીત જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ** :-મગરિબની અઝાન તથા નમાઝ અને ઈફ્તારીનો દારોમદાર ગુરૂબે આફ્તાબ ઉપર છે. તકવીમ કે ઘડિયાળના ટાઈમ ઉપર નથી. તકવીમ અને ઘડિયાળ ગુરૂબના તાબેઅ છે. અને ગલત પણ હોય શકે છે. માટે તેનાથી એક હદ લગી મદદ લઇ શકાય છે. ગુરૂબ જોવા અથવા ઝાહિરી કરાઇનથી ગુરૂબ હોવાની ખાત્રી કરવા વગર માત્ર તકવીમ અને ઘડિયાળોના આધારે જ અઝાન આપી દેવી અને નમાઝ પઢી લેવી, રોઝો ખોલી નાખવો દુરૂસ્ત નથી.

નોટ :-દિલ્હીની જામેઅ મસ્જીદનો ઈફ્તારનો નિઝામે અમલ કાબિલે તકલીદ હોવાના લીધે નીચે નકલ કરવામાં આવ્યો છે.

'જામેઅ મસ્જીદ કે બાલાઇ હિસ્સે પર એક સાહબ ગુરૂબે આફ્તાબ દેખનેકે લિયે મુતઅય્યન રેહતે હેં અગર ગુરૂબ નઝર આ જાએ તો વો ઉપર હી સે મુત્તલેઅ કર દેતે હેં. ઉસકે બાદ ફૌરન જનાબ ઇમામ સાહબ સુર્ખ ઝન્ડીસે ઇશારહ ફર્માતે હંય ઔર ફૌરન હી ઇફ્તારકે લિયે મીનાર રોશન હો જાતે હેં ઔર દો ગોલે દાગ દીયે જાતે હેં. લેકીન મતલઅ અબર આલુદ હોનેકી વજહસે અગર ગુરૂબે આફ્તાબ નઝર ન આયે. તો ફીર ચંદ મિનિટકી તાખીર કી જાતી હે. (જમઇય્યત ટાઇમ્ઝ દિલ્હી-૩ રમઝાન-૮૯)

## દાંતનું લોહી રોઝાને તોડનાર છે કે નહીં ?

**(૭૦૮) સવાલ** :-રોઝાની હાલતમાં દાંતથી ખૂન નિકળી ગળામાં ચાલ્યું ગયું તો રોઝાનું શું ? કઝા અને કફ્ફારો છે કે નહીં ?

જવાબ :- ખુન થોડી મિકદારમાં હોય, થુક વધુ હોય તો રોઝો ફાસિદ નહીં થાય. હાં, અગર ખુનનો સ્વાદ હલકમાં મહસુસ થાય તો રોઝો તુટી જશે. એવી જ રીતે ખૂન થુકથી વધુ યા બરાબર હશે તો પણ રોઝો ફાસિદ થઇ જશે. ફકત કઝા વાજીબ છે. (ફતાવા આલમગીરી ભાગ-૨ પાનું-૧૩૧) (દુરેં મુખતાર શામી સાથે ભાગ-૨ પાનું-૧૩૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રોઝાની હાલતમાં દાંત કઢાવવાથી રોઝો રહેશે કે કેમ ?

(૭૦૯) સવાલ :-રમઝાનમાં દાંત કઢાવ્યો અને લોહી જારી રહયું રોઝાની હાલતમાં ગળામાં પણ ચાલ્યું ગયું તો રોઝો ફાસિદ થશે કે નહીં ?

જવાબ :-લોહી પેટમાં ચાલ્યું ગયું તો રોઝાની કઝા લાઝિમ છે. (શામી ભાગ-૨ પાનું-૧૩૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## પાએરયાની બીમારીથી રોઝો તુટશે કે કેમ ?

(૭૧૦) સવાલ :-પાએરયાને લઇ મસોળો પર પીપ આવે છે. એને થુકની સાથે ગળી જાય છે. એનાથી રોઝો તુટશે કે નહીં ? સવાલનો હેતુ એ છે કે જે વસ્તુ મોમાં જ પૈદા થઇ રહી છે. તેના અજઝા ઈરાદાપુર્વક કે વિના ઈરાદે થુકની સાથે હલકમાં ચાલ્યા જાય. અને બીજી તે વસ્તુ જે બહારથી મોમાં મૂકી અને પછી સુઈ ગયો. સુવામાં તેના અજઝા થુકની સાથે ગળામાં ચાલ્યા જાય જેમકે પાન મોમાં રહી ગયું સવારે આંખ ખુલી આ બન્નેવમાં ફર્ક છે કે નહીં ? ચોખવટની જરૂરત છે ?

જવાબ :-પાએરયાની પીપને પાનના થુક પર કયાસ કરવું અને રોઝાને તોડનાર ઠેરવવું સહીહ નથી. પાન બહારથી મોમાં રાખવામાં આવે છે. અને એની પીક (પાનનું પાણી) થુક પર ગાલિબ હોય છે. બખિલાફ પાએરયાની પીપથી કે પાએરયા એક મુસ્તકિલ બીમારી છે. પીપ મોમાં જ પેદા થાય છે. એનાથી બચવું અશકય છે. પીપની મિકદાર પણ ઓછી અને થુકથી મગલૂબ હોય છે. જેના કારણે રોઝાને તોડનાર ન હોવું જોઇએ. (ફતાવા આલમગીરી ભાગ-૨ પાનું-૧૩૧) (શામી ભાગ-૨ પાનું-૧૩૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ એઅતિકાફ

### એઅતિકાફ કરનાર હજામત માટે નિકળી શકે ?

**(૭૧૧) સવાલ** :–મુઅતકિફ માથું મુંડાવવા અથવા ગુસ્લે મુસ્તહબ માટે મસ્જિદથી નીકળી શકે કે નહીં ?

**જવાબ** :–મુઅતકિફને માથું મુંડાવવા અથવા ગુસ્લે મુસ્તહબ માટે નીકળવાની ઇજાઝત નથી. માથું મુંડાવવાની જરૂરત હોય તો એ'તેકાફની જગ્યામાં ચાદર વિગેરે બિછાવી મુંડાવી શકે છે. પણ એનો ખ્યાલ રાખવો જરૂરી છે કે બાલ વિગેરે મસ્જિદમાં પડે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### એઅતિકાફ કયાં કરી શકાય છે ?

**(૭૧૨) સવાલ** :–મસ્જીદ સિવાય બીજી કોઇ જગ્યાએ એઅતિકાફ કરી શકાય કે નહીં ?

**જવાબ** :–મર્દો માટે એઅતિકાફ માત્ર તે મસ્જીદમાં દુરૂસ્ત છે. જ્યાં પાંચેવ ટાઈમ જમાઅત સાથે નમાઝ થતી હોય, અને ઔરતો માટે ઘરમાં જે જગ્યા તેની નમાઝ પઢવાની મુકર્રર હોય તે જગ્યાએ એઅતિકાફ દુરૂસ્ત છે. જગ્યા મુકર્રર ન હોય તો મુકર્રર કરી લે પછી ત્યાં એઅતિકાફ કરે. ફકત ખુદા-પાક વધુ જાણનાર છે.

### એઅતિકાફમાં દવાઈએ વતીનો હુકમ

**(૭૧૩) સવાલ** :–એઅતિકાફમાં ઔરત મળવા આવી અને તેને પ્યાર કર્યો. બોસો આપ્યો તો એનાથી એઅતિકાફમાં વાંધો આવશે ?

**જવાબ** :–એઅતિકાફમાં મુઅતકિફ માટે દવાઇએ વતી એટલે વળગવું, બોસો આપવું પણ જાઇઝ નથી. પરંતુ એનાથી એઅતિકાફ ફાસિદ થશે નહીં. હા, ઇન્ઝાલ થઈ જશે તો એઅતિકાફ ફાસિદ થઇ જશે. 'માલા બુદ્દ મિન્હુ'માં

છે :-મુઅતકિફ રા વતી વ હવાઈએ વતી હરામસ્ત વ અઝ વતી અગરચે બશબ બાશદ યા બફરામોશી બાશદ, એઅતિકાફ ફાસિદ શવદ, વ અઝ મસ વ કુબ્લહ અગર ઈન્ઝાલ કુનદ એઅતિકાફ ફાસિદ શવદ, વ ઇલ્લા નહ (પાનું-૧૦૩-૧૦૪) 'વબિહૂવાઇ ઇન અન્ઝલ વઇલ્લા ફલા' (મજાલિસુલ અબરાર મજલિસ ૩૧ પાનું ૨૦૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## એઅતિકાફમાં ઔરત સાથે વાતચીત કરી શકાય ?

(૭૧૪) સવાલ :-એક માણસ એઅતિકાફમાં બેઠેલો છે તો એ માણસ પોતાની ઔરત સાથે જરૂરી વાતો કરી શકે કે નહીં ? દાખલા તરીકે ખાવાની અથવા કોઈ બીજી વસ્તુ બાબત, બીજું કે પોતાની ઔરત સાથે મુહબ્બત અને પ્યારની વાતો કરે અથવા પેશાબની હાજત માટે બહાર ગયો અને ઈરાદો બદલાય ગયો અને ત્યાર પછી પોતાની અવરત પાસે જઇ સોહબત કીધી તો એઅતિકાફ ફાસિદ થશે કે નહીં ? તે ઉપરાંત અમારા ગામના લોકો કહે છે કે કોઇ પણ ઔરતનું મોઢું જોવાથી એઅતિકાફ તુટી જશે.તો આ તમામ હકીકતોનો જવાબ ખુલાસાવાર આપી આભારી કરશો.

જવાબ :-મુઅતકિફ અવરત સાથે જરૂરી અને ખાસ કામકાજની વાતો કરી શકે છે. હા, પ્યાર, મુહબ્બત કરવું, ગળે લાગવું, વળગવું, ચૂમવું મકરૂહ છે. અને સોહબત કરશે તો એઅતિકાફ ફાસિદ થઈ જશે. ગૈર મહરમ અવરતને જોવાથી એઅતિકાફમાં ખરાબી આવતી નથી. હા, શહવત અને બુરી નઝરે જોગે તો એઅતિકાફ મકરૂહ થશે. અને ગુનેહગાર બનશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## એઅતિકાફમાં લોકો સાથે વાતચીત અને મુલાકાત

(૭૧૫) સવાલ :-એઅતિકાફમાં બેસેલો માણસ કયા કારણોસર મસ્જિદથી બહાર જઇ શકે છે ? દાખલા તરીકે મસ્જિદની બહાર એટલે કે મસ્જિદની સહેનમાં કોઈ રિશ્તેદાર મળવા માટે આવે તો શું તેને મળવા જઇ શકે છે ? થોડી થોડીવારમાં થુક આવે તો શું જમાઅતખાનું છોડી થુકવા જમાઅતખાનાની બહાર નીકળી શકે છે ? નફલી ઇબાદત અદા કરવા માટે વુઝુ કરવા બહાર જઇ શકે છે ? પાણીનું માટલું જમાઅતખાનાની બહાર છે તો શું પાણી પીવા માટે બહાર જઈ શકે છે કે એના માટે જમાઅતખાનામાં પાણી મુકવું જોઇએ.

જવાબ :-મુઅતાકફ મસ્જિદે શરઈથી હાજતે શરઈ (જેમકે જુમ્અહની નમાઝ) અને હાજતે તબઈ (પેશાબ પાખાના વિગેરે) માટે નીકળી શકે છે. સગા-વહાલાને મળવું ન તો હાજતે શરઈ છે. ન તો હાજતે તબઈ, માટે રિશ્તેદારોને મળવા માટે મસ્જિદે શરઈથી નીકળવું દુરૂસ્ત નથી. અગર નીકળશે તો એઅતિ-કાફ તુટી જશે. તેમજ થુકવા માટે બહાર નીકળે નહીં. હા, વુઝુની જરૂરત હોય તો નીકળી શકે છે. પાણીનો કુઝો વગેરે સાથે રાખે. પાણી ન હોય અને કોઇ લાવનાર પણ ન હોય તો લાચારીએ પીવાનું પાણી લેવા નીકળી શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## છેલ્લા અશરાના એઅતિકાફમાં રોઝાનો હુકમ

(૭૧૬) સવાલ :-છેલ્લા અશરહના એઅતિકાફનો ઈરાદો છે. પરંતુ રોઝા રાખવાની તાકાત નથી તો રોઝા રાખવા સિવાય એઅતિકાફ સહીહ છે કે નહીં ?

જવાબ :-મસ્નૂન એઅતિકાફના માટે રોઝો શર્ત છે એટલા માટે રોઝા વગર એઅતિકાફ નફલી છે. મસ્નુન નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## એઅતિકાફમાં જુમ્અહનું ગુસલ

(૭૧૭) સવાલ :-રમઝાનના છેલ્લા અશરહ (દસ દિવસ)ના એઅતિકાફમાં જુમ્અહના સુન્નત ગુસલ માટે નિકળી શકાય કે નહીં ?

જવાબ :-ફર્ઝ ગુસલ સિવાય જુમ્અહ વિગેરેના ગુસલ માટે નિકળી શકાય નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઔરત ઘરમાં મસ્નૂન એઅતિકાફ કરે કે નહીં ?

(૭૧૮) સવાલ :-ઔરત ઘરમાં મસ્નુન એઅતિકાફ કરી શકે કે નહીં ?

જવાબ :-ઔરત પોતાના મકાનમાં જ્યાં પાંચેવ નમાઝો અદા કરતી હોય ત્યાં એઅતિકાફ કરે. ઘરમાં નમાઝ પઢવાની જગ્યા મુકર્રર ન હોય તો એઅતિકાફ જાઈઝ નથી. હાં, એઅતિકાફના સમયે નમાઝ પઢવાની જગ્યા મુકર્રર કરી લે તો ત્યાં એઅતિકાફ કરી શકે છે. નહીં તો એઅતિકાફ કરી શકતી નથી. (શામી ભાગ-૨ પાનું-૧૭૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુઝ્ઝકાત વસદકતુલ ફિત્ર

## શીરેઝ પર ઝકાત છે કે નહીં ?

(૭૧૯) સવાલ :-શીરેઝ પર ઝકાત છે કે નહીં ? અગર છે તો મુળ પુંજી ઉપર કે નફા ડીવીડન્ડ પર ? ખુલાસો કરશો.

જવાબ :-શીરેઝ પર ઝકાત છે. શીરેઝ પર જે કુંપની વેપાર કરે છે જેમકે રેશમ અને કપડાના કારખાનાં, લોઢું અને સામાન બનાવી વેપાર કરનાર કારખાનાં અને વિજળી કુંપની વિગેરે તો મુળ પુંજી અને એના નફા બન્નેવ પર ઝકાત વાજીબ છે. અને જે કુંપની વેપાર નથી કરતી. ફકત ભાડુ વસુલ કરે છે. જેમકે રેલ્વે કુંપની વિગેરે તો ઝકાત ફકત નફા પર વાજીબ છે. અસ્લી રકમ પર ઝકાત ફર્ઝ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કર્ઝના નામે ઝકાત આપવી.

(૭૨૦) સવાલ :-એક માણસ કે જે ઝકાત લેવાનો હકદાર છે. તેને કોઈ ચોક્કસ મસ્લિહતના કારણે ઝકાત આપનારે કર્ઝ (ઉધાર)ની રકમ કહી ઝકાત આપી. નિય્યત ઝકાતની છે. રકમ પાછી લેવાની નથી, તો ઝકાત અદા થશે કે નહીં ?

જવાબ :-પુછેલી સુરતમાં જ્યારે નિય્યત ઝકાતની છે. રકમ પાછી લેવાની નિય્યત નથી તો ઝકાત અદા થઈ જશે.

'ફતાવા આલમગીરી'માં છે :-વમન અઅતા મિસ્કીનન દરાહીમ વસમ્માહા હિબતન અવ કર્ઝન વનવઝ ઝકાત ફઈન્નહા તુજઝીહી વહુવલ અસહહુ

અર્થાત :-અને જેણે મિસ્કીનને બખશિશ અથવા કર્ઝના નામે દિરહમો આપ્યા અને નિય્યત ઝકાતની કરી તો સહીહ એ છે કે ઝકાત અદા થઇ જશે. (ભાગ-૧ પાનું-૧૭૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કઈ વસ્તુમાં ઝકાત છે અને કઈ વસ્તુઓમાં નથી ?

(૭૨૧) સવાલ :-નીચે દર્શાવેલી વસ્તુઓમાં કઈ કઈ વસ્તુઓમાં ઝકાત લાગુ પડે છે.

(૧) ટેબલ, કુરસી, કબાટ, ઘર તથા દુકાનનું ફર્નીચર.
(૨) ઝરી કારચોબ ભરેલા ઓરતોના કપડાં.
(૩) દરરોજના વપરાશના કપડાં.
(૪) ઠંડીની સીઝનના ગરમ કપડાં.
(૫) બિલ્ડીંગ, રહેવાનું ઘર અને ભાડે આપેલું ઘર.
(૬) કાચના ગલાસો વિગેરે જે મકાનમાં શો કેશમાં શોભા તરીકે સજાવવામાં આવે છે.
(૭) તે મશીનો જેમાં કપડાં વણવામાં આવે છે. અને તેની સાથેની બીજી મશીનરી વિગેરે.
(૮) મોટર કાર (દરરોજ વપરાશમાં આવનાર.)
(૯) ઘડિયાળો
(૧૦) રેડિયો.
(૧૧) ઈલેકટ્રીક પંખા.
(૧૨) કપડાં સિવવાનું મશીન.

જવાબ :-(૧) એમાં ઝકાત નથી.

(૨) એમાં જણાવેલી જરી, કારચોબના કપડામાં નિસાબ જેટલું સોનું અથવા ચાંદી હોય અથવા બીજા સોના-ચાંદી સાથે મળી નિસાબ જેટલું સોનું અથવા ચાંદી થાય તો ઝકાત વાજીબ થશે.

નંબર ત્રણથી લઇ નંબર બાર (૧૨) સુધીની કોઇ વસ્તુમાં ઝકાત નથી. સોના-ચાંદી અને સોના ચાંદીની બનેલી વસ્તુઓમાં અને વેપાર માટેની વસ્તુઓમાં ઝકાત છે. એ સિવાયની બીજી કોઇ વસ્તુમાં ઝકાત નથી મશીનરીમાં જે વેપાર માટે ન હોય તેમાં ઝકાત નથી. તેની આવકમાં ઝકાત છે. જ્યારે કે મૂળભુત જરૂરતોથી બચી જઈ નિસબના બરાબર થઇ જાય અને વર્ષ પુરૂં થઇ જાય. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઝકાતની રકમ ગરીબને બતોરે કર્ઝ આપવી.

(૭૨૨) સવાલ :-હમારા ત્યાં એક સોસાયટી (ખુદાઇ ખિદમતગાર) નામની છે. જેના નામથી નવજુવાનોએ વસ્તીના લોકોથી ચંદો કરી કાફી રકમ જમા કીધી છે ચંદાની અકસર રકમ ઝકાતની છે. હવે એનાથી ગરીબ લોકોને બતોરે કર્ઝ અપાય છે કે એ લોકો એનાથી વેપાર કરે. નફો થવા પર અસલ

રકમ સુદ વગર પાછી આપી દે છે. તો ગરીબને આ રકમ આપવું શરઈ દ્રષ્ટિએ કેવું છે ? અગર એમનાથી પાછી નથી લઈ શકતા તો પાછી લેવાની કોઈ જાઇઝ સુરત હોય તો બતાવશો,

જવાબ :-ઝકાતની રકમ ઝકાતના મસરફમાં ખર્ચ કરવામાં આવે. કોઇ ગરીબને કર્જના તોર પર આપવાની ઈજાઝત નથી. અગર ઝકાત દેનાર તરફથી ઈજાઝત હોય તો પણ જાઇઝ નથી. જ્યાં સુધી તેના મસરફમાં તમલિકન ન આપવામાં આવે એટલે જ્યાં સુધી તે જરૂરતમંદ ગરીબને જેને ઝકાતની રકમ દેવામાં આવશે તે રકમનો માલિક ન બનાવી દેવાય ઝકાત અદા ન થશે. જેથી ઝકાતના હકદારને કર્જના તોર પર નહીં. એમ જ આપી દેવામાં આવે ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઝકાતનો નિસાબ કેટલા રૂપિયા છે ?

(૭૨૩) સવાલ :-સોનું અને ચાંદીનો મુકર્રર કરેલો નિસાબ કોઈ માણસ પાસે મોજુદ ન હોય તો ચાલુ ઝમાનાના કેટલાક રૂપિયા શેકડા હોવાથી ઝકાત ફર્ઝ થશે ? સાડા સાત તોલા સોનાના વઝનની ઝકાત મૌજુદહ ગ્રામના હિસાબે કેટલા ગ્રામ કાઢવી જોઈએ ?

જવાબ :-જેટલા રૂપિયામાં સાડા બાવન તોલા ચાંદી ખરીદી શકાય એટલા રૂપિયાના માલિકને સાહિબે નિસાબ કહેવામાં આવશે.

સાડા બાવન તોલાની ઝકાત ચાલીસમો ભાગ કાઢવી પડશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખેડવાની ઝમીન અને ઘર નિસાબમાં ગણાશે ?

(૭૨૪) સવાલ :-સદકએ ફિત્ર માટે નિસાબ કેટલો જોઇએ ? ખેડવાની ઝમીન અને ઘર નિસાબમાં ગણાશે ?

જવાબ :-કર્ઝ બાદ કરતાં રહેવાના ઘર અને ગુજરાન માટેની ઝમીન સિવાય અન્ય ઝમીન કે ઘરનો માલિક હોય અથવા 'હાજતે અસલિય્યહ' (મુળ-ભુત જરૂરિયાતો) સિવાય અરસામાન હોય જેની કીમત નિસાબ (સાડા બાવન તોલા ચાંદી) જેટલી હોય તો સદકએ ફિત્ર વાજિબ થઈ જશે. રહેવાનું ઘર અને ઝમીન ગુજરાન જેટલી નિસાબમાં ગણાશે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઘર અને ઝમીનનો માલિક ફિત્રો લઇ શકે ?

(૭૨૫) સવાલ :-એક માણસ પાસે રહેવાનું ઘર તથા ખેડવાની ઝમીન એટલી છે કે જેની આવકમાંથી તેનું ગુજરાન ચાલી શકતું નથી. જેથી ઈદુલ ફિત્રના દિવસે તંગી રહે છે. તો એવો માણસ ફિત્રો લઈ શકે કે નહીં.

જવાબ :-હાં, લઇ શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફિત્રામાં કંટ્રોલની કીમત મુઅતબર નથી,

(૭૨૬) સવાલ -ફિત્રામાં કયા ઘઉં આપવા ? કંટ્રોલના કે દેશી બઝારના ? પૈસા આપવા હોય તો કંટ્રોલના હિસાબે ઘઉંની કીમત આપે કે બઝારના હિસાબે ?

જવાબ :-જે ઘઉં ખાય છે તે ઘઉં આપે. પૈસા આપે તો બઝારના હિસાબે આપે. કંટ્રોલની કીમતનો એઅતેબાર નથી. હાં, જે કંટ્રોલ સિવાયના ઘઉં ખાતા નથી તે એવા માણુસને કીમત આપે કે જેને કંટ્રોલથી ઘંઉ મળે છે તો તેના હકમાં કંટ્રોલની કીમત મુઅતબર હોય શકે છે.

સારાંશ કે એટલા પૈસા ગરીબને આપે કે ફિત્રો આપનાર જેવા ઘઉં ખાય છે તેવા ઘઉં ગરીબ ખરીદવા માંગે તો આસાનીથી ખરીદી શકે માટે જેની પાસે રેશનીંગ કાર્ડ ન હોય તેને બઝારના હિસાબે કીંમત આપવામાં આવે. એવા સંજોગોમાં બેહતર એ છે કે ઘઉં આપી દે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## પરદેશના માણુસો તરફથી ફિત્રામાં કયાંના હિસાબે કીમત આપે

(૭૨૭) સવાલ :-પરદેશમાં વસતા ઘણા કુટુંબો પોતાના ફિત્રાની અદાયગી માટે પોતાના દેશમાં સગા-સંબંધીઓ ઉપર લખી આપે છે કે અમારા તરફથી આટલો ફિત્રો આપી દેશો એની અદાયગી માટે એહતિયાત રૂપે ચાર શેર ઘઉં અથવા એની કીમત આપવામાં આવે છે હવે સવાલ એ છે કે પરદેશવાસીઓના ફિત્રાની કીમત આપણા દેશમાં અદા કરવા માટે પરદેશના અનાજની કીંમત પ્રમાણે આપવી પડશે કે આપણા દેશની અનાજની કીમત આપવી પડશે ?

જવાબ :-આફ્રિકાવાસીઓ તરફથી ફિત્રામાં ઉંચી જાતના ઘઉં બંગાલી તોલથી પોણા બશેર આપવામાં આવે અથવા આફ્રિકાના હિસાબે તેટલા ઘઉંની કીંમત આપે. જો અહીંયાના ઘઉંની કીંમત વધારે થતી હોય તો અહીંયાના હિસાબે આપે. બેહતર એ છે કે ઘઉં આપે અને કીંમત આપે તો તે કીમત આપે જેમાં સદકો લેવાવાળા ગરીબોનો ફાયદો હોય. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફિત્રાનો હકદાર

(૭૨૮) સવાલ :-સદકએ ફિત્ર લેનાર માણસ પાસે રહેવાનું ઘર અને ખેડવાની ઝમીન કેટલા હોય તો ફિત્રો લેવાને હકદાર બને છે ?

જવાબ :-કર્ઝ (ઉધાર-ઉછીનું) બાદ કરતાં રહેવાનું ઘર અને ગુજરાન માટેની ઝમીન તથા મુળભુત જરૂરિયાતો સિવાય બાકીનો સરસામાન અને સાધન સંપતિ નિસાબ જેટલી ન હોય તો તે ઝકાત, ફિત્રો લઈ શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફિત્રો વાજિબ થવા માટે રોઝદાર હોવું જરૂરી નથી ?

(૭૨૯) સવાલ :-સદકએ ફિત્ર કોના ઉપર વાજીબ થાય છે ? જેણે રોઝા નહીં રાખ્યા હોય તેના ઉપર પણ સદકએ ફિત્ર વાજીબ છે ?

જવાબ :-કર્ઝ (ઉધાર-ઉછીનું) બાદ જતાં જેની પાસે સાડા બાવન તોલા ચાંદી અથવા સાડા સાત તોલા સોનું અથવા નિસાબ જેટલી કીંમતનો સરસામાન મુળભુત જરૂરિયાતો કરતાં વધારે હોય ભલેને તે વેપારનો ન હોય અને તેણે રોઝા ન રાખ્યા હોય છતાં તેના ઉપર સદકએ ફિત્ર વાજિબ છે ન આપ્યો હોય તો હવે આપે. તે જ્યાં સુધી આપશે નહીં ત્યાં સુધી તે તેના ઉપરથી ઉતરશે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફિત્રાનો હીલો કરવા વિષે.

(૭૩૦) સવાલ :-અમારા ગામના માણસો એમ કહે છે કે ફિત્રો બધાં ઉપર વાજિબ છે. આપવાની હસ્તી હોય કે ન હોય. તો શું એ બરાબર છે ? તદૂઉપરાંત એમ કહે છે કે શકિત ન હોય તો મર્દ પોતાની ઔરતને આપે. પછી ઔરત પોતાના મર્દને આપે તો આ બાબતો કરવાથી (હીલો કરવાથી) ફિત્રો અદા થઈ જશે કે નહીં ? ખુલાસાથી જવાબ આપશો.

જવાબ :-ફિત્રો હૈસિયતવાળા ઉપર વાજીબ છે બિન હૈસિયતવાળા ઉપર વાજીબ નથી માટે હીલો કરવાની જરૂર નથી જેના ઉપર ફિત્રો વાજીબ નથી. તેઓ દિલ સમજાવવા માટે મઝકુર રીતે હીલો કરી શકે છે. પોતાનો ફિત્ર પોતાની ઔલાદને પૌત્ર, પૌત્રી નવાસા, નવાસીને (છેલ્લે સુધી) આપવું દુરૂસ્ત નથી. તેમજ પોતાના માં-બાપને, દાદા-દાદી, નાના-નાનીને (છેલ્લે સુધી) આપવું જાઈઝ નથી. અને ઔરત ધણીને અને ધણી ઔરતને ફિત્રો આપી શકે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ હજ્જ

## હજ્જે મબરૂર અને તેની અલામત

(૭૩૧) સવાલ :-હજ્જે મબરૂર એટલે કેવી હજ્જ ? અને તેની અલામત શું છે ?

જવાબ :-હજ્જે મબરૂર એટલે મકબુલ હજ્જ, અને હજ્જે મકબુલ તે છે કે ગુનાહોથી સાચી તોબા કરે અને પુરા અરકાનો, ફરાઈઝ, વાજીબાત, સુન્નત અને મુસ્તહબ્બાત સાથે અદા કરે. એહરામની હાલતમાં મમનુઆતથી દુર રહે. રિયા, નમુદ, દેખાવ (શોહરત) અને હરામ માલથી બચે. બધો ખર્ચ ખાવા, પીવા, પહેરવા અને બીજો ખર્ચ હલાલ માલથી હોય અને હજ પછીની દીની ઝિંદગી (હાલત) બેહતર હોય તો સમજી લો હજ્જે મકબુલ અને મબરૂર નસીબ થઈ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હાજી કુર્બાની પછી પોતાના વાળ કપાવતા પહેલાં બીજાના વાળ કાપી શકે છે ?

(૭૩૨) સવાલ :-હાજી મુતમત્તિઅ કુર્બાની કરવા પછી પોતાના વાળ કપાવતા પહેલાં બીજા કોઇ મોહરિમના વાળ કાપી શકે છે કે નહીં ?

જવાબ :-હાં, હાજી મુતમત્તિઅ કુર્બાની કરી લીધા પછી પોતાના વાળ પણ કાપી શકે છે. અને પોતાના વાળ કપાવતા પહેલાં બીજા મોહરિમના વાળ પણ કાપી શકે છે. વાંધો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## માંદગીમાં કરેલો હજ્જનો કૌલો કરાર.

(૭૩૩) સવાલ :-એક માણસે માંદગીના ઝમાનામાં કહ્યું કે જો હું આ બીમારીથી સારો થઇ જાઉં તો હું ખુદા માટે હજ કરવા જરૂર જઈશ. હવે તેને ખુદાપાકે શિફા આપી છે અને હજ્જ કરવા ગયો છે. તો એની આ હજ ફર્ઝ અદા થએલી ગણાશે કે બીજી કોઈ નફિલ, નઝર વિગેરે હજ ગણાશે ?

જવાબ :-પુછેલી સુરતમાં જો એણે પહેલાં પોતાની ફર્ઝ હજ્જ અદા કરી ન હોય અને આ હજ્જ નફિલ હજની નિય્યતે કરી ન હશે તો ફર્ઝ હજ અદા થએલી ગણાશે. 'ફતાવા અસઅદિય્યહ'માં છે :-વલવ કાલ ઇન બકિઅતુ મિન મરઝિ હાઝા ફલિલ્લાહે અલય્ય અન અહુજ્જ ફબરિઅ ફહજ્જ અજઝાહુ અન હજ્જતિલ ઇસ્લામે લિઅન્નલ ગાલિબ મિન ઉમુરિન્નાસિ અન્નહુમ યુરીદુન બિહાઝલ કલામિ હજ્જતલ ઇસ્લામ, (ભાગ-૧ પાનું-૨૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હાજી માટે નફિલ હજ અફઝલ છે કે હજ્જે બદલ ?

(૭૩૩) સવાલ :-જેણે પોતાની ફર્ઝ હજ કરી છે તેના માટે પોતાની નફિલ હજ કરવી બેહતર છે કે કોઇની હજ્જે બદલ માટે જવું ઉત્તમ છે ?

જવાબ :-પોતાની નફિલ હજ કરવાના બદલે કોઈની હજ્જે બદલમાં જવું બેહતર છે.

હદીસમાં છે કે 'જેણે મય્યત તરફથી હજ કરી તો મૈયત માટે એક હજ લખવામાં આવશે. અને હજ કરનાર માટે સાત હજ લખવામાં આવશે.

એક રિવાયતમાં છે કે જેણે પોતાના બાપ અથવા માં માટે હજ કરી તો તેના માટે દસ હજ લખવામાં આવશે (ગુન્યતુન્નાસિક પાનું-૧૮૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે

## વ્યાજ અને જુગારના પૈસાથી હજ કબુલ થતી નથી

(૭૩૫) સવાલ :-વ્યાજ અને જુગારની કમાઇના પૈસાથી હજ કરે તો તે અદા થશે કે નહીં ?

જવાબ :-હજ અને ઝિયારતની સફર એક અત્યંત મુબારક અને પવિત્ર સફર છે. હજ એક મહાન ઇબાદત અને ઈસ્લામનો મહત્વનો રૂકન (સ્થંભ) છે. હદીસમાં છે કે જે હાજી સવારી દ્વારા હજ કરે છે તેને સવારીના દરેક કદમ પર સિત્તેર નેકી મળે છે જે હાજી પગપાળા હજ કરે છે તેને સફરના દરેક કદમ પર સાતસો નેકી હરમ શરીફની મળે છે. આપ (સલ.)ને પુછવામાં આવ્યું કે હરમની નેકી કેટલી હોય છે ? ફરમાવ્યું કે એક નેકી લાખ નેકીઓના બરાબર હોય છે. (મજમઉલ ફવાઇદ)

જેથી હજ્જ અને ઝિયારત જેવી પવિત્ર ઇબાદતને શુભનિષ્ઠા અને નેક નિય્યતથી માત્ર ખુદાપાક અને તેના હબીબ (સલ.)ની પ્રસન્નતા પ્રાપ્ત કરવા

જહાલત અને શયતાની કામ છે. આપ (સલ.)ની પેશીનગોઇ (ભવિષ્યવાણી) છે કે એવો જમાનો આવશે કે લોકો જાહિલોને પોતાના મઝહબી પેશવા બનાવી લેશે અને તેમનાથી દીની મસ્અલા પુછશે અને તેઓ ઇલ્મ ન હોવા છતાં ફત્વા આપશે. પોતે ગુમરાહ થશે. અને અન્યોને પણ ગુમરાહ કરશે. (મિશકાત પાનું-૩૩)

માટે હજની કુદરત (શકિત)વાળા આવા બે ઇલ્મ અને ગુમરાહ લોકોના ગલત ફતવા ઉપર અમલ કરી હજ નહીં કરશે અને આપ (સલ.)ની ઝિયારતે બા બરકતથી મહરૂમ રહેશે તો ખુદાના નાફરમાન બનશે અને મહાન સઆદતથી મહરૂમ રહેશે અને શદીદ (ઉગ્ર) વઇદ 'ફમન માત વલમ યહુજ ફલ્યમુત ઇન શાઅ યહુદિય્યન વ ઇન શાઅ નસ્રાનિય્યન.'

અર્થાત :-કુદરત હોવા છતાં હજ કર્યા વિના મરે તો જોઇએ તો યહુદી થઈને મરે. જોઇએ તો નસરાની થઇને મરે. (મિશકાત પાનું-૨૨૨) ફકત ખુદા-પાક વધુ જાણનાર છે.

## હજનો પાસપોર્ટ મેળવવા રિશવત આપવી પડે તો ?

(૭૩૭) સવાલ :-એક માણસ ઉપર હજ ફર્ઝ છે અને તે હજની પાસ-પોર્ટ મેળવવા માટે લાંચ આપી પાસપોર્ટ મેળવી શકે કે કેમ ? કારણ કે હજ માટેની લોટરી પદ્ધતિમાં લગભગ ત્રણ વરસ વગર પાસપોર્ટ મળી શકતી નથી. જેથી જલ્દી મેળવવા લાંચ આપી શકે છે કે કેમ ? બીજું એ કે ભવિષ્યમાં એક માણસ પાસે હજ માટેનો ખર્ચ ન રહે. અગર તંદરૂસ્તી ન રહે તો શું એ માણસ શરીઅતની રૂએ ગુનેહગાર ઠરશે.

જવાબ :-ઝુલ્મ દફ્અ કરવા અથવા પોતાનો જાઇઝ હક હાસિલ કરવા માટે લાંચ (રૂશવત) આપવાની જરૂરત આવી પડે તો આપી શકાય છે. પણ બીજાનો હક માર્યો નહીં જાય એનો ખ્યાલ રાખવો જરૂરી છે. (દુર્રેમુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૧૯૮)

પાસપોર્ટ મેળવવામાં વાર લાગે અને હજની રકમ જરૂરી કામમાં ખર્ચ થઈ જાય તો ગુનેહગાર થશે નહીં. પણ તેના ઝિમ્મે હજ બાકી રહેશે. પોતે હજ નહીં કરી શકશે તો હજ્જે બદલની વસિય્યત કરવું જરૂરી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હજના સમય પહેલાં રકમ ખર્ચ થઈ જાય તો ?

(૭૩૮) સવાલ :-એક માણસ પાસે સીઝનમાં એટલે કે માર્ચ-એપ્રિલ મહીનામાં હજ ફર્ઝ થઈ શકે એટલા રૂપિયા છે. પરંતુ તે સમય હજનો હોતો નથી. જ્યારે હજનો સમય આવે છે ત્યારે જે એની પાસે અગાઉ રૂપિયા હતા તે પોતાના ઘર ખર્ચમાં વાપરયા અગર તો મકાન બનાવવા અથવા ઝમીન ખરીદવામાં વાપરયા. હવે એ માણસ પાસે હજના દિવસો એટલે હજ પાસપોર્ટ મેળવવા માટેની અરજી કરવાના દિવસોમાં પૈસા રહેતા નથી. તો હવે તેની ઉપર હજ ફર્ઝ થાય છે કે કેમ ? ઉપર મુજબની રકમ તેની પાસે એથી ત્રણ મહીના રહે છે. અને તે પણ સીઝનમાં જ.

જવાબ :-હજ માટેની કોશીશ અને દરખાસ્ત આપવાના સમય પહેલાં જ રકમ ખર્ચ થઈ ગઇ તો હજ ફર્ઝ થઈ નથી. પણ હજ માટે જવું નહીં પડે એવા ના મુબારક ખ્યાલથી ખર્ચ કરી નાંખે તો મકરૂહ અને મોટી સઆદતથી મહરૂમી છે ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## બીમારનો છોકરો હજ્જે બદલમાં જઇ શકે કે નહીં ?

(૭૩૯) સવાલ : બીમારનો છોકરો હજ્જે બદલમાં જઇ શકે કે નહીં?

જવાબ -છોકરો આકિલ-બાલિગ હોય તેમજ વાલિદ તેની ખિદમતનો મોહતાજ ન હોય તો જઈ શકે છે પરંતુ તેણે હજ કરી ન હોય તો મકરૂહ છે. અગર તેના ઉપર હજ ફર્ઝ હોય તો પોતાની હજ છોડી હજ્જે બદલમાં જવું મકરૂહે તહરીમી છે હજ ફર્ઝ ન હોય તો મકરૂહે તન્ઝીહી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઔરતની હજ્જે બદલ કોણ કરે ?

(૭૪૦) સવાલ :-ઔરત હજ્જે બદલમાં ઔરતને જ મોકલે કે કોઈ મર્દને પણ મોકલી શકે છે ?

(૨) શું હજ્જે બદલમાં હાજીને જ મોકલે કે ગૈર હાજી જેણે પોતાની હજ અદા ન કરી હોય ! કોને મોકલવું જરૂરી છે ?

(૩) મહુંમા બે હઝાર રૂપિયા મુકી ગઇ છે. અને હજનો સફર ખર્ચ રૂપિયા ત્રણ હઝાર છે. તો એને કઇ રીતે હલ કરવામાં આવે ?

(૪) આ વાત સહીહ છે કે હજ્જે બદલમાં જનાર આવતા-જતાં

રસ્તામાં ગુજરી જાય અથવા હજ કર્યા બાદ પાછો પોતાની જગ્યા પર ન આવે તો હજ કબુલ ન થઇ ?

(૫) સાંભળયું છે કે મક્કહ-મદીના વાલા પણ હજ્જે બદલ કરે છે તો શું આ પ્રમાણે હજ્જે બદલ સહીહ છે ?

જવાબ :-(૧) ઔરતની હજ્જે બદલ ઔરત કરી શકે છે. પણ મર્દ હજ્જે બદલ કરે તો અફ્ઝલ છે.

(૨) જેણે પોતાની હજ અદા ન કરી હોય તેનાથી હજ્જે બદલ કરાવવી મકરૂહ છે. જેના લઇ બેહતર એ જ છે કે હજ્જે બદલમાં એવા માણસને મોકલવામાં આવે જેણે પોતાની હજ અદા કરી લીધી હોય.

(૩) બે હજાર રૂપિયા હજ અને રોઝએ મુબારકની ઝિયારત માટે ના કાફી હોય તો ફક્ત હજ અદા કરાવી લેવામાં આવે જેથી મહુંમ ફર્ઝીય-તથી સુબુકદોશ થઇ જાય.

(૪) હજ અદા કરવા પહેલાં મરણ પામે તો હજ થઈ નહીં. પરંતુ હજ કરવા પછી ત્યાં અથવા રસ્તામાં મરણ પામે તો હજ અદા થઇ જશે.

(૫) એટલી રકમ હોય કે મક્કહ કે મદીનાથી હજ કરાવી શકાય તો ત્યાંથી કરાવવામાં આવે અથવા કોઇ વિના વસિય્યતે પોતાના તરફથી શર-અન હજ કરાવે તો જ્યાંથી ચાહે કરાવી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઓરત ધણીના ભત્રીજા સાથે હજ કરી શકતી નથી ?

(૭૪૧) સવાલ :-એક માણસ પોતાની હજ કરી ચુક્યો છે. હવે એ પોતાના તરફથી પોતાના મહુંમ કાકાની હજ્જે બદલ કરવા માંગે છે પોતાની સાથે પોતાની કાકી (મહુંમ કાકાની ધણીયાણી)ને પણ લઇ જવા ચાહે છે. તો આ કાકી પોતાના ભત્રીજા (દીયરના પુત્ર) સાથે હજ કરવા જઇ શકે ખરી ?

જવાબ :-કાકી પોતાના ધણીના આ ભત્રીજા (દિયરના પુત્ર) સાથે હજ કરવા જઇ શકતી નથી. દીયરનો પુત્ર મહરમ નથી. અને મરહમ વિના શરઇ સફર કરવાની શરીઅતની રૂએ ઇજાઝત નથી. જશે તો શરીઅતના કાનુનનો ભંગ કરવાનો ગુનોહ લાગુ પડશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગૈર હાજી હજ્જે બદલમાં જઇ શકે ?

(૭૪૨) સવાલ :-હમો ત્રણ ભાઇઓ છે. હમારી સ્થિતિ ઠીક છે. અમે ઝકાત આપીએ છીએ મોટાભાઇ હજ કરી આવ્યા છે. હવે નાનો ભાઇ હજ્જે

# બાબુ નિકાહ

## બે બહેનોને સાથે નિકાહમાં રાખવા અંગે.

(૭૪૫) સવાલ :–મારી ઓરત હંમેશાં બીમાર રહે છે. શાદીને આજે દસ વર્ષ થયાં છે. પરંતુ અવલાદ નથી. જેથી ઓરતની રઝામંદીથી તેની નાની બહેન સાથે શાદી કરવાનું નક્કી કર્યું. નિકાહની તારીખ નક્કી થતાં લોકોને ખબર પડતાં એ અંગે ચર્ચા થવા લાગી કે ઓરત નિકાહમાં હોય તો તેણીની બહેન સાથે નિકાહ થઈ શકતો નથી. જેથી લાચાર થઈ મેં મારી ઓરતને સાંજે ત્રણ તલાક આપી છુટી કરી અને રાત્રે તેણીની નાની બહેન સાથે નિકાહ પઢી લીધા. પરંતુ આથી મારી ઓરત ઘણી જ નારાઝ છે. અને મારી સાથે નિકાહ કરી રહેવા માંગે છે. તો આ અંગે મારે શું કરવું ?

જવાબ :–ઓરત નિકાહમાં હોય, અગર તલાકની ઇદ્દતમાં હોય, તો તેણીની બહેન, માસી, ફોઈ, ભત્રીજી, ભાણજી સાથે નિકાહ થઈ શકતો નથી. હરામ છે. કુર્આનમાં છે :–"વ અન તજમઉ બયનલ ઉખ્તયનિ"

અર્થાત :–અને હરામ છે બે બહેનોને ભેગી કરવી. (સુરએ નિસાઅ રૂકુઅ-૪) અને હદીસમાં છે. "મન કાન યુ'મિનુ બિલ્લાહિ વલ્યવમિલ આખિરિ ફલા યજમઅન્ન મઅહુ ફી રહમિ ઉખ્તયનિ.

અર્થાત :–જે માણસ અલ્લાહ અને આખિરતના દિવસ પર ઇમાન લાવે તે પોતાનું પાણી (મની) બે બહેનોના રહમમાં કદી ભેગું કરે નહીં. (હિદાયહ ભાગ-૨ પાનું-૨૯૮)

અને હદીસમાં છે કે દેલમી (રદી) ઈમાન લાવ્યા તો તેમના નિકાહમાં બે બહેનો હતી. આપ (સલ.) એ બન્ને બહેનોમાંથી એકને રાખવાનો અને બીજીને છુટી કરી દેવાનો હુકમ આપ્યો. (તિર્મિઝી ભાગ-૧ પાનું-૧૩૪)

જો કે તમોએ ઓરતને તો તલાક આપી દીધી છે. પરંતુ તેની ઇદ્દતમાજ

તમોએ તેની બહેન સાથે નિકાહ કર્યાં છે. તે મોઅતબર નથી, બાતિલ છે. માટે વહેલામાં વહેલી તકે તેનાથી અલગ થઇ જવું જરૂરી છે. (શર્હે વિકાયહ ભાગ ૨ પાનું-૧૩)

ઇદ્દત પુરી થયા પછી તેણીની બહેન સાથે નિકાહ થઈ શકે છે. આપે ઓરતને ત્રણ તલાક આપી છે. જેથી તે શરઈ હલાલહ વગર તમારા માટે હલાલ થઈ શકતી નથી અને હલાલહ પછી પણ તેણીની બહેન તમારા નિકા-હમાં હોય તો નિકાહ થઇ શકતો નથી.

બે બહેનોને ઓરત તરીકે સાથે રાખવાનો ગુનોહ દિન પ્રતિદિન ફેલાતો જાય છે. મુસલમાનો માટે જરૂરી છે કે એનાથી લોકોને બાઝ રાખવાની પોતાની બનતી કોશિશ કરે નહીં તો સખ્ત ગુનેહગાર થશે. અને અઝાબે ઇલાહી (કહરે ગઝબ)ના મુસ્તહિક બનશે. (ખુદાની પનાહ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

ગેર મદખુલહ છોકરી સાથે નિકાહ.

(૭૪૬) સવાલ :—એક ઓરત સાથે નિકાહ થયા પણ મેળાપ થવા પહેલાં તલાક થઈ ગઈ તો હવે તેણીની છોકરી સાથે એ માણસ નિકાહ કરી શકે છે કે નહીં?

જવાબ :- પુછેલી સુરતમાં જ્યારે ઓરત સાથે મેળાપ થવા પહેલાં જ તલાક થઈ ગઇ છે. તો તેણીની છોકરી સાથે નિકાહ દુરૂસ્ત છે. હા, તેણીની માં સાથે નિકાહ થઇ શકતા નથી (કુર્આન, સુરએ નિસાઅ) (તિર્મિઝી શરીફ ભાગ-૧ પાનું ૧૩૩, હિદાયહ ભાગ-૨ પાનું ૨૮૭-૨૮૮) ફક્ત

માસી અને ભાણેજને એકી સાથે નિકાહમાં રાખવા વિષે.

(૭૪૭) સવાલ :- અહમદ પોતાની પત્ની આઈશા સાથે ત્રણ બચ્ચાઓ સહિત રહે છે અને જીવન નિર્વાહ કરે છે એવામાં આમેના જે આઇશાની ભાણેજ થાય છે. અહમદ સાથે સિવિલ મેરેજ કરી નિકાહ કરી લે છે. તો શું માસી ભાણેજ બન્ને એકી સાથે અહમદના નિકાહમાં રહી શકે છે? અત્રે એ યાદ રહે કે આમેના, આઇશાની સાવકી બહેન (માં એક, બાપ અલગ)ની છોકરી છે. ખુલાસો કરશો.

જવાબ :- પુછેલી સુરતમાં જ્યાં સુધી આઇશા અહમદના નિકાહમાં અથવા તલાકની ઇદ્દતમાં હોય ત્યાં સુધી આઇશાની ભાણેજ આમેના સાથે અહમદના નિકાહ થઇ શકતા નથી. હરામ છે.

આપ (સલ.)નું ફરમાન છે." લા યજમઉ બયનલ મર્અતિ વ અમ્મતિહા વલા બયનલ મર્અતિ વ ખાલતિહા."

બેહદ જરૂરી છે. જેવી રીતે મર્દને ઔરતની ખ્વાહિશ હોય છે. ઔરતને પણ મર્દની ખ્વાહિશ હોય છે. બલ્કે નિસ્બતન ઘણી વધારે.

ગુન્યતુ ત્તાલિબીનમાં છે :-મર્દને જિમાઅની ખ્વાહિશ ન હોય તો પણ જિમાઅને છોડવું સારૂં નથી. કેમકે ઔરતને મર્દ પર એ વાતનો હક છે. અને જિમાઅને છોડવામાં ઔરતને નુકશાન પહોંચે છે. કેમકે ઔરતની ખ્વાહિશ મર્દની ખ્વાહિશથી વધુ હોય છે. હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સલ. એ ફરમાવ્યું કે ઔરતોને મર્દોના મુકાબલામાં ૯૯ દરજા વધુ ખ્વાહિશ હોય છે. પરંતુ ખુદાતઆલાએ એમના ઉપર શરમ અને હયાનો પરદો નાંખી દીધો છે. (જેના લઈ શહવત મગલુબ અને દબાએલી રહે છે.) અમુક લોકોનું કહેવું છે કે શહવતના ૧૦ હિસ્સા છે. ઔરતોના ૯ હિસ્સા અને એક હિસ્સો મર્દોનો, અને વિના ઉઝર ઔરતથી ચાર માસ સુધી અલગ રહેવું જાઇઝ નથી. અને અગર મર્દ સફરમાં છ માસ સુધી રહે અને ઔરત તેને બુલાવે અને મર્દ કુદરત અને તાકત હોવા છતાં ન આવે તો હાકિમને જોઇએ કે ઔરતની ખ્વાહિશ મુતાબિક બન્નેવમાં તફરીક કરાવી આપે. (ભાગ-૧ પાનું ૩૩)

એટલા માટે ફુકહા (રહ.) ફર્માવે છે કે મર્દ ઔરતની ઇજાઝત અને રજા સિવાય ચાર મહિનાથી વધુ અલગ ન રહે. (શામી ભાગ-૨ પાનુ-૫૪૭)

અમીરૂલ મુ'મિનીન હઝરત ઉમરે ફારૂક (રદી.)રાત્રે મદીનાની ગલિયોમાં ગશ્ત લગાવતા હતા કે એક મકાનથી જવાન ઔરતની અવાઝ સાંભળી તે શૌહરની જુદાઈમાં આ શેઅર પઢી રહી હતી.

ફવલ્લાહિ લવલલ્લાહુ તખશા અવાકિબુહુ લઝહઝહ મિન હાઝસ્સરીરે જવાનિબુહુ.

અર્થાત :-ખુદાની કસમ અગર મને ખુદાનો ખોફ ન હોત તો આજ ચારપાઇના પાયા હલતા હોત.

આપે કારણ પુછ્યું તો કહેવા લાગી કે કાફી મુદ્દત થઈ મારો ધણી જિહાદમાં ગયો છે. એની જુદાઈમાં આ શેઅર પઢી રહી હતી. હઝરત ઉમરે ફારૂક (રદી.) ગમગીન થયા ઘરે આવી પોતાની બેટી ઉમ્મુલ મુ'મિનીન હઝરત હફસા (રદી.)થી પુછ્યું કે ઔરત શૌહર વિના કેટલી મુદ્દત સુધી સબર કરી શકે છે? જવાબ આપ્યો કે ચાર મહિના સુધી જેથી આપે ફર્માન જારી કર્યું કે શાદી

શુદહ ફોજીને ચાર મહીના થવા પર પોતાના ઘરે જવાની ઈજાઝત આપી દેવામાં આવે. (શામી ભાગ-૨ પાનું-૫૪૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## છોકરીએ વતન નહીં છોડવાની શર્તે શાદી કરી.

(૭૪૯) સવાલ:-છોકરીએ એ શર્તે શાદી કરી કે લંડન નહીં આવે. દર બે વર્ષે ધણીએ ચાર-છ મહીના માટે આવી જવું. શર્ત મુજબ ધણી એક વખત આવ્યો. પછી ત્રણ વર્ષ થવા છતાં આવ્યો નથી. ન આવવાનું કારણ લખે છે કે આવવા-જવામાં ઘણો ખર્ચ થાય છે. ચાર-છ મહીના વતનમાં વિના નોકરીએ રહેવું પડે છે. જેને ચલાવી લેવાની મારી સ્થિતિ નથી. તો શું આવી હાલતમાં ધણીએ છોકરીની મઝકુર શર્ત કબુલ રાખવા છતાં તેને પરદેશ બોલાવી શકે ખરો ?

જવાબ :- હા, શર્ત કબુલ રાખી હોવા છતાં ઔરતને રાઝી કરી બોલાવી શકે છે. ઝબરદસ્તી કરી શકતો નથી. જવા રાઝી ન હોય તો ખર્ચ અને પત્ર-વ્યવહાર બંધ કરી તેને હૈરાન કરવી જાઇઝ નથી.

હદીસ શરીફમાં છે :- ઈઝા તઝવ્વજ રંજુલુ ઈમ્રઅતન વશર્ત લહા અલ્લા યુખ્રિજહા મિમ મિસ્રેહા ફલૈસ લહુ અંય યુખરિજહા બિગયરિ રિઝાહા..........

અર્થાત :- જયારે પુરૂષે સ્ત્રી સાથે એ શર્તે શાદી કરી હોય કે તેને વતનની બહાર નહીં લઇ જાય. તો સ્ત્રીની રાઝી ખુશી વગર ધણી તેને લઈ જઈ શકશે નહીં. (તિરમિઝી ભાગ-૧ પાનું ૧૩૪)

જો લંડન જવામાં તંદુરસ્તી, આબરૂ અને દીનદારી વિષે કંઇ ભય ન હોય તો ઔરતે જવા માટે રઝામંદી બતાવવી બેહતર છે. બલ્કે અમુક સંજોગો-માં જવું જરૂરી પણ થઇ જાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇદ્દતમાં નિકાહ કરવાથી ઔરત બંધાય જતી નથી.

(૭૫૦) સવાલ :- તલાક અથવા વફાતની ઇદ્દત પુરી થવા પહેલાં એક માણસે એક ઔરત સાથે એટલા માટે નિકાહ કરી લીધા કે ઇદ્દત પુરી થવા પછી બીજા સાથે નિકાહ ન કરી શકે. સુહબત કરી નથી. તો આ નિકાહ મુઅતબર ગણાંશે કે ઇદ્દત પછી ફરીથી નિકાહ કરવા પડશે ? ઇદ્દત પછી બીજા સાથે નિકાહ કરી શકે કે નહીં ?

જવાબ :- ઇદ્દતમાં કરેલ નિકાહ મુઅતબર નથી. (ઇદ્દતમાં નિકાહ કરવા હરામ છે. ઇદ્દત પછી ઔરત રાઝી હોય તો ફરીથી નિકાહ કરવા પડશે. ઇદ્દતમાં કરેલા નિકાહથી ઔરત બંધાય જતી નથી. અને નિકાહ કરનાર તે ઔરતનો હકદાર બની જતો નથી. ઔરત એને છોડીને બીજા સાથે નિકાહ કરી શકે છે. "વફીહી ઇશારતુન ઇલા અન્નહુ લઅ્સ અહદન્ બિહા મિન ગયરિહી બલ હુવ ખાતિબુમ મિનલ ખુત્તાબ ફતનાકેહુ મન શાઅત (તઅલીકુલ મુમજ્જદ પાનું ૧૯૩)

મુહબત કરી લીધી હશે તો પણ બાકીની ઇદ્દત પુરી કરી નિકાહ કરી શકાશે પણ જો નિકાહ કરનાર બીજો માણસ હશે તો (પેલાના મુહબત કરવાના લીધે) બીજી ઇદ્દત પણ ગુઝારવી જરૂરી છે. (પાનું-૧૯૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુતલ્લકહ ઇદ્દતમાં બીજા નિકાહ કરે તો મુઅતબર છે કે નહીં ?

(૭૫૧) સવાલ :-એક ઔરતને તલાક થઇ તેણે એક હૈઝ પછી (ઇદ્દ-તના અંદર) બીજાથી નિકાહ કર્યા. પરંતુ જમાઅતે એને જુદા કરી દીધા કે ઇદ્દતના અંદર નિકાહ મુઅતબર નથી.

હવે સવાલ એ કે બીજા બે હૈઝ ગુઝરવા પર તે નિકાહ કરી શકે છે ?

જવાબ :-બે હૈઝ ગુઝરવા પર નહીં. બલ્કે ઇદ્દત નવેસરથી શરૂ થશે. અને ત્રણ હૈઝ ગુઝરી જવા પર ઇદ્દત ખતમ થશે. (દુર્રેમુખતાર શામી સાથે ભાગ-૨ પાનું-૮૩૭-૮૩૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વાલીએ પઢેલ નિકાહ મુઅતબર છે કે નહીં ?

(૭૫૨) સવાલ :-શું ફર્માવે છે ઉલમાએ દીન ઇસ્લામી કાનુનની રૂએ કે નાની છોકરીની શાદી થએલી છે અને તેના વતી નિકાહ વાલીએ પઢેલા છે. પછી નિકાહ પઢનાર છોકરા સાથે ઝઘડો થઇ ગયો અને છોકરીને તેના ઘરે મોકલી નથી. હવે છોકરીનો બીજી જગ્યાએ નિકાહ કરાવવો છે તો તલાક મેળ-વવાની જરૂરત છે ? તેમજ તલાક પછી ઇદ્દત પાળવાની પણ જરૂરત છે ?

જવાબ :-નાબાલિગ છોકરીના નિકાહ તેના બાપે અથવા તેના દાદાએ કરી આપ્યા છે. તો તે મુઅતબર છે. છોકરી બાલિગ થવા પછી પણ તે નિકાહને રદ બાતિલ કરી શકશે નહીં. 'ફ઼ઇન ઝવ્વજહુમલ અબુ અવિલ જદ્દુ ફલા ખિયાર લહુમા બઅદ બુલુગિહિમા (હિદાયહ ભાગ-૨ પાનું-૨૯૭)

માટે છોકરો બાલિગ થયા પછી તલાક આપે તો જ છોકરી બીજી જગ્યાએ નિકાહ કરી શકશે. મેળાપ પહેલાં તલાક મળી જાય તો ઇદ્દત ગુઝારવી જરૂરી નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## શાદી માટે કર્ઝ લેવું.

(૭૫૩) સવાલ :-છોકરી, છોકરો બાલિગ થઇ ગયાં હોય અને શાદીના લાયક હોય પરંતુ શાદી કરાવવાની હૈસિયત બાપમાં નથી તો કર્ઝ લઇ શકે ? અથવા હૈસિયત થતાં સુધી શાદી લેટ કરે ? જ્યારે હૈસિયત હોય ત્યારે શાદી કરે ? શરઇ હુકમ શું છે ?

જવાબ :-પોતાની અથવા છોકરા-છોકરીની શાદી લેટ કરવામાં ગુનાહની પ્રાપ્તીનો ભય હોય તો તાખીર ન કરે. જરૂરત મુજબ (જે સુન્નત તરીકાથી શાદી કરવામાં કાફી થઇ જાય) કર્ઝ લેવાની શરીઅતથી ઇજાઝત છે. (શામી ભાગ-૨ પાનું-૩૬૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જે ઔરતથી શાદી કરવી હોય તેને જોવું.

(૭૫૪) સવાલ :-જુવાન ઔરતને જેનાથી શાદી કરવાનો ઇરાદો હોય પસંદ કરવા માટે જોવું કેવું છે ?

જવાબ :-પસંદ કરવાની ગર્ઝથી જોવું મુસ્તહબ અને જાઇઝ છે, બશર્તે કે પૈગામ કબુલ કરવાની ઉમ્મીદ કરી શકાતી હોય. અગર ઉમ્મીદ ન હોય તો ઇજાઝત નથી. (શામી ભાગ-૨-૩૬૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગાઇબાના શાદીની રીતો,

(૭૫૫) સવાલ :-શું ગાઇબાના શાદી થઇ શકે છે ? એનો તરીકો શું છે ?

જવાબ :-હાં, ગાઇબાના પણ શાદી થઇ શકે છે એનો તરીકો આ છે કે:-

(૧) દાખલા તરીકે દુલ્હો દુલ્હનને પત્ર લખે કે હું તારાથી નિકાહ કરૂં છું જ્યારે દુલ્હનને પત્ર પહોંચે તો શરઇ ગવાહોની સામે પઢવામાં આવે અને તે જ મજલિસમાં દુલ્હન કહી આપે કે મેં નિકાહ કબુલ કર્યો તો નિકાહ મુનઅકિદ થઇ જશે.

(૨) દુલ્હન દુલ્હાને પત્ર લખે કે હું તમારાથી નિકાહ કરૂં છું. જ્યારે દુલ્હાને પત્ર મળે તો શરઇ ગવાહોને જમા કરી એમના સામે પત્ર પઢવામાં આવે. અને દુલ્હો કહે કે મેં નિકાહ કબુલ કર્યો.

(૩) અથવા દરમિયાનમાં વકીલ બનાવવામાં આવે અને વકીલ ઈજાબ પછી છોકરા અને છોકરીના તરફથી શરઈ ગવાહોની સામે નિકાહ કબુલ કરે.

(૪) અથવા દુલ્હન દુલ્હાને યા દુલ્હા દુલ્હનને પોતાની નિકાહના વકીલ પત્ર મારફતે બનાવી આપે તો વકીલ (દુલ્હન હોય કે દુલ્હા) શરઈ ગવાહો સમક્ષ આ મઝમુનને અદા કરે અને પોતાનાથી નિકાહ કરી લે તો નિકાહ થઈ જશે. (શામી ભાગ-૨ પાનું ૩૬૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## નિકાહમાં ઈજાબો કુબુલનો તરીકો.

(૭૫૬) સવાલ :–અહીં નિકાહની મજલિસમાં નિકાહ પઢાવનાર મૌલાનાએ વકીલ, ગવાહો મન્કુહા અને નિકાહ કરનાર છોકરા-છોકરીના સગા વિગેરે મજલિસવાળાઓની હાજરી પછી અને નિકાહનો ખુત્બો શરૂ કરતાં પહેલાં વકીલથી પુછયું 'શું હું નિકાહ પઢાવી આપું' એના જવાબમાં વકીલે કહયું. હાં, પછી નિકાહ પઢાવનાર મૌલાનાએ નિકાહનો ખુત્બો પઢયો અને એના પછી વકીલથી 'શું' આપે પોતાની મુઅક્કલહ નામે ફલાણાની ઝાતને ફલાણા આદમીના નિકાહમાં આપી યા આપે પોતાની મુઅક્કલહ નામે ફલાણાને ફલાણા આદમીના નિકાહમાં આપી પુછવાનું ભુલી ગયા. અને વકીલથી ઈજાબના શબ્દો કહેવડાવ્યા વગર નવસાથી ખિતાબ કરી કહયું ફલાણા વકીલે એની મુઅક્કલહ નામે ફલાણાની ઝાતને તમારા નિકાહમાં આપી. (હાલાંકે વકીલથી પુછવું ભુલી ગયા હતા. અને વકીલે એવું કહયું ન હતું કે મેં મારી મુઅક્કલહનો નિકાહ કરાવી આપ્યો.) આપે કબુલ કર્યો. નવસાએ કહયું મેં કબુલ કર્યો. પુછેલી સુરતમાં નિકાહ મુનઅકિદ થયા કે નહીં ?

(૨) મજલિસની જમાવટ પછી અને નિકાહના ખુત્બાથી પહેલાં મૌલાનાનું વકીલને પુછવું કે હું નિકાહ પઢાવી આપું અને એના જવાબમાં વકીલનું હા કહેવું. શું આ ઈજાબના શબ્દો હોઈ શકે ખરા ?

(૩) વકીલનું આ કહયા વગર કે મેં મારી મુઅક્કલહને ફલાણાના નિકાહમાં આપી. મૌલાનાનું આ કહેવું કે ફલાણા વકીલે તેમની મુઅક્કલહને તમારા નિકાહમાં આપી શું આ ઈજાબના શબ્દો હોઈ શકે ખરા ?

(૪) વકીલનું આ કહયા વગર કે મેં મારી મુઅક્કલહને ફલાણાના નિકાહમાં આપી. મૌલાનાનું વાકિઅહના વિરૂધ્ધ આ કહેવાથી કે ફલાણા વકીલે

એની મુઅક્કલહ તમારા નિકાહમાં આપી અને નવસાના. આ કહેવાથી કે મેં કબુલ કીધી. નિકાહ ફુઝુલી થઈ જશે ? નિકાહ ફુઝુલીની સુરત તો એ છે કે નિકાહ પઢાવનાર એ કહે કે મેં ફલાણી ઔરતને તમારા નિકાહમાં આપી અને નિકાહ પઢનાર કહે કે મેં કબુલ કીધી.

જવાબ :- અસલ મસ્અલો એ છે કે નિકાહનો વકીલ પોતે નિકાહ પઢાવે. મુઅક્કલહની રજા સિવાય બીજાને નિકાહ પઢાવવાની છુટ આપવાનો એને ઇખતિયાર (પાસ) નથી. (અરબાહ વન્નઝાઇર કિતાબુલ વકાલત પાનું-૩૬૪)

અગર નિકાહના વકીલે મુઅક્કલહની ઇજાઝત સિવાય બીજાને નિકાહ પઢાવવાની છુટ આપી દીધી અને તેણે નિકાહ પઢાવી આપ્યો તો અમુકના નઝદીક આ નિકાહ ફુઝુલી ગણાંશે. અને દુલહનની કૌલી અથવા ફેઅલી રજા ઉપર મૌકુફ અને મુનઅકિદ ગણાંશે. અને અમુક ફુકહા (રહ.) એના કાઇલ છે કે પહેલો વકીલ નિકાહની મજલિસમાં મૌજુદ હોય તો નિકાહ નાફિઝ અને લાઝિમ થઇ જશે. અને એજ પસંદીદહ અને મઅમુલ બિહા છે. (ફતાવા કાઝીખાન ભાગ-૩ પાનું-૫૮૦) (ફતાવા આલમગીરી ભાગ-૨ પાનું-૨૦)

એટલા માટે પુછેલી સુરતમાં જ્યારે નિકાહ પઢાવનારે વકીલને પુછ્યુ કે નિકાહ પઢાવી આપું. અને વકીલે કહ્યું હાં, પઢાવી આપો તો આ તવકીલ છે. નિકાહની મજલિસ અને ઉર્ફે આમ એનો કરીનો છે. અને દુલહન પણ જાણે છે કે નિકાહ બીજો માણસ પઢાવશે તો એને દુલહનની ઇજાઝત પર મહમુલ કરી શકાય છે. 'લિઅન્નલ મઅરૂફ કલમશરૂતિ'

એ પછી નિકાહ પઢાવનારનું નવસાથી ખિતાબ કરી એ કહેવું કે ફલાણા વકીલે પોતાની મુઅક્કલહ નામે ફલાણાની ઝાતને તમારા નિકાહમાં આપી. આપે કબુલ કીધી ? એ ઇજાબ છે. જવાબમાં નવસાનું આ કહેવું કે મેં કબુલ કીધી. આ કબૂલ છે. (શામી ભાગ-૨ પાનું-૩૭૭)

## વધુ સંતોષ અને જાણકારી માટે એ ફત્વા નકલ કરૂં છું.

સવાલ :-દુખ્તરકે વાલિદને નિકાહખાંસે કહા કે હમારી લળકીકા નિકાહ કર દો. નિકાહખાંને ઇસ તરહ કર દિયા. તુમને અય અમર, ઝૈદકી લળકી બએવઝ ૧૦૦ રૂપિયે મહરકે કુબુલ કી ? ઉસને કહા, હાં, મેંને કબુલ કી. ઉસસે નિકાહ હો ગયા યા નહીં ? નિકાહખાં બાપકા વકીલ હે યા ઔરતકા ?

જવાબ :- ઈસ સુરતમેં ઈજાબો કુબુલ મઝકુરકે સાથ જબકે દો રૂબરૂ શાહિદીનકે હુવા. નિકાહ સહીહ હો ગયા. નિકાહખ્વાં ઔરતકે બાપકા વકીલ હે. (ફતાવા દારૂલ ઉલુમ મુદલ્લલ વ મુકમ્મલ હઝરત મુફતી અઝીઝુર્રહમાન જિલ્દ-૭ સફા-૯૫)

સવાલ :- એક શખ્સને મીયાંજીકો કહા કે મેને તુજકો ઈજાઝત દી હે ફિર મીયાંજીને મર્દકો કહા કે ફુલાંની ઔરત તુમને કુબૂલ કી? ઉસને કહા મેંને કુબુલ કી. ઈસ સુરતમેં નિકાહ મુન્અકિદ હો ગયા યા નહીં? યહાં ઈજાબો કુબુલમેંસે સિર્ફ એક જુઝવ મૌજુદ હે.

જવાબ :-ઈસ સુરતમેં નિકાહ મુનઅકિદ હો ગયા. કયુંકે મીયાંજી વકીલ હે. વલી દુખ્તરકી તરફસે પસ મિયાંજીને જો કલામ શોહરસે કિયા કે "ફુલાંની આરતકો તુમને કુબુલ કિયા? યે ઈજાબ હે. ઔર જબ શોહરને કહા. મેંને કુબુલ કિયા. તો યે કુબુલ હુવા. પસ યે દોનોં રૂકન યઅની ઈજાબો કુબુલ પાયે ગએ. (ફતાવા દારૂલ ઉલૂમ જિલ્દ-૭ સફા-૨૯)

અગર નિકાહખાંને વકીલસે ઇજાઝત લિયે બગૈર ઈજાબો કુબુલ કરા દિયા ઔર વકીલ મજલિસે નિકાહમેં મૌજુદ હે. ઔર ઉસને બઅદે નિકાહ કૌલસે ઈજાઝત દે દી. યા ફેઅલ ઔર હાલસે રઝામંદી ઝાહિર કી તો નિકાહકે નિફાઝ વ લાઝિમ હોનેકે લિયે કાફી હો ગયા. (હમવી શર્હે અશ્બાહ વન્નઝાઈર સફા-૩૬૮) ફક્ત વલ્લાહુ અ'લમુ બિસ્સવાબ.

(૨) એ ઈજાબ નથી. તવકીલ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

(૩) પહેલા વકીલની હાજરીમાં આ શબ્દો ઈજાબના છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

(૪) પહેલા વકીલની ગૈરહાજરીમાં નિકાહ ફુઝુલી ગણાશે. અને દુલહનના કૌલથી કે ફેઅલની ઈજાઝત પર મોકુફ અને મુનઅકિદ ગણાશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## શીઆ છોકરી સુન્ની છોકરાથી શાદી કરી શકે ?

(૭૫૭) સવાલ :- છોકરો સુન્ની છે અને શાદી શુદહ છે. અને છોકરી સુન્ની છે. બીજી શાદી શીઆ છોકરીથી કરવી છે. છોકરીના માં-બાપનો ઈરાદો છે કે શીઆ તરીકાથી નિકાહ થાય. એમના સમાજમાં દેખાડવા માટે તેઓ

શીઆ તરીકાથી નિકાહ કરવા માંગે છે. એમના નિકાહ પછી અગર છોકરો સુન્ની તરીકા મુજબ પોતાના ઘરે નિકાહ કરી લે તો એના પર કોઇ એઅતેરાઝ નથી ?

(૨) છોકરી સુન્ની તરીકો અપનાવવા રાઝી છે. ફકત વાલિદૈનને રાઝી કરવા તે શીઆ તરીકા પર નિકાહ કરવાનું કહી રહી છે.

(૩) અગર શીઆ તરીકાથી નિકાહ કરીએ તો ઇસ્લામથી નિકળી જવાય કે નહીં ?

(૪) અગર શાદી પછી છોકરી શીઆ મઝહબમાં રહે અને છોકરો સુન્ની મઝહબમાં રહે તો એના વિષે મઝહબી એઅતેબારથી શું થાય છે ?

જવાબ :– શીઆ અને રવાફિઝમાં ઘણાં ફિરકાઓ છે. અને અકીદા પણ મુખતલિફ છે. જે લોકો હઝરત અલી (રદી.)ને મઆઝલ્લાહ ખુદા સમજે છે અને ખુદા સાથે કુદરત વિગેરેમાં શરીક માને છે જેમનો અકીદો છે કે હઝરત જીબ્રઈલ (અલ.)એ વહી લાવવામાં ગલતી કીધી. હઝરત અલી (રદી.)ના બદલે હઝરત મુહમ્મદ મુસ્તુફા (સલ.)ને પહોંચાડી અને જેઓ ઉમ્મુલ મુ'મિનીન હઝરત આઇશા (રદી.) પર (મઆઝલ્લાહ) ઝિનાની તોહમત લગાવે છે. અને જેઓ હઝરત અબુબકર સિદ્દીક (રદી.)ના સહાબી હોવાનો ઇનકાર કરે છે. વિગેરે, એના સિવાય કુફ્રિયહ અકીદા રાખનારને ફુકહાએ ઇસ્લામના દાઇરહથી ખારિજ ઠેરવ્યા છે. (શામી ભાગ ૩ પાનું ૪૦૬) (ફતાવા આલમગીરી ભાગ-૨-પાનું-૨૬૪)

અને જેમના અકીદા કુફ્રની હદ સુધી નથી પહોંચ્યા તે મુબતદિઅ અને ગુમરાહ છે. સવાલમાં જે છોકરીનો ઝિક્ર છે. તે કયા અકીદહની છે અને કઈ જમાઅતથી સંબંધ ધરાવે છે. એ જાણવું મુશકિલ છે. જેને લઈ જ્યાં સુધી છોકરી શીયઇ યા રાફ્ઝી અકીદાથી તૌબા કરીને અહલે સુન્નતમાં શામિલ ન થાય અને સુન્ની તરીકાથી શાદી કરવુ મંઝુર ન રાખે એનાથી નિકાહ ન કરવામાં આવે ચુનાંચે 'અકાઇદે ઇસ્લામ' માં છે કે :– શીઆઓને શું થયું કે હઝરત (સલ.) ના સહાબાઓ જેમની ખુબીઓ કુર્આનમાં આવેલી છે. અને તેમનો સુબુત યકીની છે. બુરા કહે છે. અને ઝાત-ઝાતના ઐબો તેમનામાં સાબિત કરે છે. અને એમની દુશ્મનાવટને અને એમના ઉપર લાન–તાન કરવાને પોતાનું ઈમાન બનાવી રાખ્યું છે. (ઇલા કવલિહી) હઝરત (સલ.)ના કાકા અબ્બાસ (રદી.) અને એમના છોકરા અબ્દુલ્લાહ (રદી.)ને અને હઝરત (સલ.)ની બીવીઓને શું શું ઐબ લગાડે છે. અને કેવા કેવા નાલાઇક કલિમાત એમની શાનમાં લખે છે અને અગર

કોઈ બદના માણસની બીવીને એવું કહે તો તે એનું કદી મોં પણ ન જુએ અફસોસ હઝાર અફસોસ છે એવા મુસલમાનો પર જેઓ એવા લોકોથી મુહબ્બત રાખે છે અને એમનાથી શાદી બિયાહ કરે છે. કંઈ શક નથી કે એવા લોકોથી પણ જનાબ સય્યિદુલ મુર્સલીન (સલ.) નારાજ હશે. અને એમને હૌઝે કૌસરથી હાંકી મુકશે. (અકાઈદે ઇસ્લામ-૨૫૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

(૨) જો છોકરી પોતાના બાતિલ અકીદાને લઈ કાફિર હશે તો એનાથી નિકાહ કરવું હરામ છે. અને હરામને હલાલ સમજનાર ઇસ્લામથી નીકળી જાય છે. અને જો એવા અકીદા નથી તો ખારિજ નહીં થાય. પરંતુ શીઆ તરીકા પર નિકાહ કરવામાં તે તરીકાની તઅઝીમ અને પોતાના તરીકા અને જમાઅતની તહકીરનો ગુનાહ લાગુ પડશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

(૩) અગર છોકરીના અકીદા કુફ્રની હદ સુધી નથી પહોંચ્યા તો કરાહત સાથે જાઇઝ છે પરંતુ શરઈ મસલિહતના લઇ એની ઇજાઝત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

(૪) કુર્આનમાં અહલે કિતાબથી નિકાહ કરવાની ઇજાઝત મૌજુદ છે. પરંતુ શરઈ મસલિહતના લઇ અમીરૂલ મુ'મિનીન હઝરત ઉમરે ફારૂક (રદી.) એ પોતાની ખિલાફતના ઝમાનામા એની મુખાલિફત કરી આપી. જેમકે હઝરત હુઝૈફા (રદી.)એ એક કીતાબીયહ યહુદીયાથી નિકાહ કરી લીધો જ્યારે એની ખબર હઝરત ઉમર (રદી.)ને થઈ તો આપ (રદી.)એ જુદાઈનો હુકમ આપ્યો. હઝરત હુઝૈફા (રદી.)એ જવાબમાં લખ્યું કે શું કીતાબીયહથી નિકાહ હરામ છે? જવાબમાં હઝરત ઉમર (રદી.)એ લખ્યું કે હરામ તો નથી કહેતો પરંતુ એ ભયના લઈ ઇજાઝત નથી આપતો કે તમો એ ઔરતના ફંદામાં ફસાઈ જાવ. (અહકામુલ કુર્આન લિલજસ્સાસ ભાગ-૨ પાનું-૩૯૭)

તકરીબન આ જ વાકીઓ કંઇક વધુ ખુલાસાપુર્વક ઇમામ મુહમ્મદ (રહ.) એ કિતાબુલ આસારમાં નકલ કર્યો છે. 'ઈમામ મુહમ્મદ (રહ.' હઝરત ઇમામ અ'ઝમ (રહ.), હમ્માદ ઈબ્રાહીમથી રિવાયત કરે છે કે હુઝૈફા બિન યમાન

(રદી )એ મદાઈનમાં યહુદી ઓરતથી નિકાહ કર્યો તો હઝરત ઉમર (રદી.)એ તેમને લખ્યું કે એને છોડી આપો. હઝરત હુઝૈફા (રદી.)એ લખ્યું. યા અમીરલ મુ'મિનીન શું કિતાબિયહથી નિકાહ હરામ છે. હઝરત ઉમર (રદી.)એ જવાબમાં લખ્યું કે હું તમને કસમ આપું છું કે તમો મારો આ કાગળ (હાથથી)ન રાખો એનાથી પહેલાં કે એને છોડી દો. (યાની પહેલા તેને છોડી દો પછી કાગળ હાથથી મુકો.) એટલા માટે કે મને ભય છે કે લોકો તમારી પૈરવી કરશે. અને ઝિમ્મી ઓરતોથી નિકાહ કરશે. એમની ખુબસુરતીના લઇ. અને એ મુસલમાન ઓરતોના માટે ઘણો મોટો ફિત્નો થશે. હઝરત ઇમામ મુહમ્મદ (રહ)એ ફર્માવ્યું કે એને જ હમો ઇખતિયાર કરીએ છીએ. હમે યહુદી ઓરતથી નિકાહને હરામ નથી કહેતા. પરંતુ હમારી રાય આ છે કે મુસલમાન ઓરતોને એના ઉપર તરજીહ આપવામાં આવે. અને ઈમામ અબૂહનીફા (રહ.)નો આ જ કૌલ છે. (કિતાબુલ આસાર ઇમામ મુહમ્મદ તર્જુમા સાથે પાનું-૧૯૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વલીમો કયારે મસ્નુન છે ?

(૭૫૮) સવાલ :- (૧) વલીમો કયારે કરે ? ખિલવતથી પહેલાં કે પછી ? અને ખિલવતથી મુરાદ સુહબત જરૂરી છે કે ફકત દરવાજો બંધ કરવું ?

(૨) નિકાહ થવા પછી તરત, રૂખ્સતી યા ખિલવતથી પહેલાં ખાવું ખવડાવવાથી વલીમાની સુન્નત અદા થશે કે નહીં ?

જવાબ :-(૧) વલીમાની દઅવત મિયાં-બીવીના મેળાપ પછી ખવડાવવામાં આવે છે. ધણી-ધણીયાણી મળે તે દિવસે સવારે યા બીજા દિવસે શાદીની ખુશીમાં પડોશી, સગા-સંબંધીઓ અને દોસ્ત અહબાબને જમા કરે જેમાં ફકીરો અને આલિમો પણ હોય. ખાલિસ નિય્યતના સાથે હૈસિયતના મુતાબિક જાનવર ઝબહ કરીને અથવા કંઇક ખાવું પકાવીને ખવડાવે. (ફતાવા આલમગીરી ભાગ-૬ પાનું ૨૨૯ મતબઅ અહમદી)

વલીમા વિષે બીજા પણ અકવાલ છે. જેમકે (૧) નિકાહ વખતે (૨) નિકાહ પછી પણ અને દુખુલ (સુહબત) પછી પણ (૩) બે દિવસ પછી મકરૂહ છે. (મઝાહિરે હક કિતાબુન્નિકાહ ભાગ-૩ પાનું ૧૪૯)

(૨) અમુકના નઝદીક વલીમાની સુન્નત અદા થઇ જશે.

સવાલ :-વલીમાની મુદ્દત કયાં સુધી છે ?

જવાબ :-બે દિવસ સુધીની દાવતને વલીમો કહે છે. એના પછી દઅ-વત આપવાને દઅવતે વલીમાં નથી કહેતા. (ફતાવા આલમગીરી ભાગ-૬ પાનું ૨૨૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇદ્દતની મુદ્દત

(૭૫૯) સવાલ :-એક માણસે પોતાની ઔરતને ત્રણ તલાક આપી. હવે તે ફરીથી તેણીથી નિકાહ કરવા માંગે છે તો શરઅન હલાલો અને ઇદ્દત જરૂરી છે. એવી ઔરતની ઈદ્દત કેટલી છે ? નવજુવાનની ઇદ્દત કેટલી છે ? અને અગર આઈસા હોય તો (જેને હૈઝ ન આવતું હોય તો) તેની ઇદ્દત કેટલી ? અને અગર ઔરતે મજબુરીથી ઓપરેશન કરાવ્યું હોય તો એની મીઆદમાં કંઈક ફર્ક છે ?

(૨) ઔરતની કમથી કમ મહરની મિકદાર આ ઝમાનાના હિસાબથી કેટલા રૂા. છે.

જવાબ :-(૧) ઔરત હામેલહ છે તો તેની ઈદ્દત વઝએ હમલ (બાળક થવા લાગી અને અગર હામેલા નથી તો ત્રણ હૈઝ, અને અગર હૈઝ ન આવતું હોય અને ઉમ્મીદ પણ નથી તો ત્રણ મહિના ગુજરવા બાદ ઇદ્દત પુરી થશે. ત્યાર બાદ નિકાહ કરી શકે છે. હલાલાની સુરતમાં બીજો શોહર દુખુલ પછી તલાક આપી દે યા મરણ પામે તો તલાકની ઈદ્દત યા વફાતની ઈદ્દત ગુજારવા પછી પહેલા શોહરથી નિકાહ કરી શકે છે. (ઓપરેશન વાળી ઔરતનો હુકમ મઝકુર બયાનથી સમજી શકાય છે )

(૨) મહેરની કમથી કમ મિકદાર ૧૦ દિરહમ છે. (હિદાયહ ભાગ-૨ પાનું ૩૦૪) અને ૧૦ દિરહમનું વઝન આશરે પોણા ત્રણ તોલા ચાંદી છે જેની કીમત આજના એક તોલાના ૬ રૂપિયાના હિસાબથી ૧૬-૫૦ (સાડા સોલ) રૂપિયા થાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

## નિકાહ માટે પહેલી ઓરતને તલાક આપી દેવાની શર્ત લગાવવું

(૭૬૦) સવાલ :-શાદીને ઘણા વર્ષ થયા ઔલાદ નથી. જેથી બીજી શાદી કરવી છે. પરંતુ છોકરીવાલાનો ઇસરાર છે કે પહેલી ઔરતને તલાક આપો તો થઇ શકે છે તો હું શું કરૂં ?

જવાબ :-ઔલાદ ન થવું બીવીનો કુસુર નથી. એટલા માટે વિના કુસુરે ઔરતને તલાક આપવું ઝુલ્મ છે. છોકરીવાળાઓએ એવી બેહાર શર્ત લગાવવી અને તલાકના માટે મજબુર કરવું જાઈઝ નથી. હદીસમાં એની મુમાનિઅત આવી છે. (મિશ્કાત-૨૭૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**શુબહ અથવા તોહમતના લઈ તલાક આપેલ ઔરતની ઇદ્દતના નફકા વિષે.**

(૭૧૧) સવાલ :-ઔરતની શાદી થવાને અઢી મહીના થયા માલુમ પડ્યું કે હામેલા છે ડોકટરે પાંચ મહિનાનો હમલ બતાવ્યો. જેના લઇ એને ઘેર મોકલી આપી. હવે એને તલાક આપવી છે. તો ઇદ્દતના ખર્ચ અને શાદીના ખર્ચનો શું હુકમ છે ?

જવાબ :-જે ઔરતનો નિકાહ ન થયો હોય પણ ઝિનાથી હામેલા હોય તેનો નિકાહ સહીહ થઈ જાય છે. (દુર્રે મુખ્તાર) અને જેનો હમલ છે અગર તે નિકાહ કરે તો સુહબત પણ કરી શકે છે કે હમલ એના નુત્ફાથી છે. (દુર્રે મુખતાર)

અને બીજો માણસ નિકાહ કરે તો એના માટે બચ્ચું પૈદા થવા સુધી વતી વિગેરે હરામ છે (દુર્રે મુખ્તાર) અગર અંજાણતામાં સુહબત કરે તો ગુનેહગાર નથી.

પુછેલી સુરતમાં ડોકટરી તપાસ અને ઓળખ શરઈ શહાદત નથી. થઇ શકે છે કે પેટનો ઉભાર હોય યા ગાંઠ વિગેરેની બિમારી હોવાથી પેટ વધી ગયું હોય યા શાદી પછી શોહરનો હમલ હોય જેને ડોકટર પહેલાંનો બતાવી રહ્યો હોય. હાં, અલબત્ત શાદી પછીથી બચ્ચુ પૈદા થવા સુધીનો જમાનો છ માસથી કમ હોય એવા સમયે ધણી પોતાના હમલનો ઈનકાર કરી શકે છે કે આ મારૂં બચ્ચું નથી (શામી ભાગ ૨ પાનું-૪૦૧)

શરીઅતનો કાનુન છે કે કોઈ રીતે પણ છોકરાનું હલાલ હોવું શક્ય હોય તો મજબુરન હરામી હોવાનો હુકમ લગાવવામાં આવે અને ઔરતને ઝાનિયહ ઠેરવવામાં આવે અને જ્યાં સુધી આવી સુરત ન હોય ઈલ્ઝામ લગાવવું વિના દલીલ તેમજ વખતથી અભાવ છે. ખામોશી ઈખતિયાર કરવામાં આવે અને પરદાપોશીથી કામ લેવામાં આવે.

હદીસમાં છે જે કોઈ પોતાના મુસલમાન ભાઈ (બહેન)ને બે આબરૂથી બચાવશે અલ્લાહ તઆલા તેને કયામતના દિવસે દોઝખથી બચાવશે. (શહુ'સ્સુન્નહ અન અબી દરદાહ (રદી.) બીજી હદીસમાં છે :–જે કોઈ મુસલમાનની પરદહપોશી કરે. અલ્લાહ તઆલા દુન્યા અને આખિરતમાં એની પરદહપોશી કરશે (મિશ્કાત-પાનું-૪૨૨)

હદીસમાં છે કે :–કોઈ માણસ ત્યાં સુધી મોમિન કહેવડાવવાના લાયક નથી કે જ્યાં સુધી એમાં આ જઝબો પૈદા ન થાય કે પોતાના મુસ્લિમ ભાઈ માટે તે વાત પસંદ કરે જે પોતાના માટે પસંદ કરે. (બુખારી શરીફ-મુસ્લિમ શરીફ)

શરઇ કાનુનથી બચ્ચાનું હરામી હોવું અને ઔરતનું ઝાનિયહ અને બદકાર હોવું સાબિત થઈ જાય તો એનો હુકમ અલગ છે. પરંતુ જ્યાં સુધી શરઇ દ્રષ્ટિએ સાબિત ન થાય અને મર્દ તલાક આપી દે તો ઇદ્દતના ઝમાનાનો નફકો આપવો પડશે. અલબત્ત અગર તે પોતે જ કોઈ જગ્યાએ ચાલી જાય શોહરના ત્યાં ન રહે તો એવી સુરતમાં શોહર પર જરૂરી નથી. શાદીના ખર્ચની માંગણી કરવી સહીહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## અખ્યાફી મામા ભાણેજનો આપસમાં નિકાહ જાઇઝ નથી.

સવાલ :–આયશાને ફારગતી થઇ ગઇ હતી તેને તે ધણીથી એક છોકરી છે. પછી આયશાએ બીજા મર્દ સાથે નિકાહ કર્યો તે મર્દથી એક છોકરો પૈદા થયો. હવે આ છોકરાના તે છોકરીની-છોકરી સાથે નિકાહ થઇ શકે કે નહીં ?

જવાબ :–આયશાનો છોકરો અને છોકરી બન્નેવ અખ્યાફી(માં એક, બાપ અલગ) ભાઇ-બહેન છે જેથી છોકરો પોતાની અખ્યાફી બહેનની છોકરી સાથે નિકાહ કરી શકતો નથી. અને સબાઇમાં મામા-ભાણેજ થાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## પતીએ પોતાની પત્નીનું દુધ પીધું તો ?

(૭૬૨) સવાલ :– એક માણસ જાણી જોઇને પોતાની ઔરત (ધણીયાણી) ના પિસ્તાન મોમાં લે છે. અને દુધ પીએ છે. તો એ વિષે શું હુકમ છે ? અને એ ઔરત પોતાના પતિના મોમાં પોતાનું પિસ્તાન મુકી દુધ પીવા હુકમ કરે તો એ વિષે શું હુકમ છે ?

જવાબ :- મોટી ઉમરમાં કોઇ પણ ઔરતનું દુધ પીવું જાઇઝ નથી. હરામ છે. પણ નિકાહ તુટતા નથી. ગુનેહગાર થાય છે. માટે પુછેલી સુરતમાં ઔરત-મર્દ સખત ગુનેહગાર અને ખુદા અને રસુલ (સલ.)ના નાફર્માન ગણાંશે. એમને આવી નાપાક હરકતથી તૌબા કરી બાઝ આવી જવું જરૂરી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## દુધની સગાઇના લીધે નિકાહ હરામ છે.

(૭૬૩) સવાલ :- રશીદહની બે છોકરી છે. હમીદહ અને હાજરાં, હમીદહના છોકરા કાસિમ અને હાજરાંની છોકરીની શાદીની વાત ચાલી રહી છે. પણ હમીદહના છોકરા કાસિમે તેની નાની રશીદહનું દુધ પીધું છે. માટે દુધની સગાઇના લીધે નિકાહ થઇ શકે કે કેમ ? એ સવાલ ઉભો થયો છે. માટે કિતાબના હવાલા સહિત જવાબની જરૂરત છે.

જવાબ :- અગર કાસિમે રઝાઅતની મુદ્દતમાં (બે-અઢી વર્ષની ઉમર અંદર) નાની રશીદહનું દુધ પીધું છે. તો નાનીની નવાસી કાસિમની રઝાઇ બાણુજી અને કાસિમ તેનો રઝાઇ મામું થયો. માટે એ બન્નેવમાં નિકાહ થઇ શકતા નથી હરામ છે.

'ફતાવા આલમગીરી'માં છે :- વુહરમુ અલર્રઝીઈ અબ્વાહુ મિનર્રિઝાઇ વ ઉસુલુહુમા વફુરૂઉહુમા મિનન્નસબે વ રિંઝાઇ જમીઅન.

અર્થાત :-દુધ પીનાર ઉપર ચાહે છોકરો હોય કે છોકરી તેની રઝાઇ માં અને બાપ અને એ બન્નેવના ઉસુલ (માં-બાપ) ઉપર સુધી અને ફુરૂઅ (છોકરા-છોકરી) નીચે સુધી હરામ થઇ જાય છે. આ ઉસુલ અને ફુરૂઅ નસબી હોય કે પછી રઝાઇ (ભાગ-૨ પાનું-૪૮) ઇખ્તયાર શરહે મુખ્તાર ભાગ-૩ પાનું-૧૪૮ ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હામેલહ ઓરત સાથે નિકાહ.

સવાલ :- એક છોકરાએ પોતાની ફોઇની છોકરી સાથે ઝિના કરી. જેના પરિણામે તે છોકરી હામેલહ થઇ ગઇ છે. હવે એ છોકરો તે હામેલહ છોકરી સાથે નિકાહ કરી શકે છે ? અને નિકાહ પછી તેની સાથે રહી શકે છે ? એનો ખુલાસો આપશો.

જવાબ :- ઝિનાના હમલવાળી છોકરી જ્યારે કોઇના નિકાહમાં કે કોઇની ઇદ્દતમાં નથી તો એ છોકરી પેલા છોકરા સાથે નિકાહ કરી શકે છે. નિકાહ હરામ હોવા ઉપર કોઈ શરઈ દલીલ કાયમ નથી. માટે કુર્આનની આયત "વઉહિલ્લ લકુમ મા વરાઅ ઝાલિકુમ"ની રૂએ નિકાહ દુરૂસ્ત છે. અને જેનું હમલ છે તેની સાથે જ નિકાહ થઇ રહ્યા છે તો બાળક થવા પહેલાં પણ સુહબત કરી શકે છે. કારણ કે પાણી એક જ છે. ભેળસેળ થવાનો સવાલ પેદા થતો નથી—

"ફઇન્નહુ ઈઝા કાન ઝઝાની હુવન્નાકિહુ યસિહહુન્નિકાહુ ઇજમાઅન. (શર્હે નિકાયહ સફા-૭ જિલ્દ-૨)

હાં, જેનું હમલ નથી તેની સાથે નિકાહ થશે તો બાળક પેદા થવા લગી ઔરતને હાથ લગાડી શકશે નહીં. હરામ છે. કારણકે એકના પાણી સાથે બીજાનું પાણી મળશે. અને ભેળસેળ થશે એ જાઇઝ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફોઇ બહેનની છોકરી તથા માસીભાઇની છોકરી સાથે નિકાહ જાઇઝ છે ?

સવાલ :-હમારે ત્યાં શાદી થવાની છે. સગા ભાઈ અને બહેન છે ભાઇના છોકરાની શાદી ફોઇની છોકરીની છોકરી સાથે કરવાનું નક્કી કર્યું છે. અને બીજી શાદી પણ થવાની છે. ત્યાં બે સગી બહેનો છે એક બહેનનો છોકરો છે. અને બીજી બહેનના છોકરાની છોકરી છે તો ઉપર જણાવેલી બન્ને શાદી જાઇઝ છે કે નહીં ?

જવાબ :- જ્યારે કુફીઝાદ બહેન (ફોઇ બહેન)ની સાથે નિકાહ દુરૂસ્ત છે. તો તેની છોકરી સાથે પણ જાઇઝ હોવું જોઇએ. એ જ પ્રમાણે ખાલાઝાદ બહેન (માસી બહેન)ની સાથે નિકાહ દુરૂસ્ત છે. તો તેના ભાઇની છોકરી (માસી ભાઈની છોકરી) સાથે પણ જાઇઝ હોવું જોઈએ. ખુલાસો એ કે બન્નેવ શાદી જાઈઝ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુ તલાક

## નિકાહમાંથી છુટી કરૂં છું અને કીધી છે તો ?

(૭૬૪) સવાલ :–એક માણસે તલાકનામામાં નીચે મુજબ તલાકના શબ્દો લખ્યા છે. 'મારા નિકાહમાંથી છુટી કરૂં છું એને મારા નિકાહમાંથી છુટી કરી છે. તો તલાક થઇ કે નહીં ? થઇ તો કયા પ્રકારની થઇ ?

જવાબ :– પુછેલી સુરતમાં એક અથવા બે રજઇ તલાક ગણાશે જેનો હુકમ એ છે કે ઈદ્દતની અંદર અંદર રૂજુઅ કરી શકાય છે. કિંવા ઔરતને પોતાના નિકાહમાં રાખી શકાય છે. નિકાહ કરવાની જરૂરત નથી. એ મુદ્દત વીતી જશે તો ઔરત મુતલ્લકહ બાઈનહ થઇ જશે. નિકાહ વગર હલાલ થશે નહીં. હલાલાની જરૂરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મહેરના એવજમાં આપેલી સરીહ તલાક કદી બાઇન હોય શકે ?

(૭૬૫) સવાલ :– ઔરત મહેર માફ કરે. અને એના બદલામાં ધણી તેને સરીહ તલાક આપે એટલે કે ઔરતને એમ કહે કે મેં તને મહેરના બદલામાં તલાક આપી છે તો રૂજુઅ કરી શકાય કે નહીં ? અને તલાક રજઈ ગણાશે કે બાઈન ?

જવાબ :– સરીહ તલાક જ્યારે મહેર વિગેરેના બદલામાં આપવામાં આવે છે. તો તે તલાક બાઇન હોય છે જેમાં રૂજુઅ કરવાનો હક રહેતો નથી.

'શામી'માં છે કે યકઉ બાઇનન લિઅન્નહુ બિઈવઝિન ( ભાગ–૨ પાનું– ૭૭૦ )

એવી જ રીતે પતિ–પત્નીના મેળાપ થવા પહેલાં સરીહ તલાક આપવામાં આવે છે તે પણ બાઇન ગણાય છે અને તેમાં પણ રૂજુઅ કરવાનો ધણીને હક રહેતો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## જબરદસ્તીથી લખાવેલી તલાક વિષે.

(૭૬૬) સવાલ :- છોકરી રહેવા માંગતી નથી. અને છોકરાનો તલાક આપવાનો બિલકુલ ઈરાદો નથી. એવા સંજોગોમાં છોકરીના સગાવહાલાઓએ છોકરાને એકાંત જગ્યાએ પકડી જાનથી મારી નાંખવા (ખુન કરવા)ની ધમકી આપી તલાક લખાવી લીધી છે. છોકરાએ પોતાની જાન બચાવવા માટે ચુપચાપ તલાક લખી આપી છે. મોઢેથી તલાકનો શબ્દ બોલ્યો નથી. તો તલાક થએલી ગણાશે કે નહીં ?

જવાબ :- આવી રીતે જબરદસ્તી કરી તલાક લખાવી લીધી. પણ મોઢેથી તલાકનો શબ્દ બોલ્યો નથી. માટે તલાક થએલી ગણાંશે નહીં. (શામી દુર્રે મુખતાર સાથે ભાગ-૧ પાનું-૫૭૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તલાક, તલાક, તારા ઘેર ચાલી જા, કહેવાથી કઇ તલાક થશે ?

(૭૬૭) સવાલ :- મારા બિરાદરે તેની ઔરતને બે વખત તલાક આપી તલાક, તલાક કહ્યું. અને પછી એમ બે વખત કહ્યું કે ચાલી જા તારા ઘરે, ચાલી જા તારા ઘરે, કહેવાનો તેનો મતલબ એ હતો કે મેં તને તલાક આપી. હવે તું તારા ઘરે જા તો હવે મારા બિરાદરની ઔરતને ઈદ્દત ગુઝારવી પડશે ? અને ફરી નિકાહ કરવા પડશે કે તેને વગર ઈદ્દતે, વગર નિકાહે તેના ઘરે બોલાવી શકશે ?

જવાબ :- પુછેલી સુરતમાં જ્યારે તલાકનો શબ્દ બે જ વખત બોલાયો છે. અને 'ચાલી જા તારા ઘરે'નો શબ્દ ત્રીજી તલાક આપવાની નિય્યતે કહયો નથી તો બે તલાકે રજઇ ગણાંશે અને ઈદ્દતની અંદર રૂજુઅ કરી શકાશે. નિકાહ પઢવાની જરૂરત નથી. હા, ઈદ્દત ગુજરી ગઇ હોય તો નિકાહ પઢવા પડશે. વગર નિકાહ કરે ઔરત હલાલ થશે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## લાચારીએ તલાક આપવા બાબત.

(૭૬૮) સવાલ -મારી શાદીને લગભગ-૧૫-૧૬ વર્ષ થયાં છે અને મારી ઔરતને લગભગ ૧૩-૧૪ વર્ષથી ટી. બી. થઇ ગઇ છે. અને તબીયત સારી રહેતી નથી. તેમજ ઘરનું કામકાજ પણ થઇ શકતું નથી. ઔલાદ પણ કંઇ નથી હાલમાં લગભગ બે વર્ષથી તે પોતાના માં-બાપ સાથે રહે છે. અને બોલાવવા છતાં આવતી નથી. અને માં-બાપ મોકલતા નથી. હમારા ઘરમાં કામ

કરનાર હમારી વાલિદહ સાહેબહ વગર બીજું કોઇ નથી. તેમની ઉમર પણ લગભગ ૭૦ થી ૭૫ વર્ષની છે. ઝઇફી અને કમઝોરીના કારણે કામકાજ પણ થઇ શકતું નથી. હવે હું બીજી શાદી માટે વીચાર કરૂં છું તો સામેવાળા કહે છે કે જ્યાં સુધી આગલી બાઇને તલાક ન આપો ત્યાં સુધી હમો છોકરી આપીશું નહીં. હવે મારે બીજી શાદી કરવા માટે આગલી ઔરતને તલાક આપવી પડે છે તો મારે શું કરવું ? શરીઅતના કાયદા અનુસાર હું ગુનેહગાર તો નથી ? કારણ સાફ છે કે ઔરત આવવા તૈયાર નથી માં-બાપ મોકલવા તૈયાર નથી.

જવાબ :-શરઈ ઉઝર અને મજબુરી વગર તલાક આપી ઔરતને નાહક સતાવવું દુઃખી કરવું ગુનાહિત છે. પુછેલી સુરતમાં તમો મજબુર અને માઝુર છો માટે ગુનેહગાર ગણાશો નહીં. પણ શાદી કરનાર બાઈ અને તેના વાલીઓને સઝાવાર નથી કે તેઓ આગલી ઔરતને તલાક આપવાની શર્ત લગાડે હદીસની રૂએ મના છે. (મિશકાત શરીફ બાબુ એ'લાનિનનિકાહે વલ ખિત્બાતે વશ્શર્તિ પાનું-૨૭૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખુદાના વાસ્તે એને તલાક આપી કહેવાથી કઇ તલાક ગણાશે ?

(૭૧૯) સવાલ :-એક માણસે પોતાની ઔરતને એક તલાક આપી જેની તારીખ લખી નથી તેની યાદ મુજબ ૧૯-૩-૧૯૬૧ છે તો તલાક થઇ કે કેમ ? તે માણસ ઔરતને લેવા આવ્યો છે. પરંતુ ઔરત રાજી નથી. તલાકનામાના નકલમાં બે ગવાહોની દસ્તખત છે. તલાકનામું નીચે મુજબ છે. 'ખુદાના વાસ્તે ફલાં બિન્તે ફલાંને જેને મેં શરીઅત મુજબ કોઇ તકલીફ આપી નથી અને તેને ઔરત પણ કબુલ કરે છે. ઔરતે મારી પાસે તલાક માંગી તો-મેં ઇનકાર કર્યો છતાં પણ તે તલાક માંગે છે. તો મેં મજબુરન ખુદાને હાજીર-નાજીર રાખીને ખુદાના વાસ્તે એને તલાક આપી જેમાં મારો કુસુર નથી. ગવાહોની દસ્તખતો.

(૧) ........................ ........(૨)........................ .........

જવાબ :-તલાકનામાના લખાણથી તલાકે રજઇ સાબિત થાય છે જો ઇદ્દતમાં રૂજુઅ કરી લીધું હોય તો ઔરત નિકાહમાં છે અને શોહરને હક છે કે તે એને લઇ જાય અને જો ઇદ્દત ગુજરી ગઇ અને રૂજુઅ નથી કર્યું તો ઔરત બાઇના થઇ જશે એટલે કે નિકાહથી નિકળી જશે. અને શોહરનો એના ઉપર કોઈ હક રહેશે નહીં હાં, અગર ઔરત રાજી હોય તો ફરીથી નિકાહ કરી શકાય છે. હલાલહની જરૂરત રહેવી નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગુસ્સામાં બે તલાક આપી છે.

(૭૭૦) સવાલ :– મેં મારી ઔરતને ગુસ્સાની હાલતમાં તલાકના સરીહ શબ્દથી બે વખત એનો ઉચ્ચાર કરી બે તલાક આપી છે. ફરી એ ઔરતને મારા નિકાહમાં રાખવા માંગું છું. તો શું શરીઅતની રૂએ મારે ફરીથી નિકાહ પઢવો પડશે ? તલાક આપવાને આજે આઠ દિવસ થયા છે. તો શું એ ઔરતને બગેર નિકાહે રૂજુઅ કરી શકું છું કે નહીં ?

જવાબ :– અગર સહજે 'તલાક' બે વાર જ બોલ્યા હોય તો ઈદ્દતની અંદર રૂજુઅ કરી શકાય છે. નિકાહ કરવાની જરૂરત નથી. પરંતુ રૂજુઅ કરવા પછી જ્યારે પણ એક તલાક આપશો તો આગળની બે તલાકો મળી ત્રણ તલાક થઈ જશે. એનો ખ્યાલ રાખવો જરૂરી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## નશાની હાલતમાં તલાક

(૭૭૧) સવાલ :– મારા એક દોસ્તે પોતાની ઔરતને ફારગતી લખી પોતે એકલપણામાં આ કામ કર્યું છે. અંદર લખ્યું છે કે 'આજથી તુ મારા નિકાહમાંથી છુટી છે. તું તારે જ્યાં ફાવે ત્યાં ફરી શકે છે. તું મારી બહેન બરાબર છે. તું હવે મારાથી છુટી છે તું જે ધારે તે કરી શકે છે. તેમાં મારે કાંઈ વાંધો નથી. તલાક, તલાક, તલાક અને આ કામ તેણે દારૂના નશાની હાલતમાં કર્યું છે. નશો ઉતરતાં તેને બધા વિચારો સતાવવા લાગ્યા. પોતે મંઝાયો પરંતુ બધું બેકાર સમજી બેસી રહયો છે. એને પોતાને આ ઔરતને પોતાના નિકાહમાં પાછી લાવવી છે. તો તેના માટે શરીઅત શું હુકમ આપે છે ?

જવાબ :– દારૂના નશામાં આપેલી તલાક પડી જાય છે. 'હિદાયહ'માં છે :– 'તલાકુસ્સકરાનિ વાકિઅન' (ભાગ-૨ પાનું-૩૩૮)

આથી પુછેલી સુરતમાં ત્રણ તલાક પડી ગઈ છે. અને ઔરત નિકાહમાંથી નિકળી હરામ થઈ ગઈ છે. શરઈ હલાલહ વગર હલાલ થઈ શકતી નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ધણી તલાક ન આપે યા ગાંડો હોય તો કોર્ટથી છુટાછેડા લઈ શકાય ?

(૭૭૨) સવાલ :– મારી દીકરી આકિલ (સમજદાર) બાલિગહ (પુખ્ત વયની છે. તેના નિકાહ લગભગ ત્રણ વર્ષ પહેલાં થયા હતા. નિકાહ પછી મારી દીકરી તેના ધણીના ઘરે ગઈ હતી. ત્યાં તેના ધણીના મગજની હાલત બરાબર ન લાગી. તેનું મગજ અસ્થિર લાગ્યું તે છતાં તેણીએ ચારથી છ માસ સુધી તેના

ધણીની માનસિક હાલત સુધારવાની કોશિશ કરી પરંતુ પરિણામ કાંઈ જ આવ્યુ નહીં. તેણીના સાસુ-સસરા તેણીના ધણીને કહયા કરતા કે તું ગાંડો છે. અમારે બે જણાનો નિભાવ કેમ કરવો ? તેણીના સાસુ-સસરા તેણીને અને તેણીના ધણીને પેટ પુરતું ખાવાનું પણ આપતા નહીં. અને તેણીને કાયમ માટે નિભાવવી ન પડે એટલે દરરોજ મારઝુડ કર્યા કરતા. આવી અસહય તકલીફો લગભગ ચાર મહીના સુધી સહેન કરી. એ દરમિયાન તેણીના જેઠ મુંબઇથી આવ્યા અને તેઓ તેણીનું દુઃખ અને ભુખ જોઇ ન શકયા. એટલે તેઓ તેણીને મારા ઘરે મુકી ગયા ત્યારથી તેણી મારા ઘેર છે. તેણીનો ધણી મારે ઘેર આવીને તેણીને ચાર-પાંચ વખત માર મારી ગયો છે મારા ઘરની સામે આવી ગાળો તેમજ પથ્થરના ઘા પણ કરી ગયો છે. તેના મગજની હાલત દિવસે દિવસે બગડતી જાય છે. આર્થિક સ્થિતિ પણ બરાબર નથી જેથી તેણી મારે ઘેર રહે છે. તેણીનો ધણી બેકાર છે કામધંધા વગરનો છે. માટે તેણીને તેની સાથે જીવનનિર્વાહ કેવી રીતે કરવો ? સર્વે તકલીફોને લઇ મારી દીકરી તેનાથી છુટા છેડા લેવા માંગે છે તેણી ધણીની સાથે જીવન ગુઝારવા બિલકુલ ખુશ નથી. તેણી તલાક માંગે છે. પરંતુ તેણીનો ધણી તલાક આપતો નથી. માટે હવે શરી-અત મુજબ મારી દીકરી તેનાથી કેવી રીતે અલગ થઇ શકે ? તેનાથી છુટા છેડા કેવી રીતે મેળવવા ? શું કોર્ટમાં જઇ તલાક મેળવી શકાય ? અને કોર્ટે માન્ય રાખેલ તલાક શરીઅતમાં માન્ય ગણાય છે કે કેમ ? ખુલાસાવાર જવાબ આપી આભારી કરશો.

જવાબ :–છોકરીને જોઇએ કે તકદીર ઉપર રાજી રહી ધણી સાથે સુખ દુઃખથી જીવન ગુઝારે, તકદીરમાં સુખ હશે તો મળશે. બધા દિવસો સરખા હોતા નથી જો છોકરી એકદમ તંગ આવી ગઇ હોય અને ધણી સાથે ઝિંદગી ગુઝારવી એના માટે અશકય થઈ પડી હોય. અને ઔરત જવાન હોવાને લીધે વિના ધણીએ જીવન ગુઝારી શકતી ન હોય અથવા ગુઝરાનનું કોઇ સાધન ન હોય તો ઔરત શરઈ કાઝીની કચેરીમાં કેસ નોંધાવે શરઇ કાઝી ન હોય તો મુસલમાન મેજીસ્ટ્રેટની અદાલતમાં કેસ દાખલ કરે. જેને આ પ્રકારના કેસોના ચુકાદાનો ઇખતિયાર હોય અને તે ઇસ્લામી શરઇ કાનુન અનુસાર કેસ ચલાવી ફેંસલો આપી શકે. નહીં તો દીનદાર મુસલમાનોની પંચાયતમાં (જેમાં અનુભવી આલિમ પણ હોય) છોકરી પોતાનો કેસ રૂજુઅ કરે અને શરઇ કાનુન

મુજબ છુટા છેડાનો હુકમ આપે તો છોકરી છુટી થઈ શકે છે. ગેર મુસ્લિમ મેજિસ્ટ્રેટનો ફેંસલો મુઅતબર નથી જ્યાં સુધી મુસ્લિમ પંચાયત ફેંસલો ન આપે ત્યાં સુધી કોર્ટના ચુકાદા ઉપર અમલ કરી શકાય નહીં. (હીલતુન્નાજિઝહ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## એવા તલાકનામાથી નિકાહ થઇ શકે ?

**(૭૭૩) સવાલ :**-તલાકનામું નીચે મુજબ છે.

સદર ગામના..............જત લખવાનું કે તમારી છોકરી બાઇ......ની નિકાહ પ્વાની મારી સાથે કરેલ પરંતુ ઘણા વર્ષથી મગજ ખરાબ હોવાથી હમોને હેરાન બહું કરે છે. માટે આજરોજ તલાક દઇ છુટી કરવામાં આવે છે. તે જાણુશો. બસ એજ.

નોટ :-આ તલાકનામાને ચાર વર્ષ થવા આવ્યા છે. હવે મિયાં-બીબી બન્નેવ નિકાહ કરવા રાજી છે. તો હલાલહ વગર નિકાહ થઈ શકે કે નહીં ?

**જવાબ :**-આ તલાકનામું અસલ હોય અથવા અસલના મુતાબિક હોય તો નિકાહ થઈ શકે છે હલાલહની જરૂરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## વિદાયગીરી પહેલાં તલાક મળી તો ઇદ્દત વિષે

**(૭૭૪) સવાલ :**- એક છોકરીની શાદી થવાને ૬ વર્ષ થયા છે. પરંતુ આજ લગી વિદાયગીરી થઈ નથી. તે છોકરી પોતાના ધણીથી એકાંતમાં મળી પણ નથી. હવે તે છોકરીને તલાક મળી છે તો એવા સંજોગોમાં તેના માટે ઇદ્દત ગુઝારવી જરૂરી છે કે નહીં ? ઇદ્દત ગુઝારવા વિના બીજા સાથે નિકાહ કરી શકે કે નહીં ?

**જવાબ :**- પુછેલી સુરતમાં જ્યારે છોકરી ધણીને ત્યાં ગઇ નથી. અને ધણી સાથે મેળાપ થયો નથી તો તેના માટે તલાકની ઈદ્દત નથી.

'કુર્આને મજીદ'માં છે :- "યા અય્યુહલ્લઝીન આમનૂ ઈઝા નકહતુમુલ મુઅમિનાતિ સુમ્મ તલ્લકતુમુહુન્ન મિન કબ્લે અન તમસ્સુહુન્ન ફમા લકુમ અલયહિન્ન મિન ઇદ્દતિન તઅતદ્દુનહા."

**અર્થાત :**- હે ઇમાનવાળાઓ ! જ્યારે તમો મુસલમાન સ્ત્રીઓ સાથે નિકાહ કરો પછી તમે તેમને હાથ લગાડતાં પહેલાં તલાક આપી દો તો તેમના ઉપર તમારી કોઇ ઇદ્દત નથી. (સુરએ અહઝાબ-પારો-૨૨)

જેથી તલાક મળયા પછી ઇદ્દત ગુઝારયા વગર બીજા સાથે નિકાહ કરી શકે છે. (હિદાયહ વિગેરે) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## હમલની હાલતમાં તલાક

**(૭૭૫) સવાલ :**–એક માણુસે પોતાની ઔરતને અણબનાવના કારણે ત્રણ તલાકો આપી દીધી ઔરતને મહેર અને ઇદ્દતનો ખર્ચ પણ ચુકતે આપી દીધો છે. જેની રસીદ પણ મળી ગઈ છે. એ અંગે એક બીજાને કોઇ ઝાતનો વાંધો પણ નથી. તલાક આપવામાં આવી ત્યારે ઔરત હમલવાળી હતી. એવી હાલતમાં તલાક થઇ શકે કે નહીં.

**જવાબ :**– હમલવાળી ઔરતને તલાક આપવામાં આવે તો તલાક થઇ જાય છે હમલ તલાકને રોકનાર નથી. (હિદાયહ ભાગ-૨ પાનું-૩૩૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## હામેલહની તલાકની ઇદ્દત વિષે.

**(૭૭૬) સવાલ :**–હામેલહને તલાક આપવામાં આવે તો ઇદ્દત કેટલી ગુઝારવી જોઈએ. બચ્ચું પૈદા થતાં સુધી કે ત્રણ મહીના ?

**જવાબ :**–હમલવાળી ઔરતને તલાક આપવામાં આવે તો ઇદ્દત 'વઝએ હમલ' (બચ્ચું થવા)થી પુરી થશે. (કુર્આને કરીમ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ત્રણ તલાક પછી પતિ-પત્ની તરીકે કયારે રહી શકાય ?

**(૭૭૭) સવાલ :**–ઉપરનો દુઃખદ બનાવ બન્યા પછી મર્દ અને ઔરત પછતાય રહયાં છે. તેઓ હવે એક બીજા સાથે સંબંધ જોડવા માંગે છે તો હવે તેઓ શી રીતે સંબંધ જોડી શકે ? અને ફરી પતિ-પત્ની તરીકે કઇ રીતે રહી શકે ? શરીઅતનો એ અંગે શું હુકમ છે ? વિગતવાર જણાવી આભારી થશો.

**જવાબ :**–ત્રણ તલાક આપવાથી ઔરત હરામ થઇ જાય છે. નિકાહ કરવાથી હલાલ થતી નથી. હા, જો એ ઔરત ઇદ્દત પુરી થયા પછી બીજા સાથે નિકાહ કરી લે અને તે બીજો પતિ તેની સાથે સંભોગ કર્યા પછી મરણ પામે અથવા કોઇ કારણસર યા મસ્લિહતે તલાક આપે તો ઇદ્દત પુરી થયા પછી પહેલા પતિ સાથે નિકાહ કરી શકે છે

કુર્આનમાં છે :–'ફઇન તલ્લકહા ફલા તહિલ્લુ લહુ મિમ બઅદુ હત્તા તનકિહ ઝવજન ગયરહુ, ફઇન તલ્લકહા ફલા જુનાહ અલયહિમા અંયયતરાજઆ'

**અર્થાત** :–પછી જો (બે તલાકો ઉપર બસ નહીં કરે.) ત્રીજી તલાક પણ આપી દે તો પછી તે ઔરત તેના માટે હલાલ પણ રહેશે નહીં ત્યાં સુધી કે

અર્થાત :-પરંતુ મોત સમયે એનું ઇમાન ચાલ્યા જવાનો મને ભય છે. કારણ કે તેણે ઔરત મેળવવા ખાતર પોતાના મઝહબનું અપમાન કર્યું છે. જેને અત્યાર સુધી એ સત્ય અને હક માનતો હતો (શામી ભાગ-૩ પાનું-૨૬૩)

ખુદાપાક સુએ ખાતિમહથી બચાવે. આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## બદકાર (વ્યભિચારી) ઔરતને તલાક દેવી કે નહીં ?

(૭૭૮) સવાલ :-એક માણસે પોતાની ઔરતને ઝિના (વ્યભિચાર) કરાવતાં પકડી તો તેને રાખવી કે તલાક આપવી જોઇએ ? તલાક ન આપે તો તે ગુનેહગાર થશે કે નહીં ?

જવાબ : ધણીને એનાથી મહબ્બત હોય અને ખાત્રી હોય કે ઔરત હવે પછી એવું કામ કરશે નહીં અને પતિ-પત્નીના હકો ભોગવવામાં ફરક પડશે નહીં તો તેને તલાક આપવી જરૂરી અને વાજીબ નથી. તેણીને પોતાના નિકાહમાં રાખી મુકશે તો ગુનેહગાર થશે નહીં.

'દુર્રે મુખ્તાર'માં છે :-'લા યજિબુ અલઝવજિ તત્લીકુલ ફાજિરતિ'

અર્થાત :-બદકાર ઔરતને તલાક આપી દેવી પતિ ઉપર વાજીબ નથી.

આપ (સલ.) પાસે આવો કેસ આવ્યો હતો. આપ (સલ.)એ પતિને સલાહ આપી કે એને છોડી દે. પતિએ કહ્યું કે એ મને ઘણી વહાલી છે તો આપ (સલ.)એ ફર્માવ્યું કે ત્યારે રાખી મુક. (શામી ભાગ-૫ પાનું-૩૭૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુર્તદ થવાથી શરઇ હલાલહ વગર ઔરત હલાલ થશે નહીં.

(૭૭૯) સવાલ :-એક બાઇએ પોતાનો ધર્મ છોડી ઇસ્લામ ધર્મ કબુલ કર્યો. અને એક મુસ્લિમ સાથે નિકાહ કર્યા ઔલાદ પણ થઇ. પછી અણબનાવથી તલાક આપી દીધી. તલાક મળવા પછી તેણી પોતાના ધર્મમાં પાછી ચાલી ગઇ. અને ૧૫ વર્ષ ધણી વગર ગુઝારી પાછી ઇસ્લામમાં દાખલ થઈ ગઇ તો પુછવાનું એ છે કે એ બાઇ આગલા ધણી સાથે હલાલહ વગર નિકાહ કરી શકે છે કે નહીં ?

જવાબ :-અગર પુરવાર થઇ જાય કે ધણીએ ત્રણ તલાક આપી હતી જેનાથી તેણી બાઈનહ મુગલ્લઝહ થઈ ગઇ હતી તો હલાલહ વગર નિકાહ

થઈ શકતા નથી. મુર્તદ થઈ જવાથી તલાકે સલાસહ મુગલ્લઝહનો અસર બાતિલ થઈ જતો નથી (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું ૭૪૧)

બે ત્રણ તલાક આપવાનું સાબિત ન થાય ફક્ત એક-બે તલાક આપી હોય તો હલાલહની જરૂરત નથી તજદીદે નિકાહ કાફી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## નશાની હાલતમાં તલાક થશે કે કેમ ?

(૭૯૦) સવાલ :- હું માસ સાસરે ઈદ પર ગયો હતો. અને મારી ઔરત પણ ત્યાં ગએલી હતી. અને ઈદ પછી મેં મારી ઔરતને સાથે લાવવા તૈયાર કરી. પરંતુ સાસુ-સસરાએ મોકલવા ના કહયું. ત્યાર બાદ સામે બારણે તેની ફોઈ રહેતી હતી તેને આ બાબત પતાવવા કહયું. પરંતુ એ બાબત પતી નહીં. ત્યારે હું નશાની હાલતમાં હતો. અને એની ફોઈની નાની છોકરીની સામે હું ગુસ્સામાં તલાક, તલાક એમ બે વાર કહી આવ્યો. તો શું મારી ઔરત મારા નિકાહમાં રહી કે નહીં

જવાબ :- જ્યારે તમોએ તમારી ઔરતને તલાક. તલાક, એમ બે વાર જ કહયું છે. ત્રીજી વાર કહેલું નથી તો બે તલાક રજઈ પડેલી ગણાંશે અને ઈદ્દત દરમિયાન ઔરતને નિકાહ વગર રાખી શકાશે. પરંતુ હવે પછી એક તલાક પણ આપશો તો આગલી બે તલાકો સાથે ત્રણ તલાકો થઈ ગએલી ગણાંશે અને પછી શરઈ હલાલહ વગર ઔરત હલાલ થશે નહીં એની નોંધ લેશો. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## તલાકમાં મર્દ-ઔરતનો મતભેદ હોય તો ?

(૭૯૧) સવાલ :- એક માણસે પોતાની ઔરતને તલાક આપી અને ઔરત પોતાના બાપના ઘરે ચાલી ગઈ. પરંતુ બે વર્ષ પછી મર્દ એમ કહે છે કે મેં મારી ઔરતને બે તલાક આપી હતી. અને ઔરત કહે છે કે મને ત્રણ તલાક આપી હતી. ગવાહ (સાક્ષી) પણ કોઈ નથી. આ પ્રમાણેનો મતભેદ થયો છે તો હવે બન્નેવમાં કોની વાત માન્ય ગણાય ? અને બે વર્ષના ગાળામાં ખાધા-ખોરાકીનો પણ ખર્ચ આપ્યો નથી.

જવાબ :- જ્યારે તલાકને બે વર્ષ થઈ ગયાં તો ઈદ્દત પણ વીતી ગઈ. અને મર્દ ઔરત બન્નેવ આઝાદ થઈ ગયાં. હવે ધણી ઔરતની રઝામંદી સિવાય નિકાહ કરી શકશે નથી. ધણીના કહેવા મુજબ ઔરતને હલાલહની જરૂરત નથી.

પરંતુ ઔરતને ત્રણુ તલાક આપવાનો યકીન છે તો ઔરતના કહયા મુજબ જ્યાં સુધી તે બીજા કોઇ માણસથી નિકાહ ન કરે અને નિકાહ કર્યા બાદ સુહબત ન કરે ત્યાં સુધી પહેલા ધણીથી નિકાહ નથી કરી શકતી. આવી સુરતમાં ઔરતે પોતાના યકીન (ભરોસા) પર અમલ કરવો પડશે. અને એના માટે જાઇઝ નથી કે હલાલા વગર પહેલા ધણીને નિકાહની ઇજાઝત આપી દે.

'શામી'માં છે :- વલ્મરઅતુ કલકાઝી ઇઝા સમિઅતહુ અવ અખ્બરહા અદ્લુન લા યહિલ્લુ લહા તમકીનુહુ (ભાગ-૨ પાનું-૫૯૪) ફક્ત ખુદાપાક વધુ જાણુનાર છે.

## ઔરતને માં-બહેન જેમ કહેવું

(૭૮૨) સવાલ :- શું ફર્માવે છે ઉલમા નીચેના મસ્અલામાં કે મારી ધણિયાણી વારંવાર કહયા કરતી કે તમો મારૂં શું કરશો ? છુટી કરી આપશો પછી એક દિવસે બપોરના એણે આમ જ કહ્યું કે તમો શું કરશો ? છુટી કરી આપશો. છુટી કરવી હોય તો કરી આપો. હું ગુસ્સાની હાલતમાં ત્રણુ વખત બોલી ગયો કે તું આજથી મારી માં-બહેનના બરાબર, તો શરીઅતનો શું હુકમ છે ? ઔરત સાથે રહેવા માંગે છે. ફરીથી નિકાહ કરવાની જરૂરત છે ?

જવાબ :- જ્યારે તલાકનો ઝિક્ર ચાલી રહયો હતો તેવા સમયે 'છુટી કરવી હોય તો કરી આપો'ના જવાબમાં આ શબ્દો કહયા છે તો એક તલાકે બાઇન પડી જશે. કેમકે આ શબ્દો તલાકે કિનાયહમાંથી છે જેના લઇ પહેલા શબ્દથી એક તલાકે બાઇન પડી જશે અને બીજી-ત્રીજી વખત કહેલા શબ્દો 'અલબાઇનુ લા યુલહિકુલ બાઇન'ના કાનુન અનુસાર બેકાર જશે. જેથી મીયાં બીવી રઝામંદ હોય તો ફરીથી નિકાહ થઇ શકે છે. હલાલહની જરૂરત નથી. (હિદાયહ ભાગ-૨ પાનું-૩૯૦) (હિદાયહ ભાગ-૨ પાનું-૩૫૩ ફક્ત ખુદાપાક વધુ જાણુનાર છે.

## ફક્ત સોચવાથી તલાક થશે નહીં.

(૭૮૩) સવાલ :-મર્દ અને ઔરતમાં બનાવ નથી. મર્દના કહેવા ઉપર ઔરત ચાલતી નથી. જેનાથી દિમાગ કોઇ-કોઇવાર પરેશાન થઇ જાય છે પરંતુ દિલ છુટી કરવા માનતું નથી. એટલા માટે કે સગાઇ. ઔલાદ બધુ જોતાં મૌત સુધી નિભાવવાનો ઇરાદો થાય છે. પરંતુ દિલમાં વસવસા આવ્યા કરે

છે. અને વસવસા દિલમાં તલાક, તલાક, તલાક ના થાય છે. તે સમયે તલાક આપવાની નિય્યત પણ હોતી નથી. અને આ શબ્દોને ઝબાનથી ડોહરાવવામાં પણ આવતા નથી. સોચ-સોચમાં જ આ વસવસા આવે છે તો શું આવી સુરતમાં તલાકો પડી જાય છે કે નહીં ?

જવાબ :–ઝબાનથી બોલ્યા વગર ખાલી સોચવાથી અને દિલના વસવસાઓથી તલાક પડશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ત્રણ તલાક પછી હલાલુ અને અને ઈદ્દત.

(૭૮૪) સવાલ :–એક માણસે પોતાની ઔરતને મુગલ્લઝહ તલાક આપી દીધી પછી ઔરતે સાડા ત્રણ મહીના બાદ બીજા નિકાહ કર્યા પછી તેણે ત્રણ તલાક આપી સાડા ત્રણ મહીના ઇદ્દત પુરી કીધી હવે પહેલા ધણીથી નિકાહ કરવા ચાહે છે. પરંતુ ખાસ વાત એ છે કે ઔરતને જ્યારે પહેલા ધણીથી બચ્ચું પેદા થયું તે દિવસથી આજ સુધી આશરે સાત આઠ મહીના થયા હૈઝ આવ્યું નથી તો શું આ ઔરત પહેલા મર્દથી નિકાહ કરી શકે છે જમાદીયુલ અવ્વલના પહેલા ચાંદે મર્દે સાનીએ હલાલો કરી મુગલ્લઝહ કરી આપી છે. અને આજ સુધી હૈઝ પણ આવ્યું નથી તો હવે પહેલા ધણીના નિકાહમાં આવી શકે છે ? જવાબ ખુલાસે આપશો.

જવાબ :– પુછેલી સુરતમાં મુગલ્લઝહ તલાક મળેલ ઔરતે ઇદ્દતના સાડા ત્રણ મહીના ગુઝારી બીજા મર્દથી નિકાહ કર્યા તે મુઅતબર નથી. ત્રણ હૈઝ ગુઝારવું જરૂરી છે. ત્રણ હૈઝ આવી જવા પછી આ ઔરત બીજા મર્દથી નિકાહ કરી શકે છે એવી રીતે બીજો ધણી સહીહ નિકાહ કર્યા બાદ સુહબત કર્યા પછી તલાક આપી દે તો ત્રણ હૈઝ ગુઝારવા પછી પહેલા ધણીના નિકાહમાં આવી શકે છે અને જો હમલ રહી જાય તો બચ્ચું પૈદા થવા પછી નિકાહમાં આવી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## તલાક પછીનું હૈઝ ઈદ્દતમાં ગણાશે કે નહીં ?

(૭૮૫) સવાલ :– અગર કોઈએ આજે તલાક આપી અને એક-બે દિવસ પછી હૈઝ આવ્યું તો શું આ હૈઝ ઇદ્દતમાં ગણાશે કે નહીં ?

જવાબ :– તલાક પછી જે હૈઝ આવ્યું તે ઇદ્દતમાં શુમાર થશે એના પછી બે હૈઝ બીજા આવી જવા બાદ તલાકની ઇદ્દત પુરી થશે ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફારગતી શબ્દથી કઇ તલાક થશે ?

**(૭૮૬) સવાલ :-** એક માણસે લડતાં ઝઘડતાં પોતાની ઔરતને કહ્યું હવે તો હું ફક્ત નામનો જ તારો ધણી છું. તો બીવીએ પુછયું એનાથી તમારો શું મતલબ છે ? ધણીએ કહ્યું 'ફારગતી' તલાક, તલાક, તલાક, તો પુછેલી સુરતમાં કઇ તલાક વાકિઅ થઇ ?

**જવાબ :-** પુછેલી સુરતમાં ત્રણ તલાક મુગલ્લઝહ વાકિઅ થઇ ગઈ. ફારગતીનો શબ્દ કિનાયામાંથી છે. એનાથી વગર નિય્યતે તલાકે બાઇન થાય છે. લિઅન્નહુ ફિલ્કર્દિ તલાકુન બાઇનુન' જેથી ઈમદાદુલ ફતાવા માં છે કે લફઝે ફારગતી કિનાયા છે. અને એનાથી તલાકે બાઈન પડી જવું મુતઆરફ છે. જેના લઈ વગર નિય્યતે એનાથી તલાકે બાઇન પડી જશે. (પાનું ૩૯૩ ભાગ-૨)

ફારગતીના શબ્દ પછી ત્રણ શબ્દો સરીહ તલાકના બોલાયા છે અને કાયદો છે કે ઔરત મદખુલહ હોય તો બાઇન સાથે સરીહ મળી જાય છે.

'દુર્રે' મુખતારમાં છે. અસ્સરીહુ યુલહિકુસ્સરીહુ વયુલહિકુલ બાઇનુ બિશર્તિલ ઈદ્દતિ. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૬૪૫)

માટે પાછળની એ સરીહ મળીને તલાકે મુગલ્લઝહ થઈ ગઇ. જો ઇઝાફત ન હોવાનો શુબ્હ હોય તો સરીહ ઇઝાફત જરૂરી નથી. મઅનવી ઈઝાફત કાફી છે. જેના માટે દલાલતે હાલ યઅની કરીનો મોજુદ છે. ( શામી ભાગ-૨ પાનું ૫૯૦-૫૯૧) જેથી તલાક વાકેઅ હોવામાં શુબ્હ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ધણી ન બોલાવે અને તલાક ન આપે તો શું કરવું ?

**(૭૮૭) સવાલ :-** મારો ધણી ૧૦ વર્ષથી મને બોલાવતો નથી. કોઈ પણ જાતની પુછપરછ કરતો નથી. ખર્ચ પણ આપતો નથી. એણે બીજી શાદી કરી લીધી છે મને તલાક પણ આપતો નથી તો હું શું કરૂં ? મારા માં-બાપ ગરીબ છે જેથી આપ શરીઅતથી છુટકારાની રાહ બતાવશો.

**જવાબ :-** ધણી રાઝી ન હોય તો મહેર માફ કરીને અથવા ઝેવર વિગેરે દઇને ખુલઅ કરી અલગ થઇ જાવ. ધણી એનાથી પણ રઝામંદ ન થતો હોય તો કાનુની રીતે તલાક આપવા પર મજબુર કરવામાં આવે. અગર ધણી તલાક ન આપે અને કોર્ટ તલાકનો ફેંસલો કરે તો એ ફેંસલો શરઈ કાનુન ન હોવાથી

મુઅતબર નથી જેથી મુસ્લિમ પંચાયતના સામે (જેમાં મામલા ફહમ મુસ્તનદ આલિમ પણ હોય) પોતાનો મુકદ્દમો પેશ કરવામાં આવે. મુસ્લિમ પંચાયત નવેસરથી શરઈ કારરવાઇ કરીને ધણીથી તલાક અપાવે યા પોતે જ તલાકનો ફેંસલો કરે તો ઇદ્દત ગુઝારવા પછી બીજાથી નિકાહ કરી શકે છે. (હીલતુન્નાજિઝહ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

## આમટી ત્રણ તલાક અને ઇદ્દત વિગેરેની ખોરાકી અને બાળકોની પરવરિશ વિષે

(૭૮૮) સવાલ શું ફર્માવે છે ઉલમાએ દીન નીચેના મસ્અલામાં કે એક માણસે પોતાની ઔરતને ધમકી તરીકે કહી આપ્યું કે 'ચાલીજા' અને તલાકની નિય્યત વગર ઝુબાનથી તલાક, તલાક તલાક, કહયું હાલાંકે એની નિય્યત તલાકની ન હતી. તો તલાક થઇ કે કેમ ? થઇ તો કઇ રજઇ કે બાઇન ? અને કેટલી થઈ ? રૂજુઅ કરી શકાય કે નહીં ? અગર ન કરી શકાય તો શું વિના હલાલાએ નવેસરથી નિકાહ પઢી પોતાની ઔરતને પાછી લાવી શકે છે ? શરઇ હુકમથી વાકેફ કરશો.

જવાબ :-ધણીએ ધમકાવવા માટે ઔરતથી એમ કહયું છે કે 'ચાલી જા' અગર પહેલાંથી તલાકનો ઝિક્ર હતો અથવા ગુસ્સામાં કહયું તો એક તલાકે બાઇન પડી જશે. ઇદ્દતની અંદર હોય કે પછી ઇદ્દત ખતમ થઇ ગઇ હોય નિકાહ કરવા પડશે જ્યારે કે ઔરત રઝામંદ હોય. એ શબ્દો કિનાયામાંથી છે. તલાકે બાઇન થશે. રજઇ ન ગણાંશે જેથી રૂજુઅનો હક હાસિલ નથી. અને આ શબ્દો કે 'તલાક, તલાક, તલાક, એનાથી તલાક વાકેઅ નહીં થાય કેમકે તલાકમાં ઇઝાફત જરૂરી છે. વિના ઇઝાફતે તલાક વાકેઅ થતી નથી અહીંયા ઇઝાફત નથી. જેના લઇ એક તલાકે બાઇન પડી ગઈ છે. જો પહેલાંથી તલાકની ચર્ચા હતી કે પછી ગુસ્સામાં કહયું છે. જેથી નિકાહ કરાવવામાં આવે હલાલાની જરૂરત નથી. કેમકે એક તલાક થઇ છે.

જે હુકમ લખ્યો છે તે પુછેલી સુરતનો જવાબ છે. અને હકીકતમાં બનાવ પણ એ ન હોય તો હુકમ પણ એ નથી. જેવો બનાવ હશે તેવો હુકમ થશે. ફકઝા ફી કુતુબિલ ફિકહ............ લખનાર-મુઝફ્ફર અહમદ કાદરી.

મુફતી જામેઅહ મુઝફ્ફરિયહ બરકાતુલ ઉલુમ.

દાનાગંજ જિલ્લા બદાયુન (યુ. પી.)
૨૩ ઝિલ્હજ્જ ૧૩૯૧ હિ. મુતાબિક ૯ જાન્યુઆરી ૧૯૭૨ ઈ.

જવાબ સહી અને ખરો છે. શફીઅ અહમદ ઉફિય અન્હુ ખાદિમ મદ્રસા મુઝફ્ફરિય્યહ બરકાતુલ ઉલુમ

જવાબ :-'ચાલી જા' એ શબ્દ કિનાયામાંથી છે કે એમાં નિય્યત શર્ત છે જેથી અગર ઔરતને ધમકાવવા અને ડરાવવા માટે કહયું છે અને તલાકની નિય્યત નથી. તો તલાક થશે નહીં (દુરે મુખતાર શામી સાથે ભાગ-૨ પાનું-૬૩૭) (ઇમદાદુલ ફતાવા ભાગ-૨ પાનુ-૩૭૭)

પરંતુ એના પછી 'તલાક' ત્રણ વખત બોલવામાં આવ્યું છે. જેથી ત્રણ તલાક પડી જવાનો હુકમ આપવામાં આવશે. બાકી એ કે એની તલાકની નિય્યત નથી તો હકીકત એ છે કે 'તલાક'નો શબ્દ તલાક આપવા માટે સરીહ છે. નિય્યતનો મુહતાજ નથી. (હિદાયહ ભાગ-૨ પાનું-૩૩૯) (અલ ઇખતિયાર શર્હુલ મુખતાર ભાગ-૩ પાનું-૧૨૫) (ફતાવા આલમગીરી ભાગ-૨ પાનું-૪૦૦) મતબુઅહ હિંદ)

સામાન્ય રીતે પણ ડરાવવા અને ધમકાવવાની વાત કાબિલે કુબુલ નથી. (દુરે મુખતાર શામી સાથે ભાગ-૨ પાનું-૫૯૨)

અલબત્ત તલાક વાકેઅ હોવા માટે ઈઝાફત જરૂરી છે. યઅની નિસ્બત કરવી એટલે નામ લઇને યા તો ઇશારો કરીને યા સંબોધીને તલાકને બીવીની તરફ મનસુબ કરવું જેમકે બીવીનું નામ હિન્દહ છે તો કહે કે હિન્દહને તલાક યા તો બીવીના તરફ ઈશારો કરતાં કહે કે એને તલાક યા સંબોધતાં કહે તને તલાક, તમોને તલાક, પરંતુ ઈઝાફતે સરીહહ લાઝિમ નથી. મઅનવી ઈઝાફત જે કરાઇન અને મુઝાકિરહ અને દલાલતે હાલથી સાબિત હોય તે કાફી છે. (શામી ભાગ-૨ પાનું-૫૯૦-૫૯૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

સવાલ :-(૨) ઉપરની બિના બન્યા પછી પણ અઠવાડિયા સુધી ઔરત ધણીના ત્યાં રહી અને એણે પોતાના કોઇ કાર્યથી એવું ઝાહિર ન થવા દીધું કે ચાલી જવાવાળી છે. અને ત્રણ અઠવાડિયા પછી એક દિવસે મોકો જોઇને જ્યારે કે એનો ધણી અને સાસુ ઘરમાં ન હતાં પોતાના છ છોકરા અને છોકરીઓને લઇ અને ઘરમાંથી જે કાંઈ લેવું હતું તે બધું સમેટીને પોતાના

બનેવી સાથે એના મકાન પર ચાલી ગઇ જયારે તેના ધણીએ તેને બોલાવી તો ઔરત તથા એનો બનેવી કહે છે કે તમોએ તેને તલાક આપી દીધી છે. જેથી આવશે નહીં. બે મહીનાથી વધુ દિવસ તેના બનેવીએ તેના ઘરે રાખી હવે ઓરત ભાડાનું મકાન લઇ એમાં રહેવા માટે આવી ગઇ છે. અને છ બચ્ચાઓ અને પોતાનો નફકો અને તમામ ખર્ચનો મુતાલેબો ધણીથી કરી રહી છે. અને ધમકી આપી રહી છે કે કોર્ટમાં કેસ કરી છ બચ્ચાઓ અને પોતાનો પુરો ખર્ચ વસુલ કરીશ. તો સવાલ એ છે કે પુછેલી સુરતમાં ઔરતને તલાક થઇ કે નહીં? અને થ તો કઇ તલાક થઇ ? રજઇ કે બાઇન ? રજઈ થઇ હોય તો એને રૂજુઅનો હક હાસિલ છે કે કેમ ? અને અગર બાઇન થઇ તો તે મર્દ નવેસરથી નિકાહ પઢીને તે ઔરતને વિના હલાલે લાવી શકે છે કે કેમ ?

જવાબ :-(૨) પુછેલી સુરતમાં તલાકે બાઇનહ મુગલ્લઝહ થઈ ગઇ. રૂજુઅ કરી શકાય નહીં નિકાહ કરવાથી પણ ઔરત હલાલ થશે નહીં. શરઈ હલાલા વગર ઔરત હલાલ થઇ શકતી નથી

હિદાયહમાં છે :-વઈન કાનત્તલાકુ સલાસન લમ તહિલ્લુ લહુ હત્તા તનકિહ ઝવજન ગયરહુ (હિદાયહ ભાગ-૨ પાનું ૩૭૯)

તલાકની ઇદ્દત ખતમ થવા સુધીનો નફકહ અને સુકનહનો બંદોબસ્ત હૈસિયતના મુવાફિક શોહરના સિરે છે. જ્યારે કે ઔરત ધણીના ઘરે ઇદ્દત ગુઝારે. અથવા ધણીની ઇજાઝતથી કે શરઇ ઉઝરના લઇ કોઇ બીજી જગ્યાએ ઇદ્દત ગુઝારે. યા પછી ધણી ઘરેથી કાઢી મુકે. અગર ધણીની ઇજાઝત વિના ચાલી જાય જેમકે સવાલમાં છે. તો આવા સંજોગોમાં તે નફકહની હકદાર રહેશે નહીં.

'ફતાવા સરાજિય્યહ'માં છે કે :-મુતલ્લકહ તે જ ઘરમા ઇદ્દત ગુઝારે જેમાં રહેતી હતી. અને ધણી પર એનો નફકો વાજીબ છે અને જો ધણી તેને ઘરેથી કાઢી મુકે તો પણ ધણીના સિરે નફકો અને સકનો લાઝિમ છે. અને જો ઔરત ધણીની રજા સિવાય ચાલી જાય તો તે નાશિઝહ (નાફર્માન) છે. આવી સુરતમાં ધણી પર એનો નફકો વાજીબ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

સવાલ :- (૩) અને જો ઉપરની તલાક મુગલ્લઝહ થઈ તો ઔરતે પોતાનો અને છ બચ્ચાઓનો ખર્ચ જેમાંથી ફકત એક જ સાત વર્ષથી ઓછી ઉમરનો છે. અને બાકીના બધા ૧૦ વર્ષથી ઉપરના છે. નાનો નફકહ અને

લિબાસનાં મુતાલેબાનો હક છે કે નહીં ? ઔરત નાફર્માન સમજવામાં આવશે કે નહીં ? હાલાંકે ધણીનું કહેવું એમ જ છે કે મેં તલાક આપી જ નથી. અને હું તમો સર્વેને પોતાની સાથે રાખવા રઝામંદ છું. પરંતુ ઔરત છોકરાઓ દેવાથી ના પાડે છે. તો શર્અન આ ઔરતને કેટલા મુતાલિબહનો હક છે ?

જવાબ :-(૩) પુછેલી સુરતમાં નાના બચ્ચાઓને રાખવાનો અને પરવરિશ કરવાનો હક માને હાસિલ છે. જેની મુદ્દત ફુકહા (રહ.)એ છોકરા માટે સાત વર્ષ અને છોકરી માટે નવ વર્ષ અને વધુમાં વધુ હૈઝ આવવા સુધીની મુકર્રર કરી છે. આટલી મુદ્દતના નફકહનો ઝિમ્મેદાર બાપ છે. છોકરાઓ પાસે માલ હોય તો એમાંથી ખર્ચો પુરી શકાય છે. અને જો છોકરાઓનો બાપ માલદાર હોય તો છોકરાઓની માં પરવરિશના ઝમાનાનો બદલો પણ માંગી શકે છે. અને ઉપર બતાવેલ ઉમરથી વધુ ઉમરના છોકરાંને બાપ લઇ શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ત્રણ તલાકવાળી હામેલહની ઇદ્દત અને નફકો

(૭૮૯) સવાલ :-તલાકનો એક બનાવ સાત મહીના પહેલાં બન્યો હતો. છોકરાએ ત્રણ તલાક આપી દીધી ત્યાર પછી છોકરીવાળાઓને ખબર દીધી તો તે લોકો આવ્યા અને પંચને જમા કીધી કે ઇદ્દત અને નફકા બાબત ફેંસલો થાય જેથી ઈદ્દત બાબત વાતચીત થઇ તો ઔરતે કહ્યું કે મને અઢી મહીનાથી હમલ છે મહેં કબુલ કર્યું તો પંચવાળાઓએ ઔરતની ઈદ્દત વઝએ હમલ નકકી કીધી અને એના મુજબ દર માસે વઝએ હમલ સુધી ૫૦ રૂ. ના હિસાબથી નફકો નકકી કર્યો અને આપસમાં મામલાની સફાઇ થઇ ગઇ. મહેર વિગેરે અદા કરી દીધી ત્યાર પછી એક મહીને કોઇ ઔરતે ખબર દીધી કે આ છોકરીને તો ખુન આવી ગયું. અને હમલ સાકિત થઈ ગયો. અને એની તસ્દીક પુરી તહકીકથી મળી ગઇ. હવે છોકરાનું કહેવું છે કે ઇદ્દતનો નફકો મારા ઉપર જરૂરી નથી કેમકે હમલની ઇદ્દત ખતમ થઇ ગઇ. અને છોકરીવાળા કહે છે કે ખુન આવી ગયું જેથી હમલ જ ન હતું જેથી તલાકની ઇદ્દતનો નફકો અદા કરો. અને સખત ઇખતિલાફ થઈ ગયો લોકોએ સમજાવી મામલો ઠંડો કર્યો. અને આ નફકાની માંગ છોકરીવાળા તરફથી ખુન આવવા પછી પાંચ માસ બાદ થઇ છે. આ જાણ માટે. જેથી નીચે જણાવેલ વાતોનો ખુલાસો કરવા આભારી થશો.

(૧) હમલની ઇદ્દતમાં ચાર મહીના પછી હમલ સાકિત થઇ જાય તો ઇદ્દત ખતમ થઇ કે નહીં ?

(૨) પુછેલી સુરતમાં ઈસ્કાત પછી મહૅ ઉપર નફ્કો વાજીબ છે કે નહીં ?

(૩) જો મર્દ ઉપર નફ્કો હોય તો કઇ રીતે અને કેટલો અદા કરે ? પહેલા બે હપ્તા પચાસ રૂપિયાના રવાના કરી ચુકયો છે.

(૪) ઔરતના બે કૌલ 'તલાક વખતે હામેલા છું' અને ઇસ્કાત વખતે પહેલાં હામેલા ન હતી' એમાંથી કઈ વાતને માનવી ? જ્યારે કે પહેલા કૌલ સાથે હમલની અમુક અલામત અને શોહરની તસ્દીક મળે છે. તલાક પછી છોકરીને ખુન જારી થવાની અને ઇસ્કાતની દવા વાપરેલ છે. જેથી પુરો ખુલાસો કરશો.

જવાબ :–આ અગાઉ સવાલ આવ્યો હતો કે તલાક વખતે બે માસનો હમલ હતો તે મુજબ ઇદ્દતનો ખર્ચ મુકરર થયો. પરતું ૧૫ દિવસ પછી હેઝ જારી થઈ ગયું તો ઇદ્દતનું શું ? જવાબ આપ્યો કે જ્યારે હેઝ શરૂ થઇ ગઇ તો એવી ઓરતની તલાકની ઈદ્દત ત્રણ હેઝ આવવાથી ખતમ થશે. અઢી ત્રણ મહિના પછી જે ખુન આવ્યું તે પહેલી હેઝ છે. કોઇક વાર હેઝ કઇ-કઈ માસ પછી પણ આવે છે. રહયો ઇસ્કાતનો મામલો, તો ઉસુલ એ છે કે જ્યાં સુધી ખુન જામેલુ હોય યા ગોશ્તનો લોથળો હોય, હાથ-પગ, આંગળી કંઇ બન્યું ન હોય તો આ પ્રમાણેનાં ઇસ્કાતથી ઇદ્દત ખતમ ન થશે. ખુદાનું ફર્માન છે :–"વઉલાતુલ અહમાલિ અજલુહુન્ન અંય યઝઅન હમ્લહુન્ન" (હામેલા ઓરતની ઇદ્દત એમના હમલનું પૈદા થઇ જવું છે ચાહે કામિલ હોય કે પછી નાકિસ બશર્તે કે અવયવ બની ગયો હોય ભલે એક આંગળી જ બની હોય (બયાનુલ કુર્આન)

કુકહા (રહ.)ના હિસાબથી આશરે ચાર મહિનાની મુદ્દતમાં અવયવ બનવું શરૂ થાય છે. અને જયારે અવયવ બનવા લાગે તો તે બચ્ચું છે અને એના સાકિત થવાથી ઇદ્દત ખતમ થઇ જાય છે. ફકત જામેલું લોહી અને ગોશ્તનો લોથળો સાકિત થાય તો એનાથી ઇદ્દત ખતમ થશે નહીં. જેથી આ મુતલ્લકહની ઇદ્દત બાકી છે અને મુતલ્લકહ નફ્કહની હકદાર છે. બે હપ્તા પચાસ રૂપિયાના હિસાબથી દીધેલા છે તે ઇદ્દતના નફ્કામાં ગણાય જશે ઇસ્કાત કરાવવું સાબિત થઇ જાય તો પણ કંઈ ફર્ક પડશે નહીં. બેશક ગુઝરેલા

ઝમાનાનો નફ્કો જયારે માંગ કીધી નથી તો સાકિત થઈ જશે. પરંતુ પુછેલી સુરતમાં ઇદ્દતનો નફ્કો આપવું શોહરે કબુલ કર્યું છે અને માસિક ૫૦ રૂપિયાના હસાબે બે હસા પણ અદા કર્યા છે. તો આ કરારનામા મુજબ નફ્કો દેવો પડશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## તલાક આપવાને સાત માસ થયા છે તો ?

(૭૬૦) સવાલ :- એક માણસ શાદી શુદહ છે. તેને બે છોકરા પણ છે. પરંતુ દીમાગી તવાઝુન કોઈક વખત ખરાબ થઈ જાય છે. દીવાનગી નથી. પણ બહારનો કાંઈક અસર છે. ખુદાવંદી ફઝલો કરમથી 'પુના'માં એક મુદ્દત સુધી મુલાઝિમ પણ રહયો. હાલ બેકાર છે. અને સુરત આવેલો છે. તેણે આજથી છ માસ અગાઉ એક તલાકનામું તેની માં ના નામે મોકલ્યું કે આ મારી ઔરતને પહોંચાડી આપશો પરંતુ તેની માંને એ તલાકનામું મળયું નહીં અને તલાકનામું આજ સુધી હમને પણ મળ્યું નથી. અને ન હમો તેનાથી વાકિફ હતા. તેની ઔરત છ-સાત માસથી તેના બાપના ઘરે છે. અને ખાવા-પીવા રહેવા, સેહવા બચ્ચાઓની પરવરિશનો બોઝ બાપના સિરે છે. ખાવિંદ તરફથી કોઈપણ ઝાતનો ખર્ચ મળતો નથી. બે-ત્રણ દિવસ થયા તે એકાએક બીબીના ઘરે પહોંચ્યો તે વખત છોકરીના બાપ-બહેન અને ખાલા મૌજુદ હતાં એણે પોતે કહયુ કે મેં એક તલાકનામું તમને લખીને મોકલ્યું હતું તે તમને મારી માં મારફત મળયું હશે. કેમકે મેં તમને એક તલાક આપી છે જેથી આજ હું તમને લેવા આવ્યો છું. તેની ઔરતે જવાબમાં કહયું કે તમે મને તલાક આપી દીધી છે અને તેને આજ છ-સાત મહીનાની મુદ્દત વિતી ચુકી છે તો હવે તમો કયા હિસાબે બોલાવવા આવી ગયા. તો એણે જવાબમાં કહયું કે એક તલાક આપી હતી જેથી બોલાવી શકું છું.

હવે તેની માંથી પુછવા પર તે કહે છે કે આ ચીઝ ગલત છે. અને વાત છુપાવે છે કે ખાનદાની અને ઇઝઝતનો સવાલ છે. અને તેની માં તદ્દન જુઠ બોલી રહી છે. આવા સંજોગોમાં તેની ઔરતે શું કરવું જોઈએ કે તલાકનો ઇકરાર ધણી પોતે કરી રહયો છે અને એક તલાક પછી છ-સાત મહીના ગુજરી ચુકયા છે ઇદ્દતના દિવસોમાં તેણે રૂજુઅ પણ કર્યું નથી છોકરીને તેના ધણીને ત્યાં મોકલવામાં આવે તો નવેસરથી નિકાહની જરૂરત છે કે પછી સાત માસ બાદ રૂજુઅ કરી શકે છે ? શરઇ, દ્રષ્ટિએ સમજાવશો.

જવાબ :- તલાક તે જ વખતે પડી જાય છે. જ્યારે આપવામાં આવે જેથી જ્યારે શૌહરના કહેવાથી કે આજથી છ-માસ પહેલાં તલાક આપવામાં આવી છે. તો તે વખતથી ઇદ્દત પણ શરૂ થઈ ચુકી હતી જો ઔરત તે વખતે હામેલા હતી તો વઝએ હમલ પર ઈદ્દત ખતમ થશે. નહીં તો ત્રણ હેઝ આવવા પર ખતમ થશે જો તેને આટલી મુદ્દતમાં ત્રણ હૈઝ આવી ગયા છે તો ઇદ્દત પુરી થઇ ગઇ. હવે રૂજુઅ કરી શકાય નહીં જો ઔરત રઝામંદ હોય તો ફરીથી નિકાહ કરી શકાય છે. અને જો ત્રણ તલાક આપવું સાબિત થઈ જાય તો શરઇ હલાલા વગર ઔરત ધણી માટે હલાલ નહીં થાય. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વિના નિય્યતે અને વગર ઈઝાફતે તલાકનો હુકમ.

(૭૬૧) સવાલ:-એક માણુસ પોતાના છોકરાને તંબીહ કરી રહયો હતો. છોકરાની માંએ દખલગીરી કીધી. તો એણે પોતાની ઔરતને કહયું કે 'ફારગતી' એક વખત અને પછી કહયું કે તલાક, તલાક, તલાક હાલાંકે એની તલાકની નિય્યત ન હતી અને ન તેની વાતનું રૂખ પોતાની ઔરત તરફ હતું. અને ન તેણે પોતાની ઔરતને સંબોધી કહયું કે તને ફારગતી, બલ્કે તે તો છોકરા બાબત વાતંચીત કરી રહયો હતો. અને દરમિયાનમાં આ શબ્દો બોલી ગયો. અને ન તો ઉપરના શબ્દો બોલતી વખત 'તને' કહયું તો શું આવા સંજોગોમાં મર્દનું કહેવું મુઅતબર ગણાંશે ? અને તલાક પડશે કે કેમ ? પડશે તો રજઈ કે બાઇન ? જો બાઇન પડે તો કેટલી ? અને જો એક તલાક પડશે તો મર્દને રૂજુઅનો હક રહેશે કે નહીં ? જો રૂજુઅનો હક ન રહે તો હલાલું કર્યા વગર પોતાની ઔરતને નવેસરથી નિકાહમાં લાવી શકે ખરો ?

જવાબ :- ઔરતને 'ફારગતી'નો શબ્દ એક વખત કહયો તો તલાકે બાઇન પડી ગઈ 'ફારગતી'નો શબ્દ કિનાયાતમાંથી છે જેથી વિના નિય્યતે તલાકે બાઇન પડી જવું મુતઆરફ છે. 'ઇમ્દાદુલ ફતાવા' માં છે. :- 'ફારગતી' શબ્દ કિનાયહ છે. અને એનાથી બાઈનનું પડવું મુતઆરફ છે જેથી વગર નિય્યતે એનાથી તલાકે બાઈન પડી જશે. (ભાગ-૨ પાનું ૩૯૩) ફારગતીના શબ્દ પછી સરીહ તલાકનો શબ્દો ત્રણ વાર બોલવામાં આવ્યા છે. અને કાયદો છે કે ઔરત જ્યારે મદખુલહ હોય તો બાઈન તલાક સાથે સરીહ તલાક મળી જાય છે.

અસ્સરીહુ યુલ્હીકુર સરીહુ વયુલ્હીકુલ બાઇનુ બિશર્તિંલ ઇદ્દતિ (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૬૪૫) જેથી પછીની બે સરીહ તલાક મળી ત્રણ તલાક મુગલ્લઝહ થઇ ગઇ. હલાલહ કર્યા વગર ઔરત હલાલ થઇ શકતી નથી. 'ફઇન તલ્લકહા ફલા તહિલ્લુ લહુ મિમ્ બઅદુ હત્તા તનકિહ ઝવજન ગયરહુ (કુર્આને હકીમ)

સરીહ તલાકમાં નિય્યત શર્ત નથી. 'વલા યફતકિરૂ ઇલા નિય્યતિન લિઅન્નહુ સરીહુન ફીહિ લિગલબતિલ ઇસ્તેઅમાલિ (હિદાયહ ભાગ-૨ પાનું ૩૩૯ 'વસરીહુ ત્તલાકે લા યહતાંજુ ઇલ ન્નિય્યતિ (અલ મુખતાર) લિઅન્નહુ મવઝુ-ઉન લહુ શરઅન ફકાન હકીકતન, વલ્હકીકતુ લા યહતાજુ ઇલા નિય્યતિન (અલઇખ્તિયાર શહિ઼ંલ મુખતાર ભાગ-૩ પાનું-૧૨૫) 'લફ્ઝુ ત્તલાકિ લા યુસ્તઅમલુ ઇલ્લા ફી ત્તલાકિ ફઆલિકલ લફ્ઝુ સરીહુન યકઉ બિહી ત્તલાકુ મિન ગયરે નિય્યતિન (ફતાવા આલમગીરી ભાગ-૨ પાનું-૪૦૦)

જેથી 'ફારગતી' અને 'તલાક'ના શબ્દમાં ડરાવવા, ધમકાવવા તેમજ નિય્યત ન હોવાની વાત કાબિલે કબુલ નથી.

બાકી રહ્યું તલાકમાં ઇઝાફતનું શર્ત હોવું તો સરીહ ઇઝાફતનું હોવુ શર્ત નથી મઅનવી ઇઝાફત પણ કાફી છે. અને તે અહીં મૌજુદ છે. જેમકે સવાલમાં છે કે ઔરત બબડતી હતી તો ધણીએ ઔરતને ધમકાવવા માટે કહ્યું કે 'ફારગતી' પછી કહ્યું 'તલાક, તલાક, તલાક, દલાલતે હાલ, તલાકનો ઝિક્ર અને કરીનો મઅનવી ઇઝાફતનો છે, (કવલુહુ લિતર્કિ઼ંલ ઇઝાફતિ) અયિલ મઅનવિય્યતિ ફઇન્નહાશર્તું વલખિતાબુ મિનલ ઇઝાફતિલ મઅનવિય્યતિ વકઝલ ઇશારતુ......વલા યલઝિમુ કવનુલ ઇઝાફતિ સરીહતન ફી કલામિહી (ઇલા) વઆહિરૂહ અન્નહૂ લા યુસદ્દકુ ફીઅન્નહુ ઇમ્રઅતહુ લિલઉર્ફિ (શામી ભાગ-૨ પાનું-૫૯૦-૫૯૧)

જેથી ઔરતના મુતલ્લકહ થવામાં કાંઇ શક નથી. ત્રણ તલાક મુગલ્લઝહ પડી ગઇ. રૂજુઅ કરી શકાશે નહીં. શરઇ હલાલા વિના ઔરત હલાલ થઇ શકશે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

નોટ :-વધુ સંતોષ માટે ફતાવા દારૂલ ઉલુમ દેવબંદ ભાગ-૩-૪ પાનું ૪૫૪-૪૫૫-૨૫૧-૨૫૨ જુઓ લખનાર-મુફતી અઝીઝુર્રહમાન સાહબ)

## સામટી ત્રણ તલાક અને શરઇ હલાલુ

(૭૯૨) સવાલ :- એક માણસે ઔરતને કોઈ કારણસર તલાક આપી દીધી હાલાંકે દીમાગી હાલત ઘણી સારી છે. એને એ પણ સારી રીતે યાદ છે કે મેં મારી ઔરતને એ વખત ત્રણ-ત્રણ તલાકો આપી છે. કિંવા આજે ત્રણ તલાક આપવા પછી બે ચાર દિવસ બાદ પાછી ત્રણ તલાક આપી. ઔરત હામેલા છે તો તલાક પડશે કે કેમ ? જો તલાક પડી ગઇ હોય તો ફરી નિકાહ કરી શકે કે નહીં ? ઇદ્દત ક્યારથી શરૂ થશે ? અને કેટલી ? હલાલુ કરી શકાય કે નહીં ? એનો તરીકો શું છે ?

જવાબ :- પુછેલી સુરતમાં ત્રણ તલાક પડી ગઇ. અને ઔરત ધણી ઉપર હરામ થઇ ગઈ ઈદ્દત બચ્ચું થવા પર પુરી થઇ જશે. હમલની હાલતમાં તલાક પડી જાય છે. હમલ માનિએ તલાક નથી. કુર્આનમાં છે :- વઉલાતુલ અહમાલિ અજલુહુન્ન અંય યઝઅન હમ્લહુન્ન (સુરએ તલાક) (તફસીરે જલાલૈન મતબઅ મજીદી પાનું-૩૬૨).

'હિદાયહ'માં છે. :- વતલાકુલ હામિલિ........ (ભાગ-૨ પાનું-૩૭૬)

હવે શરઈ હલાલા વગર ઔરત પહેલા શોહર માટે હલાલ થઇ શકતી નથી. શરઇ હલાલુ આ છે કે ઇદ્દત પુરી થવા પછી ઔરત બીજાથી નિકાહ કરે. બીજો ધણી એનાથી સુહબત કરે. પછી બીજો ધણી મરણ પામે અથવા કોઇ કારણસર તલાક આપી દે તો ઇદ્દત ગુઝારી આ ઔરત પહેલા ધણીથી નિકાહ કરી શકે છે. પરંતુ એ ધ્યાનમાં રહે કે હલાલુ કરવું એ સમજોતા પર કે નિકાહ પછી સુહબત કરી એને તલાક આપી દેશે. આ ઘણી ખરાબ વાત છે. અને ગુનાહનું કામ છે. ખુદા અને એના રસુલ (સલ.) આવા શર્તિય્યહ નિકાહથી રાઝી નથી. જેથી શરઇ મજબુરી વિના આવું કરવામાં ન આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુલ મસાજિદ

## મસ્જીદની સહેનના નીચે હોઝ બનેલો છે. તેના વિષે.

(૭૬૩) સવાલ :– ગોધરા શહેરમાં એક મસ્જિદ અબશાર નામની છે. આશરે ૬૦ વર્ષ પહેલાં બાનીએ ચંદાથી બનાવી હતી. જેને બે ભાગે વહેંચી હતી એક મુસક્કફ (છત વાળો ભાગ) જેમાં ચાર–પાંચ સફોનો ઇન્તેઝામ છે. પાંચેવ નમાઝો જમાઅતથી પઢાતી હતી. આજે પણ જારી છે. બીજો ગૈર મુસક્કફ (છત વગરનો ખાલી) ભાગ જેમાં પણ ચાર–પાંચ સફોનો બંદોબસ્ત છે. જેને સહેન કહે છે. એમાં સુન્નત, નવાફિલ અદા કરવામાં આવે છે. તેમજ જુમ્અહ, ઇદ પણ વધુ ભીડના લઈ એમાં અદા કરવામાં આવે છે. તેમજ કદી–કદી જનાઝાની નમાઝ પણ પઢાય છે. નમાઝીઓ માટે પાણીના માટલાં પણ ત્યાં રાખવામાં આવે છે. રોઝદારો તથા જમાઅતવાળા ત્યાં ખાય છે. તેમજ તબ્લીગી ઇજતેમા થવાથી હાલમાં એને મરકઝવાળી મસ્જીદ કહે છે. નમાઝીઓ વધવાથી એમાં તંગી થવા લાગી છે. જેથી મુતવલ્લીઓએ ચંદો કરી પશ્ચિમ બાજુએ વધારીને વધુ આઠ સફોનો બંદોબસ્ત કર્યો છે. અને નવા ભાગને એ રીતે મેળવી આપ્યો કે મિમબર અને મેહરાબ નવી કિબ્લાવાળી દીવારમાં મુન્તકિલ કરી પુરી મસ્જીદમાં ૧૪ સફોનો ઇન્તેઝામ કરી આપ્યો છે.

હવે વિના છતવાળી સહેનના નીચેના ભાગમાં હોઝ એવો બનાવેલ છે કે જેમાં એક બાજુ કિબ્લા તરફ બેઠકો છે નમાઝીઓની ભીડના લઈ વધુ ભાગે એક–બે રકઅત છુટી જાય છે. કેમકે એના હોઝમાં ૧૯–૨૦ આદમી એકી સાથે વુઝુ કરી શકે છે. જેથી જરૂરતને મદ્દે નઝર રાખી મુતવલ્લીઓ સહેનના ઉત્તર–દક્ષિણે પાંચ–છ ફુટ તોડી બેઠકોમાં વધારો કરી ત્રણેવ બાજુ બનાવે તો શું આ જાઇઝ છે ?

જવાબ :– આમ તોર પર મસ્જીદના બે ભાગ હોય છે. એક મુસક્કફ

(જમાઅતખાનું) બીજો ગૈર મુસકકફ (સહેન) ગરમીમાં નમાઝ જમાઅતથી અદા કરવા માટે, જેથી આપના ત્યાં સહેન વિષે ખારિજ હોવાની ચોખવટ ન હોય તો એને દાખિલ જ સમજવામાં આવશે. અને એમાં કોઇ એવો તસર્રૂફ (વધઘટ) ન કરવામાં આવે જે મસ્જીદની એહતેરામના મનાફી હોય. અલબત્ત મસ્જીદની સહેનની નીચેનો હોઝવાળો ભાગ મસ્જીદ બનવાના વખતથી હોઝ બનેલો હશે જેથી ખારિજ ગણાશે. આ હોઝવાળા ભાગમાં તસર્રૂફ કરી શકાય છે. અને એ ભાગમાં બેઠકો બનાવી શકાય છે બશર્તે કે સહેન જેવું છે તેવું જ રહે. કાટવામાં ન આવે. નહીં તો જાઇઝ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જીદની ઉપર-નીચે દુકાન, તેમજ રૂમ બનાવવું કેવું છે ?

૭૯૪) સવાલ હમારા ગામની મસ્જીદ શહીદ કરી નવેસરથી બનાવવી છે હમારો ખ્યાલ છે કે મસ્જીદની બુન્યાદ ઉંચી કરી જમાઅત ખાનાની નીચે મસ્જીદની આમદની માટે રૂમો (દુકાનો) બનાવીએ. જેનો રસ્તો બહારથી જ હશે. જમાઅતખાનામાં અવર-જવર નહીં રહે તો આ પ્રમાણે રૂમો બનાવવું કેવું છે ?

જવાબ :-મસ્જીદની ઇબ્તેદાઇ બનાવટ વખતે મસ્જીદના બાની નિય્યત કરે કે મસ્જીદના નીચેના ભાગમાં મસ્જીદના ફાયદા માટે દુકાનો અને ઉપરના ભાગમાં ઇમામ તથા બાંગી માટે રૂમો બનાવવા છે. એટલે કે મસ્જીદની ઇબ્તેદાઇ બનાવટ સમયે તેના નકશામાં દુકાન, રૂમ પણ શામિલ હોય અને મસ્જીદના ફાયદા માટે વકફ હોય. તો બનાવી શકાય છે. અને એ રૂમો શરઇ મસ્જીદથી ખારિજ રહેશે. એ જગ્યા પર હૈઝવાળી ઔરત અને જુનુબી માણસ જઇ શકશે. (શામી ભાગ-૩ પાનું-૫૧૨)

પરંતુ જયારે એક વાર મસ્જીદ બની ગઇ અને ઇબ્તેદાઇ તઅમીર વખતે નીચે દુકાન અને ઉપરના ભાગમાં રૂમો શામિલ ન હોય તો પછી મસ્જીદનો ઉપરનો ભાગ આસ્માન સુધી અને નીચેનો ભાગ તહતુસ્સરા (ઠેઠ નીચે) સુધી મસ્જીદના તાબેઅ અને એના હુકમમાં થઇ ગયો. હવે એને કોઈ ભાગ મસ્જીદથી ખારિજ નહીં કહી શકાય. અને તે જગ્યાએ મસ્જીદની આવક માટે દુકાન અને રૂમો નથી બનાવી શકતા. એ જગ્યાનો એહતેરામ મસ્જીદ જેવો છે. હૈઝવાળી ઔરત અને જુનુબી માણસનું ત્યાં જવું જાઇઝ નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૩ પાનું-૫૧૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## એક મસ્જીદનો સફો બીજી મસ્જીદમાં લઇ જવી

(૭૯૫) સવાલ :-અમારા ગામમાં તબ્લીગી ઇજતિમા રાખવામાં આવ્યો છે. એટલે હમે અમારા ગામની મસ્જીદ માટે બીજા ગામની મસ્જીદમાંથી સફો, ચટાઈ વિગેરે લાવી શકીએ કે નહીં ? શરીઅતની રૂએ એમાં કાંઇ વાંધો છે ? બીજી મસ્જીદની સફ, ચટાઇ બે દિવસ માટે હમો વાપરી શકીએ કે નહીં ? સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :-**પુછેલી સુરતમાં બીજા ગામની મસ્જીદની સફો, ચટાઈ વિગેરે લાવવાની શરીઅત ઈજાઝત (રજા) આપતી નથી વધુ સંતોષ માટે મુફતીએ અ'અઝમ હઝરત મવ. મુફ્તી અઝીઝુર્રહમાનનો ફત્વો વાંચો

**સવાલ :-**જાંમિઅ મસ્જીદકા ફરશ ઇદગાહમેં બિછાના જાઇઝ હે યા નહીં ?

**જવાબ :-** જામિઅ મસ્જીદકા ફરશ ચટાઇ વગૈરહ ઈદગાહમેં બિછાના દુરૂસ્ત નહીં હે, ફકત (ફતાવા દારૂલ ઉલુમ દેવબંદ અઝીઝુલ ફતાવા ભાગ-૫ ૬ પાનું-૨૯૦)

હાં, જો સફ, ચટાઇ વકફ કરનારે ઇદગાહમાં વાપરવાની રજા આપી હોય તો ઈદગાહમાં વાપરી શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જીદના વકફથી જનાઝો ખરીદવું કેવું છે?

(૭૯૬) સવાલ :- મસ્જીદના અવકાફથી જનાઝો ખરીદવું જાઈઝ છે કે નહ ?

**જવાબ :-** ફુકહા લખે છે કે મસ્જીદના અવકાફથી ન જનાઝો બનાવી શકાય છે ન ખરીદી શકાય છે. વકફ કરનારે ઇજાઝત આપી હોય તો પણ દુરૂસ્ત નથી. કારણકે એવી વાતોની ઇજાઝત મુઅતબર નથી.

'ફતાવા સિરાજિય્યહ'માં છે :- વલયસ લિલ્કય્યિમિલ મસ્જીદે અંયયશ્તરા જનાઝતન વઈન ઝકરલ વાકિફુ અન્નલ કય્યિમ યશતરા જનાઝતન.

**અર્થાત :-** મુતવલ્લી માટે જાઈઝ નથી કે મસ્જીદના વકફથી જનાઝો ખરીદે. અગરચે વાકિફે એની ઇજાઝત આપી હોય. ( પાનું-૯૧ ) ફતાવા આલમગીરી ભાગ-૨ પાનું ૪૬૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જીદોમાં તબ્લીગી તઅલીમ

(૭૯૭) સવાલ :- અમારે ત્યાં દરરોજ મસ્જીદમાં ઇશાંની નમાઝ બાદ જમાઅતખાનામાં તબ્લીગી તઅલીમ થાય છે. વઝીફો પઢનારા અને પાછળથી

આવનાર નમાઝીઓને તેનાથી ખલલ પહોંચે છે જેથી તઅલીમ કરનારાઓને કહેવામાં આવે છે કે તેઓ હોઝના તખત ઉપર તઅલીમ આપવાનું કાર્ય કરે. ત્યારે તઅલીમ કરનારા ભાઇઓ કહે છે કે તખતની નજીકમાં લોકોની બેઠક છે. તેમની વાતોથી અમારી તઅલીમમાં ખલલ પહોંચે છે. તો હવે શું કરવું ? શરીઅતની દ્રષ્ટિએ તેનો ઉકેલ શું છે ? ખુલાસો કરશો.

જવાબ :—નમાઝીઓને તશવીશ થાય અને નમાઝમાં ખલલ આવે એવી રીતે તઅલીમ કરવી મના અને મકરૂહ છે. પરંતુ તઅલીમનું પણ ઘણું મહત્વ છે. જેથી નમાઝ અને તઅલીમ ચાલુ રહે એવી સુરત અપનાવવી જોઇએ. મસ્જીદ મોટી હોય તો પાછળથી આવનાર નમાઝીઓ તઅલીમની જગ્યાથી દુર મસ્જીદના એક ખુણામાં અથવા વરંડામાં અથવા સહનમાં નમાઝ પઢી શકે છે એ મુશકિલ હોય તો તઅલીમના માટે મસ્જીદનો ખુણો અથવા વરંડો અથવા હોઝવાળી જગ્યા પસંદ કરવામાં આવે. સમાધાન કરી કોઈ એક સુરત અપનાવી લેવામાં આવે, હોઝની નજીકની જગ્યાએ બેસી વાતો કરનાર ભાઇઓને જોઇએ કે તઅલીમમાં શામિલ થઈ જાય તઅલીમનો સમય ૧૦ મિનિટ જેટલો રાખવામાં આવે કે કોઇને ભારે નહીં પડે. મસ્જીદ ખુદાની યાદ માટે છે. વાતો કરવા માટે નથી. બેઠકની જગ્યા મસ્જીદની બહાર હોય તો પણ ત્યાં બેસી એવી વાતો કરવી કે નમાઝીઓ અને તઅલીમમાં મશગુલ માણુસોને હરકત થાય તે જાઈઝ નથી. તઅલીમને ગનીમત સમજે એનાથી ઈમાન મજબુત થાય છે. માટે એમાં દિલપુર્વક શામિલ થવું જોઇએ—

"ગાહે ગાહે બાઝ ખાં ઇં કિસ્સએ પારીના રા.
તાઝહ ખ્વાહી દાશ્તન અર દાગહાએ સીના રા"

(જો સીનાના દાગોને તાઝા રાખવા માંગતા હોય, ઇમાનને મજબુત બનાવવા ચાહતા હોય તો આ પુરાણી કહાણીઓને કદી કદી ફરી વાંચ)

શૈખ સઅદી (રહ.) ફરમાવે છે :—

જુઝ યાદે દોસ્ત હરચે કુની ઉમ્ર ઝાઇઅ અસ્ત
જુઝ સિર્રે ઈશ્ક હરચે બેખાની બતાલત સ્ત
સઅદી બુશોય લવ્હે દિલ અઝ નક્શે ગૈરે હક
ઇલ્મે કે રહ બહક નનુમાયદ જહાલત સ્ત.

**અર્થાત** ::-અલ્લાહની યાદ સિવાય તું જે કાંઇ કરશે તે ઝિંદગી બરબાદ કરવા સમાન છે. ઇશ્કે ઈલાહીના ભેદો સિવાય તું જે કાંઇ પઢશે તે વ્યર્થ અને નકામું છે. હે સઅદી ! તું દિલની તખ્તીને ગયરૂલ્લાહના નકશ (અવશેષ)થી સાફ કરી નાંખ. જે ઇલ્મ ખુદા સુધી પહોંચવાનો માર્ગ ન દેખાડે તે જહાલત છે

વધુમાં ફરમાવે છે :-

બસા નામવર કે ઝેરે ઝમીં દફન કરદહ અન્દ
કે ઝે હસ્તીયશ બરૂએ ઝમીં બર નિશાં ન માન્દ.

(ઘણાં નામાંકિત લોકો આ ફાની દુનિયાથી વિદાય થઇને ઝમીનમાં દફન થઇ ગયા. તેમની હસ્તીનું પૃથ્વીના ઉપર નામોનિશાન બાકી રહ્યું નથી.)

ખયરે કુન અય ફુલાનો ગનીમત શુમાર ઉમ્ર
ઝાં પેશતર કે બાંગ બર આયદ ફુલાં ન માન્દ

(હે માનવી ! નેક કામો કરતો રેહ 'ફલાણો માણસ ગુજરી ગયો' એવો અવાઝ આવતાં પહેલાં ઝિંદગીને ગનીમત સમજ)

**સારાંશ કે તઅલીમ અને તબ્લીગ જરૂરી વસ્તુ છે અને એના માટે ઉત્તમ સ્થળ મસ્જીદ છે.**

'તારીખે ગુજરાત' અને 'યાદે અય્યામ'માં છે કે હમારે પીરો મુર્શિદ રૂહી ફિદાહુને ખાક પાકે મદીનામેં જો પહેલી મારત બનાઈ થી ઓર જીસકો મસ્જીદે નબવી કેહતે હેં વો હમારા પહેલા મદ્રસા થા ઉસકે બાદ જીતની મસ્જીદે દુનિયામેં તૈયાર હુંઇ ઈન્હીકો આપ મદરસાસી તઅબીર કર સકતે હેં તઅલીમકા પુરાના તરીકા યે થા કે ઉસ્તાદ મસ્જીદમેં આકર બેઠ જાતા. ઓર ઉસકે ગિર્દોપેશ શાગિર્દોકા હલકા બન જાતા અસાતિઝા ખાલિસન લિવજહિલ્લાહ તઅલીમ દેતે. યેહી તરીકા ચોથી સદી હીજરી તક અહલ ઉમુમ જારી રહા. ઈસકે બાદ સબસે પેહલે નિશાપુરમેં મદરસાકે લિએ શાનદાર ઇમારત બનાઈ ગઇ ઓર અસાતિઝાકી તન્ખાહેં ઓર તલબાકે વઝાઇફ મુકર્રર હુએ (પાનુ-૩૪)

માટે તઅલીમની વ્યવસ્થા જેમાં તહારત, નમાઝ, રોઝા વિગેરેના મસાઇલ હોય તે મસ્જીદમાં થવી જોઇએ.

હઝરત ઇમામ ગઝાલી (રહ.) ફરમાવે છે :-

જાણી લો કે આ યુગમાં ઘરમાં રહેનારા દરેક માણસો તઅલીમ, તબલીગ, રૂશ્દો હિદાયત અને નેકીના કામો અંગે લોકોને તૈયાર કરવામાં કાસિર (બિનકાર્યક્ષમ) હોવાના કારણે ગુનેહગાર છે. કારણ કે શહેરોમાં ઘણાં ભાગે

જવાબ :-મસ્જીદના મુતવલ્લી આલિમે બા અમલ હોવા જોઈએ આલિમ ન મળે તો ગેર આલિમ દીનદારને મુતવલ્લી બનાવી શકાય છે. ગેર આલિમ ફાસિકને મસ્જીદના મુતવલ્લી બનાવવા જાઈઝ નથી.

ખુદાપાક ફરમાવે છે :-ઇન્નમા યઅમુરૂ મસાજિદલ્લાહિ મન આમન બિલ્લાહિ વલ યવમિલ આખિરિ વ અકામ સ્સલાત વઆતઝ્ઝકાત વલમ યખ્શ ઈલ્લલ્લાહ ફઅસા ઉલાઇક અંય્યકુનુ મિનલ મુહતદીન.

અર્થાત :-બેશક ખુદાની મસ્જીદોને આબાદ કરનાર તે લોકો છે. જેઓ ખુદા અને કયામતના દિવસ પર ઇમાન લાવે. નમાઝની પાબંદી કરે. ઝકાત અદા કરે. ખુદા સિવાય કોઇથી ન ડરે. એ લોકોથી આશા રાખી શકાય કે તેઓ (ફલાહ અને કામયાબીની) રાહ પામનાર પુરવાર થશે.

મઝકુર આયતની તફસીર કરતાં ઇમામુલ હિંદ મવલાના અબુલ કલામ આઝાદ (રહ.) લખે છે કે :—

નીઝ યે હકીકત ભી વાઝેહ કરદી કે ખુદાપાકકી ઇબાદતગાહકી તવલિયતકા હક મુત્તકી મુસલમાનોકો પહોંચતા હે ઓર વોહી ઉસકો આબાદ રખનેવાલે હો સકતે હેં યહાંસે યે બાત મઅલુમ હો ગઈ કે ફાસિક વ ફાજીર આદમી મસાજીદકા મુતવલ્લી નહીં હો સકતા ક્યું કે દોનો મેં કોઈ મુનાસિબત બાકી નહીં રહેતી. બલકે મુતઝાદ બાતે જમા હો જાતી હેં (વો યે કે) મસ્જીદ ખુદા પરસ્તીકા મકામ હે ઓર મુતવલ્લી ખુદા પરસ્તીસે નફુર (તરજુમાનુલ કુર્આન ભાગ-૨)

હઝરત ઇમામ માલિક (રહ.) ફરમાવે છે કે મુસલમાનોની રહનુમાઇ તે જ કરી શકે છે જેની ઝિંદગી પયગમ્બરે ઈસ્લામના 'ઉસ્વએ હસના' (ઉત્તમ ગુણો)નો નમુનો હોય —

શયખુલ ઈસ્લામ ઇબ્ને તયમિય્યહ (રહ.) ફરમાવે છે કે ઉમ્મતનો ઇત્તેફાક છે કે સરદારી અને આગેવાનીને લાયક તે મુસલમાન હોય શકે છે જે આલિમે બા અમલ હોય જો એવો 'જામિએ અવસાફ' (સદ્‌ગુણ સંપન્ન) માણસ ન મળે તો લાચારીએ આ ઓહદો બે માણસોમાંથી એકને આપવામાં આવે —

(૧) આલિમે ફાસિક કિંવા બે અમલ આલિમ.

(૨) જાહિલ મુત્તકી કિંવા બાઅમલ ગેર આલિમ.

(કિતાબ અસ્સિયાસતુ શ્શરઇય્યહ પાનું-૧૭) ફક્ત ખુદાપાક વધુ જાણ-નાર છે.

## મુતવલ્લી ઉપર નાહક લેણાં કાઢવાં.

(૭૯૯) સવાલ :–માઝી મુતવલ્લી પર મસ્જીદના લેણાં બાકી કાઢવામાં આવ્યાં પણ હકીકતમા તે લેણાં તેની પાસે બાકી નિકળતાં જ નથી. હાલના મુતવલ્લીઓ માઝી મુતવલ્લી ગુઝરી ગયા હોવાથી તેના વારસો પાસેથી તે રકમ વસુલ લઈ મસ્જીદમાં જમા કરે તો મસ્જીદ વારસદારોની કરઝદાર લેખાય કે નહીં ?

જવાબ :– માઝી મુતવલ્લી ઉપર મસ્જીદની રકમ બાકી નથી એ જાણવા છતાં તેના વારસો પાસેથી રકમ વસુલ કરવી જાઇઝ નથી. હરામ છે. અને સરીહ ઝુલ્મ છે. એવી રકમ મસ્જીદમાં વાપરવી, ઇમામ, મુઅઝ્ઝિનને પગારમાં આપવી જાઈઝ નથી. એના જવાબદાર ખોટી રીતે રકમ વસુલ કરનાર અને વાપરનારા ગણાશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જીદની સફ અને ચટાઇને ઠોકર મારવું.

(૮૦૦) સવાલ :– મસ્જીદની ચટાઇ પગોની ઠોકરોથી ખોલે છે. અને લપેટે છે. આ વસ્તુ બેઅદબીમાં શામિલ છે કે નહીં ?

જવાબ :– મસ્જીદની ચટાઇ જેના ઉપર નમાઝ પઢવામાં આવે છે. હાથથી ખોલવી જોઇએ. પગોથી ઠોકર મારી ખોલવું અને બિછાવવું બેઅદબી છે. ફુકહા (રહ.) લખે છે કે :– મસ્જીદના કચરા પુંજાને નાપાક અને બેઅદબી-ની જગ્યામાં ન નાંખવામાં આવે કેમકે તે તઅઝીમના લાયક છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું ૧૬૫) (કિતાબુ ત્તહારત) ફક્ત ખુદાપાક વધુ જાણ-નાર છે.

## મસ્જીદના પથ્થરોને પેશાબ ખાનામાં લગાવવું.

(૮૦૧) સવાલ :– મસ્જીદ શહીદ કીધી છે. નવેસરથી બની રહી છે. જમાઅતખાનામાં બિછાવેલા પથ્થરો કાઢી નાંખેલા છે. બેકાર પડયા છે. અગર એ પથ્થરોને બૈતુલ ખલા અને પેશાબખાનામાં લગાડીએ તો કાંઇ વાંધો છે ?

જવાબ :– બૈતુલ ખલા, અને પેશાબખાના વિગેરે નાપાક જગ્યામાં અને જ્યાં બેઅદબી થતી હોય એવા કામોમાં લગાવવું અદબના ખિલાફ છે. બેહતર એ જ છે કે એને મસ્જીદના જ કામમાં લેવામાં આવે. 'વલા તુરમા બુરાયતુલ

કલમિલ મુસ્તઅમલિ લિએહતિરામિહી કહશીશિલ મસ્જિદિ વકુનાસતિહી લા યુલકા ફી મવઝિઈન યુખિલ્લુ બિત્તઅઝીમિ.

**અર્થાત :-** મુસ્તઅમલ કલમનું તરાશેલું તઅઝીમના કાબિલ છે. એને ફેંકવામાં ન આવે. જેમકે મસ્જીદની પુશાલ (ઘાસ) જે નીચે બિછાવવામાં આવે છે. અને એનો પુંજો જે ઝાડુમાં આવે છે. એવી જગ્યાએ ન નાંખવામાં આવે જેમાં એની બેઅદબી થતી હોય. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૧૬૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મસ્જીદના જુના સામાનનો ઉપયોગ

(૮૦૨) **સવાલ :-** હમારે ત્યાં મસ્જિદની ઇમારત ઘણી જ જુની બોસીદહ થઇ જવાથી તેને તોડી નવી ઇમારત પાકી આર. સી. સી.ના બાંધકામથી ફરી બનાવવામાં આવી છે. જેથી જુના બાંધકામની નીકળેલી વસ્તુઓ જેમકે લાકડા, પથ્થરો વિગેરે તેમજ દિવાલ તોડવાથી નિકળેલ ઈંટોના ટુકડા, પ્લાસ્ટરના ટુકડા વગેરે છે. મઝકુર વસ્તુઓનો નવા બાંધકામમાં ઉપયોગ થઈ શકે તેમ નથી. જેથી તે વસ્તુઓ બેકાર પડી રહી હોય તેને ખાનગી રીતે બાંધકામ અથવા બીજી કોઇ ખાનગી જરૂરત માટે વાપરી શકાય છે ? અથવા એને વેચી કિંમત મસ્જિદના કામમાં લઇ શકાય ? અથવા એ વસ્તુઓને કોઈ પણ વકફ સંસ્થા કિમતથી અથવા વગર કિમતે કામમાં લઇ શકે ?

**જવાબ :-** જણાવેલા બધા કામોમાં લઇ શકાય છે. વેચીને તેના પૈસા મસ્જિદના કામમાં લેવામાં આવે. મફત આપી શકાય નહીં. મસ્જીદ બહુ જ માલદાર હોય. પૈસાની ન તો તેને હમણાં જરૂરત છે ન તો ભવિષ્યમાં જરૂરત પડશે એવી હાલત હોય તો મફત પણ આપી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુલ બુયુઅ વર્રિબા

## બગડેલું ઇંડુ પાછું આપી શકાય ?

(૮૦૩) સવાલ :- ઇંડુ ખરીદવા પછી ફોડયું તો તે બગડેલું નિકળયું તો તેને આપી પૈસા પાછા લઇ શકાય કે નહીં ?

જવાબ :- હા, બગડેલા ઇંડાને પરત કરી પૈસા પાછા લઈ શકાય છે. કારણકે તે બેકાર છે. કોઈ કામમાં આવી શકે તેમ નથી. એવું બગડેલું-સડેલું ઇંડું વેચવા લાયક ન હતું માટે પાછું આપી પૈસા લઇ શકાય છે. કામમાં આવે એવી વસ્તુ હોય તો વેચનાર લેવા રાઝી ન હોય તો પાછું આપી શકાય નહીં. હા, નુકસાની લઇ શકાય છે. જેમકે તડબૂચ, સકરટેટી, વિગેરે ખરાબ નિકળે તો વેચનાર પાછું લેવા તૈયાર ન હોય તો ઝબરદસ્તી પાછું આપી શકાય નહીં. કારણકે એ તદ્દન બેકાર નથી. કામમાં આવનારી વસ્તુ છે. જાનવરોના ખાવામાં આવી શકે છે માટે વેચવા લાયક છે. અલબત્ત ખરાબીની નુકસાની લઇ શકાય છે (હિદાયહ અખીરૈન બાબુ બયઇલ ફાસિદ પાનું-૨૭ ફકત ખુદાપાક વધુ જાણનાર છે

## ઔરતોનુ દુકાન પર બેસી વેપાર કરવું કેવું છે ?

(૮૦૪) સવાલ :-તબ્લીગી જમાઅતમા બહાર જવાનું થાય અથવા કોઇપણ કારણસર બહાર જવાનું થાય તો મર્દની ગેરહાજરીમાં ઔરતો દુકાન ચલાવે એટલે કે ઔરતો પોતે દુકાનમાં બેસીને માલ વેચે તો શરીઅતની દ્રષ્ટિએ એ કાર્ય કેવું ગણાશે.

ઔરતો મારફતે થતા વેપાર અંગે ઈસ્લામનો શું હુકમ છે ? સ્ત્રીઓના હાથે વેચાયેલા માલના નફામાં કાંઇ વાંધો આવશે ? ખુલાસો કરશો.

જવાબ :- ઔરતો માટે જાઇઝ નથી કે બેપરદહ થઇ દુકાન ઉપર બેસી ગેરમહરમ સાથે વેપાર કરે. ધણી તબ્લીગી જમાઅતમાં જાય કે હજ પઢવા જાય.

કોઇ પણ હાલતમાં આવી બે પરદગી અને બે ગેરતીની ઇસ્લામી શરીઅતમાં રજા હોય શકે નહીં. મર્દ અને ઔરત બન્ને ગુનેહગાર થશે. અને ખુદાના નાફ-ર્માન ગણાશે. ઇસ્લામ પહેલાં અંધકાર યુગમાં ઔરતો બે પરદહ ફરતી અને પોતાના દેહ અને પોષાકનું પુરૂષો સામે પ્રદર્શન કરતી હતી. ઇસ્લામ ધર્મ આવી બેગૈરતી (સ્વમાનહિનતા)ને કેવી રીતે ચાખી શકે ?

કુર્આને પાકની આયતો અને હુઝુર (સલ)ના ઇરશાદો અને પોતે હુઝુર (સલ.)ના અમલો તથા સહાબએ કિરામ (રદી.), તાબેઇન તબએ તાબેઇન એટલે તમામ સલ્ફે સાલેહીન (રદી.)ની રિવાયતોનો ઇત્તેફાકી ફેંસલો એ જ છે કે ઔરતો પર પરદો ફર્ઝ છે. બેપર્દગી હરામ છે. એ પ્રમાણેની વિના પરદાની દુકાનદારીમાં બન્નેવ ગુનેહગાર થશે. જેથી આ અંગે ખાસ આયત નાઝિલ થઈ.

'વકર્ન ફી બુયુતિકુન્ન વલા તબર્રજન તબર્રૂજલ જાહિલિય્યતિલ ઉલા.'

અર્થાત :-પોતાના ઘરોમાં ઠરીને બેસી રહે. અને પહેલાંના અંધકાર યુગની જેમ (બેપરદા થઇ શણગાર સજીને) ફરે નહીં. (કુર્આને હકીમ સુરએ અહ-ઝાબ રૂકુઅ-૪)

એ અંગે બીજી આયત આ પ્રમાણે છે :-

'યા અય્યુહન્નબિય્યુ કુલ લિઅઝવાજિક વબનાતિક વનિસાઈલ મુ'મિનીન યુદનીન અલયહિન્ન મિન જલાબી બિહિન્ન'

અર્થાત :-હે નબી ! તમે તમારી પત્નીઓ, પુત્રીઓ, અને (તમામ) મુસલમાનોની ઔરતોને કહી દો કે પોતાના (મુખ) પર ચાદરો થોડીક નીચી રાખ્યા કરે. (સુરએ અહઝાબ-રૂકુઅ-૮)

આ અંગેની ત્રીજી આયત નીચે મુજબ છે :-

'વઈઝા સઅલ્તુમુહુન્ન મતાઅન ફસ્અલુહુન્ન મિંવવરાઈ હિજાબ.'

અર્થાત .-જ્યારે તમે (નબીની) (પવિત્ર) પત્નીઓ પાસે કોઈ વસ્તુ માંગો ત્યારે પરદાની બહારથી માંગી લો. આ રીત તમારા અને તેમના દિલોના પાક રહેવા માટે ઘણી ઉત્તમ છે. (સુરએ અહઝાબ રૂકુઅ-૭)

એ જરૂરતને લઇ હાલતે એહરામમાં ઔરતોના ચેહરાનો મસ્અલો છે. એહરામની હાલતમાં ઓરતોએ ચેહરો ખુલ્લો રાખવો પડશે. પરંતુ અગર કોઈ અજનબી સામે આવી જાય તો ઘુંઘટ કરી લેવો જરૂરી છે.

હદીસમાં છે :-હઝરત આઈશહ (રદી.) ફર્માવે છે કે 'હજજતુલ વિદાઅ'માં

જ્યારે લોકો (સહાબા) સામે આવી જતા તો અમે મોં ઉપર ચાદરનો નિકાબ લટકાવી લેતાં અને જ્યારે ચાલ્યા જતા તો અમે ખોલી દેતાં. (એહરામમાં ઔરતોને મોં ખુલ્લું રાખવાનો હુકમ છે.) (અબુદાઉદ શરીફ કિતાબુલ હજ ભાગ-૧ પાનું-૨૬૧)

જિહાદમાં જવાન છોકરો શહીદ થઈ ગયો. તેની તપાસ માટે તેની માં આપ (સલ.) પાસે બુરકો પહેરીને આવી. ત્યાં હાજર રહેલા લોકોમાંથી કોઈએ આશ્ચર્યચકિત થઈને કહયું કે આવી પરેશાનીની હાલતમાં પણ બુર્કો નહીં છોડયો ? તેણીએ કહયું કે મેં મારો પુત્ર ગુમાવ્યો છે. શરમ અને સ્વમાન ગુમાવ્યા નથી.(અબુદાઉદ શરીફ ભાગ ૧ પાનું-૩૪૪)

ઉમ્મુલ મુઅમિનીન હઝરત સૌદહ (રદી.)ના ભાઈ જે તેમના પિતા ઝમ્અહની લોંડીના પેટે જનમ્યા હતા. તે છોકરા વિષે ઉત્બાનો દઅવો હતો કે તે તેના નુત્ફાથી છે પરંતુ ઉત્બાના મૃત્યુ પછી આપ (સલ.)એ કાનુનની રૂએ દઅવો રદ કરી ઝમ્અહનો પુત્ર કિંવા હઝરત સૌદહ (રદી.)નો ભાઈ હોવાનો ચુકાદો આપ્યો પરંતુ તે ઉત્બાને મળતો આવતો હોવાથી સાવચેતી રૂપે આપ (સલ.)એ હઝરત સૌદહ (રદી.)ને તેમના આ ભાઈથી પરદો કરવાનો હુકમ આપ્યો હતો. જેથી એ છોકરો પોતાની બહેન હઝરત સૌદહ (રદી.)ને મૃત્યુ પર્યંત મળી શકયો ન હતો. (મિશકાત પાનું-૨૮૭)

સારાંશ કે ખયરૂલ કુરૂન (આપ (સલ.) સહાબા, તાબેઈન, તબએ તાબે-ઇનના મુબારક સમય)માં ઔરતો પરદાની પાબંદ હતી. અંબિયા (અલ.)ના સંસ્કારમાં હંમેશાથી પરદો દાખલ છે. બેપર્દગી તે જ કોમના સંસ્કારમાં શામેલ હોય છે જે નુબુવ્વતની રોશનીથી વંચિત હોય છે.

ઇમામ ગઝાલી (રહ.) લખે છે :–'વ ન્નેસાઉ યખ્રુજન મુતનકિબાતિન.'

અર્થાત : ખયરૂલ કુરૂન (સર્વોત્તમ યુગ)માં ઔરતો નિકાબ નાંખી નિકળતી હતી. (અહયાઉલ ઉલુમ ભાગ-૨ પાનું-૪૯)

જ્યારે ખયરૂલ કુરૂનની ઔરતો ખાસ કરી પવિત્ર પત્નીઓ, જેઓ તમામ ઉમ્મતના પુરૂષો અને સ્ત્રીઓની માંઓ હતી, તકવા, દિલોની પવિત્રતા અને નેક નિય્યતીમાં તેમના પછીની ઔરતો તેમનો મુકાબલો કરી શકતી નથી. છતાં તેમના માટે પરદાનો હુકમ હતો તો આ ફિત્નાના યુગમાં શો હુકમ હોવો જોઈએ ?

હદીસમાં છે :-અલમઅ'તુ ઔરતુન ફઈઝા ખરજત ઈસ્તશરફહ શયતાન અર્થાત :-ઔરત છુપાવવાની વસ્તુ છે. એટલે ઔરત માટે પરદો જરૂરી છે. કારણ કે જ્યારે તે બહાર નિકળે છે ત્યારે શયતાન તેની તાકમાં રહે છે. કિ'વા તેને ગુનાહમાં સપડાવવાની યુક્તિ પ્રયુક્તિ કરે છે (તિર્મિ'ઝી શરીફ ભાગ ૧ પાનું ૧૪૦)

આપ (સલ.)નું ફર્માન છે લઅનત તે (મર્દ)ની ઉપર જે ઔરત પર નઝર નાંખે અને તે (ઔરત)ની ઉપર જેના પર નઝર નાંખવામાં આવે. (મિશકાત શરીફ પાનું-૨૭૦)

હદીસમાં છે :-ઔરત શયતાન બની (ના મહરમોની) સામે આવે છે. અને શયતાન બની પાછી ફરે છે, એટલે જેવી રીતે શયતાન દિલોમાં બુરા વિચારો અને ખરાબ ખ્યાલો નાંખે છે. એવી જ રીતે ઔરતને જોવાથી ખરાબ વિચારો આવે છે. (મિશકાત શરીફ પાનું-૨૬૮)

આપ (સલ.)નું ફર્માન છે. આંખો ઝિના (વ્યભિચાર) કરે છે અને તેમનો ઝિના (બુરી નિય્યતે) જોવું છે. કાનો ઝિના કરે છે. અને તેમનો ઝિના (શહવતના માર્ગે વાસનામય રીતે) અવાજ સાંભળવો છે. જીભ ઝિના કરે છે અને તેનો ઝિના (વાસ્નામય રીતે) વાતો કરવી છે. હાથ ઝિના કરે છે અને તેનો ઝિના હાથ લગાડવું છે. અને પગ ઝિના કરે છે. અને તેનો ઝિના (બુરી નિય્યતે) ચાલવું છે. (મુસ્લિમ શરીફ ભાગ-૨ પાનું-૩૩૬) અબુદાવુદ ભાગ-૧ પાનું ૨૯૯)

જેથી આપ (સલ.)નું ફર્માન છે :-

'લયસ લિન્નિસાઈ નસીબુન ફીલ ખુરૂજિ ઈલ્લા મુઝતર'તન'

અર્થાત :- લાચારી અને મજબુરી વગર ઔરતોને ઘરમાંથી બહાર નિકળવાનો હક નથી. (તબરાની)

હસન બસરી (રહ.) ફર્માવે છે :- શું તમે પોતાની ઔરતો (માં-બહેનો વિગેરે) ને છોડી દો છો કે બઝારોમાં રખડતી ફરે. અને કાફિરો (તથા નામહરમો) ની સાથે અથડાઈને ચાલે. ખુદા તેનો નાશ કરે જે ગૈરત (સ્વમાન)ન રાખતો હોય. (એહયાઉલ ઉલુમ. ભાગ-૨ પાનુ-૪૮)

'મજાલિસુલ અબરાર'માં છે :- ઔરત જ્યાં સુધી મર્દોથી છુપાયેલી રહેશે ત્યાં સુધી તેનો દીન પણ સુરક્ષિત અને સલામત રહેશે. કારણ કે આપ (સલ)

એ પોતાની વહાલસોયી દીકરી ફાતમા (રદી.)ને પુછયું કે ઔરત માટે ખૂબીની વાત કઇ છે ? તેણીએ સવિનય જણાવ્યું કે ન તે કોઇ મર્દને જુએ અને ન તેને કોઇ મર્દ જુએ. (મજલિસ-૯૮ પાનું-૫૬૩)

સારાંશકે તબ્લીગી કામના કારણે પણ ઔરતોને દુકાન પર બેસવાની, બેપરદા થવાની અને ગૈરમહરમ સાથે વાતો કરવાની ઇસ્લામી શરીઅત પરવાનગી આપતી નથી. ઔરત નમાઝમાં ઝોરથી કિર્અત પઢી શકતી નથી. ઔરત હજમાં લબ્બૈક ઝોરથી કહી શકતી નથી. તો દુકાન પર બેસી ગૈરમહરમ સાથે છુટથી વાતો કરવાની રજા કઇ રીતે મળી શકે ?

જો કે કમાયેલા નાણાં હરામ નથી. પરંતુ કમાણીની રીત નાજાઇઝ અને ગુનાહિત છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખરીદતી વેળા વેપારી પાસેથી ચીઝો ચાખી શકાય

(૮૦૫) સવાલ :– વેપારી પાસે ખાવા-પીવાની વસ્તુ કેરી, ખરબુઝ, તડબુચ વિગેરે ચાખવાનો શું હુકમ છે ?

જવાબ – એની ત્રણ સુરત છે. (૧) ખરીદવાની નિય્યત ન હોય તો ચાખવું મના અને મકરૂહ છે. નુકશાની આપે.

(૨) ખરીદવાની નિય્યત હતી અને ચાખવા પછી પસંદ આવવા છતાં ઇરાદો બદલાય ગયો તો નુકશાની આપે. અથવા માલિકથી માફ કરાવી લે.

(૩) ચાખવા પછી પસંદ નહીં આવે તો નહીં ખરીદવામાં વાંધો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સુદની રકમ ઝકાતના તરીકે આપી હીલો કરવું કેવું છે ?

(૮૦૬) સવાલ :–એક માણસ પાસે બેંકના વ્યાજની રકમ છે. એ માણસ એક ઝકાતના હકદાર માણસને એ રકમ ભેટ એ શર્તે આપે કે એમાંથી થોડી રકમ હું તને આપીશ તું આ ભેટ સ્વીકારી લઇ પાછી મને બખશિશ આપી દે. હવે પેલો ગરીબ માણસ વ્યાજની રકમ સવાબની નિય્યત વગર સ્વીકારે અને મુળ ધણીને તે રકમ બખશિશ આપે તો આ રીતે હીલો કરી શકાય ખરો ? આમ કરવાનો મુળ ધણીનો હેતુ વ્યાજના પૈસાનો પોતે ઉપયોગ કરવાનો છે.

જવાબ :–વ્યાજની રકમમાં હીલો ચાલી શકતો નથી. માટે આવી રીતે હીલો કરવાથી વ્યાજની રકમ ગૈરમુસ્તહિક (માલદાર) માટે હલાલ થઇ શકતી નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

ગણોતિયા પાસેથી સરકારી ઝમીનની કીમત વ્યાજ સહિત અપાવે છે. તેના વિષે શું હુકમ છે ?

(૮૦૭) સવાલ :-મુંબઈ પ્રાંતના સન ૧૯૫૭-૧૯૫૮ના ખેતી ટેનન્સી અમલદારના ૩૨/જી કાયદા પ્રમાણે ગણોતિયાઓ ઝમીનના માલિક બન્યા છે. અસલ ઝમીન માલિક પોતાની ઝમીન વેચવા માંગતા નથી. પરંતુ મઝકુર કાયદાના લઈને દસથી બાર વર્ષ સુધી હપ્તા ભરવાના હિસાબે સરકાર જુઝ કિમતે એ ઝમીન ગણોતિયાને અપાવે છે. સરકાર આ રકમ વ્યાજ સહિત ગણોતિયા પાસેથી અસલ ઝમીન માલિકને આ પ્રમાણે અપાવે છે.

| મુદ્દલ | વ્યાજ | કુલ | ભરપાઈની તારીખ |
|---|---|---|---|
| રૂપિયા પૈસા | રૂા. પૈસા | રૂા. પૈસા | |
| ૧૩૪–૦૦ | ૬૯–૧૨ | ૨૦૩–૧૨ | ૩૦–૪–૬૭ |
| ૧૨૮–૦૦ | ૬૩–૩૬ | ૧૯૧–૩૬ | ૩૦–૪–૬૮ |
| ૧૨૮–૦૦ | ૫૭–૬૦ | ૧૮૫–૬૦ | ૩૦–૪–૬૯ |

આ પ્રમાણે ૧૦ થી ૧૨ વર્ષ સુધી અપાવે છે. તો પુછવાનું એ છે કે સરકાર નકકી કરેલી કીંમતનું જે વ્યાજ અપાવે છે તે શરીઅતની દ્રષ્ટિએ વ્યાજ ગણાશે ? એ રકમ ઝમીન માલિક પોતે વાપરી શકે કે નહીં ?

જવાબ :-જ્યારે ઝમીન માલિક પોતાની ઝમીન વેચવા માંગતો નથી. અને ઝમીનની જે કીંમત સરકારે નકકી કરી છે. તે તેને મંઝુર પણ નથી. કારણ કે તે મુળ કીંમતથી ઘણી જ ઓછી છે તો એના સંજોગોમાં સરકાર ગણોતિયા પાસેથી મુદ્દલ અને વ્યાજના નામે જે રકમ અપાવે છે તે ઝમીનની મુળ કીંમત સુધી ઝમીનની કીંમત અને બદલો ગણાશે. વ્યાજ લેખાશે નહીં અને એ રકમ ઝમીન માલિક પોતે વાપરી શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

વ્યાજુ રકમથી પગાર આપે તો લેવું કેમ છે ?

(૮૦૮) સવાલ :-હું મદ્રસામાં મુલાઝિમ છું મને આપવામાં આવતો પગાર બેંકની વ્યાજુ રકમથી હોય છે. જે અહીં જહાંગીર મિયાં નવાબે ચાર લાખ રૂપિયા મુકી ચાલુ કીધી છે. (પગાર જહાંગીર ટ્રસ્ટ ફંડ સોસાયટીથી આપવામાં આવે છે.) તો પુછવાનું એ કે એ વ્યાજુ રકમને લઉં કે બંધ કરી આપું. એનો કોઇ હીલો છે ?

જવાબ :-વ્યાજુ રકમથી પગાર ન લેવામાં આવે. જાઇઝ નથી. આપને પગાર આપવાની રીત એ છે કે તેઓ કોઇથી ઉધાર લઇ આપને પગાર આપે અને કર્ઝ તે રકમથી અદા કરવામાં આવે. ગુંજાઇશની આજ સુરત છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ટ્રેકટર ખરીદવામાં વ્યાજ સાથે કીંમત આપવી પડે તો કેવું છે ?

(૮૦૯) સવાલ :-શું ફર્માવે છે ઉલમાએ દીન નીચેના મસ્અલામાં કે હું ખેડુત છું. ટ્રેકટર ખરીદવું છે. એની જરૂર પડયા કરે છે. એ બજારમાં મળતાં નથી. સરકારી બેંકથી ખરીદાય છે. બેંક ખરીદનારની આસાની માટે હપ્તાવારી અદાયગીના સાથે વેચાણ કરે છે. તો એ લોનની રકમ હપ્તે હપ્તે ભરવી પડે છે. દરેક હપ્તા સાથે કંઇક વ્યાજ પણ જરૂર ભરવું પડે છે. તો સવાલ એ છે કે આવી બેંકથી ટ્રેકટર ઉપરની સુરત સાથે ખરીદવું શરીઅતથી કેવું છે ?

જવાબ :-લોન વ્યાજ છે. મુળ કીંમતથી વધુ રકમ મુહલતના અવેઝમાં લેવાય છે. જેથી વિના ટ્રેકટરે કામ ચલાવી લેવામાં આવે. અને થોડી પાક પર કનાઅત કરે. અગર ટ્રેકટર ખરીદવું જ હોય તો એકી સાથે પુરી કીંમત અદા કરી આપે કે લોન ન આપવી પડે. વિના મજબુરી અને વિના । ચારીએ લોન દેવું જાઇઝ નથી. દારૂલ હર્બના મસ્અલામાં પણ કાફિર હર્બીથી સુદ લેવાની છુટ છે. દેવાની છુટ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બેંકના વ્યાજ વિષે

(૮૧૦) સવાલ :-હમારા મુલ્કમાં ઝમીન, મકાન, જાઇદાદની કીંમત એટલી વધી ગઇ છે કે જે માણસ પાસે ત્રણ-ચાર હઝાર પાઉન્ડ હોય તે કોઇ જાતની જાઈદાદ, ઝમીન, મકાન ખરીદી શકતો નથી. અને જો કોઈ ઝમીન મળી જાય તો તેની કોઈ આવક નથી. આજથી દસ વર્ષ પહેલાં આ હાલત ન હતી. જેના પાસે થોડીક રકમ હોય જેમકે ત્રણ હઝાર પાઉન્ડ સોસાયટીમાં મુકી આપે તો તે સેંકડે ૧૦ શરાફી વ્યાજના હિસાબથી ત્રણસો પાઉન્ડ આપે છે. એક બેવાનું ગુઝરાન થઇ શકે છે. આ બિલ્ડીંગ સોસાયટી કાફિરની હોય છે. હવે પુછવાનું એ કે હમારા મુલ્કમાં એની ગુંજાઇશ છે ?

એ જ મુજબ બેંકમાં જે રકમ રાખવામાં આવે છે. તેના પર જે વ્યાજ મળે છે તે અથવા એ મુજબ સરકારી ઈદારા, પોસ્ટ ઓફિસની જમા થયેલી

રકમનું વ્યાજ પોતાના વપરાશમાં લેવાની કે હુકુમતનો ટેક્ષ ભરવામાં કે મોટરના ઇન્શયુરન્સમાં વાપરવાની ગુંજાઈશ છે કે નહીં ?

જવાબ :– બિલ્ડીંગ સોસાયટીમાં વ્યાજના હેતુથી વુસુલાતના માટે રકમ જમા કરાવવું દુરૂસ્ત નથી. એ સુરત લાચારી અને મજબુરીની નથી. આ રકમ ઝમીન, જાઇદાદ, વિગેરે ખરીદવા માટે પુરતી ન હોય તો નાના વેપાર કે ભાગીદારી માટે તો કાફી છે. દારૂલ હર્બમાં પણ ઇમામ અબુ યુસુફ (રહ.) અને અઇમ્મએ સલાસહનો મઝહબ અદમે જવાઝ (જાઇઝ ન હોવા)નો છે અને મુહક્કીકીન ઉલમાએ પણ એને ઇખતિયાર કર્યું છે.

સુદ વિષે સખત વઇદ આવી છે. છત્રીસ ઝિનાથી બદતર છે. માંની સાથે ઝિના કરવાથી પણ સખત બતાવ્યું છે એને હલાક કરવાની વસ્તુઓમાં ગણાવ્યું છે. રસુલુલ્લાહ (સલ.)એ ફર્માવ્યું 'ઇજતનિબુ સ્સબ્અલ મૂબિકાતિ.' (બચો સાત હલાક કરનાર વસ્તુઓથી) એમાંથી એક સુદ પણ છે. જેના લઈ હઝરત ઉમરે ફારૂક (રદી.)એ ફર્માવ્યું. 'દઉરિંબા વરિંબ્યતિ' (રિબા અને રિબાના મુશાબેહને પણ છોડી દો) અને ફર્માવ્યું. 'વતરકના તિસ્અત એઅશારલ હલાલિ ખશ્યતરિંબા (હલાલના દસ ભાગોમાંથી ફકત એકને જ લઇએ છીએ જેમાં સુદનો ઝર્રહ બરાબર પણ શુબોહ ન હોય અને જેમાં ઝરા પણ શુબોહ હોય તેને હમો છોડી દઇએ છીએ. જેથી હરામ અને મુશ્તબેહ તરીકાને રોઝીનો ઝરીઓ ન બનાવવામાં આવે.

હુઝુર (સલ.)નું ફર્માન છે :–જે કોઇ મુશ્તબેહ ચીઝોથી બચે છે તે પોતાના દીન અને પોતાની આબરૂને બચાવી લે છે અને જે મુશ્તબેહ ચીઝોમાં પડી જાય છે તે છેવટે હરામમાં મુબતલા થઈ જાય છે.

પોસ્ટ ઓફિસ અને બેંકથી જે રકમ સુદની મળે છે તેને પોતાના ખાવી કામમાં વાપરવાની ઇજાઝત નથી. અલબત્ત હુકુમત જે ટેક્ષ જારી કરે છે અથવા મ્યુનિસિપાલિટી મકાન પર જે ટેક્ષ લગાવે છે યા મોટરનું જે ઇન્શયુરન્સ હુકુમત તરફથી જરૂરી હોય છે તેમાં એ રકમને અદા કરવાની ગુંજાઇશ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**બેંકના સુદ વિષેના ફત્વા પર તન્કીદ, તેનો જવાબ અને અકાબિર ઉલમાની તાઇદો.**

(૮૧૧) સવાલ :-જુલાઇ ૧૯૭૧ના તબ્લીગ અંકમાં ફતાવા કોલમમાં 'ફતાવા રહીમિય્યહ'ના બેંકના વ્યાજ વિષેના ફત્વા ઉપર ટીકા કરવામાં આવી છે કે રિફાહે આમના કામોમાં ખૈરાત કરવાનું જાઇઝ બતાવ્યું છે એ સહીહ નથી. કારણકે એમાં ઝકાતના જેમ તમલીક શર્ત છે. એ વિષે આપના ખુલાસાની જરૂર છે.

જવાબ :-બિહમ્દિહલાહ ! ફતાવા રહીમિય્યહનો મઝકુર ફત્વો શબ્દે શબ્દ સહીહ છે. ટીકા બિન જરૂરી અને બેજા છે. મઝાહિરૂલ ઉલુમ સહારનપુરના મુફતીએ અ'ઝમ હઝરત મુફતી સઈદ અહમદ સાહબ (રહ.)એ મઝકુર ફત્વાની તસ્દીક અને તાઇદ ફર્માવી છે અને શૈખુલ ઇસ્લામ હઝરત મવ. મદની (રહ) અને ફકીહુલ ઉમ્મત મુફતીએ અ'ઝમ હઝરત મવ કિફાયતુલ્લાહ સાહબ (રહ.)ના ફતાવા પણ ખુલ્લી રીતે મુવાફિકતમાં છે. જુઓ.

## મૌલાના હુસૈન અહમદ મદની (રહ.)નો પહેલો ફત્વો

સરકારી બેંકોમેં ઔર ઉન બેંકોમેં જીનકે માલિક ગૈર મુસ્લિમ હેં રૂપિયા જમા કરના જાઇઝ નહીં ક્યુંકે ઈસ રૂપિયોંસે વો કારોબાર કરકે માલી ઇસ્તિફાદહ હાસિલ કરતે હેં ઔર ઉસીકે મનાફેઅકો ઈસ્લામ ઔર મુસલમાનોકી તખરીબ પર સરફ કિયા જાતા હે. લેકિન જમા કરને કે બાદ ઉસકા સુદ ન લેના ઔર ઉસકો બેંકોમેં છોડ દેના જાઇઝ નહીં હે. ઈસ રૂપિયેકો જો બેંકોકે સુદકે ઝરીએ હાસિલ હોતા હે મુસલમાનોં કે ઇજતિમાઈ મકાસિદમે સરફ કર દેના ચાહિયે—'આલમગીરી' મેં હે 'વમા અવજફલ મુસ્લિમુન મિન અમ્વાલિ અહલિલ હર્બિ બિગયરિ કિતાલિન યુસરફુ ફી મસાલિહિલ મુસ્લિમીન (જીલ્દ ૨ કિતાબુસ્સિયર સફા-૨૧૦) તફસીલકે લિયે દુરેં મુખ્તાર જીલ્દ ૩ સફા ૩૫૦ ઔર શરહેં સિયરૂલ કબીર જીલ્દ-૩ સફા ૨૧૪-૨૧૭-૨૨૫-૨૨૬-૨૨૮ ૨૨૯, આલમગીરી સફા ૨૧૦ વગયરહ મુલાહિઝહ ફરમાયયે (મકતુબાતે શયખુલ ઈસ્લામ સફા-૭૬ જીલ્દ-૨)

## આપનો બીજો ફત્વો

હિંદુસ્તાનમેં જો બેંક કાઇમ હેં ઉનમેંસે બઅઝ અહલે યુરોપ કે હેં જો ઇસ્લામ કે મુખાલિફ ઔર દુશ્મન હેં. યે લોગ સુદકી રકમેં પાદરીયોંકો ઇસાઈય્યતકી તબ્લીગકે લિયે ઉનકે તબ્લીગી મિશનકો દેતે હેં. જબ સુદકી

રકમોંકા મુતાલબા રૂપિયા જમા કરનેવાલે નહીં કરતે ઇસ લિયે સુદકી રકમ ન લેના એક બળે ફિત્ના વ ફસાદકા સબબ હે. લિહાઝા અરબાબે ફતાવાને યે ફેંસલા કિયા હે કે સુદકી રકમેં જરૂર લેના ચાહિયે બલ્કે સંમદરમેં ફેંક દેના બેંકમેં છોળ દેનેસે બેહતર હે (મક્તુબાતે શયખુલ ઇસ્લામ સફા ૧૯ જીલ્દ ૧)

**મુફ્તીએ અ'ઝમ ફકીહે ઉમ્મત હઝરત મવ. મુફ્તી કિફાયતુલ્લાહ સાહબ (રહ.)ના ફત્વ :-**

**પહેલો ફત્વો :-** જો રૂપિયા બેંકોમે જમા કિયા જાયે ઉસકા સુદ બેંકોસે વુસુલ કર લિયા જાએ તાકે ઉસકે ઝરીએસે મસીહી મઝહબકી તબ્લીગ ઔર મુસલમાનોકો મુર્તદ બનાનેકા ગુનાહ ન હોં. વુસુલ કરનેકે બાદ ઈસ રૂપિયાકો ઉમુરે ખૈરમેં જો રિફાહે આમસે તઅલ્લુક રખતે હોં યા ફુકરા વ મસાકિનકી રફએ હાજતકે લિયે મુફીદ હોં મસલન યતામા વ મસાકીન ઔર ગરીબ તલબા મદ્રસા ઇસ્લામિય્યહકે વઝાઇફ ઔર ઇમ્દાદે કુતુબ વગયરહમે ખર્ચ કરના યા મુસાફિરખાના, કુંવા, સળકોં પર રોશની કરના, યે સબ સુરતેં જાઇઝ હે. અલબત્તહ મસ્જીદ પર ખર્ચ ન કિયા જાયે કે યે તકદ્દુસે મસ્જીદકે લિયે મુનાસિબ હે. વલ્લાહુ અ'લમુ વઇલ્મુહુ અતમ્મ મુંહમ્મદ કિફાયતુલ્લાહ કાનલ્લાહુ, લહુ દિલ્હી.

(હઝરત મુફતી સાહબ (રહ.)નો આ અસલ ફત્વો મદ્રસા જામેઅહ હુસૈનિયહ રાંદેરના કુતુબખાનામાં મહફુઝ છે.)

**આપનો બીજો ફત્વો :-** સુદ લેનેકી નિય્યતસે ડાકખાનેકે કેશ સર્ટીફિકટ ખરીદના જાઇઝ નહીં. હાં, જો ખરીદ લિયે હોં ઉનકી વઅદહ શુદહ પુરી રકમ વુસુલ કર લી જાયે, ઔર અપની અસલ રકમ ખુદ રખિયે. ઝાઇદ રકમકો રિફાહે આમકે કૌમી કામમે દે દી જાયે, મુંહમ્મદ કિફાયતુલ્લાહ અલ જમીઅત, નં. ૧૬ ૫ રબી. અવ્વલ હી. ૧૩૪૬, ૨ સિતમ્બર ઈસ્વી, ૧૯૨૭ સફા-૩

**આપનો ત્રીજો ફત્વો :-** સુદ લેના, દેના બેશક હરામ હે. સુદકી હુરમત અહકામે ઇસ્લામિય્યહમેં ઉન અહકામમેં દાખિલ હે જો યકીની ઔર મન્સૂસ હેં. ઔર ઐસી બેંકોમે રૂપિયા જમા કરના જો સુદી કારોબાર કરતી હેં હરામ હે. જિસ શખ્સને રૂપિયા દાખિલ કિયા હે એક હુરમતકા ઇરતિકાબ તો વો કર ચુકા. અબ બેંકસે સુદ લેને, ન લેનેકા સવાલ ઇસ હેસિયતસે કે સુદ હરામ હે.-નહીં. બલ્કે ઇસ હેસિયતસે હે કે બેંકને તો ઉસકે રૂપયેકા સુદ અપને

કાગઝાતમેં ઉસકે હિસાબમેં દરજ કિયા ઔર નિકાલા હૈ. અગર વો ન લે તો વો સુદકા રૂપિયા મસીહી મિશનરીયોંકો તબ્લીગે મસીહિય્યતકે લિયે દિયા જાતા હૈ ઔર ઉસ શખ્સકે ઝિમ્મે દોહરા ગુનાહ હોતા હૈ. એક તો સુદી કારોબારકો અપને રૂપિયેસે નફા પહોંચાના ઔર ઉસકે હિસાબમેં સુદ લગાયા જાના દુસરે યે કે ઉસકે રૂપિયાકે સુદસે મસીહિય્યતકી તબ્લીગ હોના. ઔર ઇન દોનોં ગુના-હોંસે બચનેકી સબીલ યે હૈ કે જમા શુદહ રૂપિયાકા સુદ બેંકસે વુસુલ કરકે કિસી કૌમી રિફાહે આમકે કામમેં દે દિયે જાયે'. મૈંને બેંકકે સુદ કે મુતઅલ્લિક જો ફત્વા દિયા હૈ વો યેહી હૈ. હાં. બઅઝ જવાબોંમે યે લિખ દિયા હૈ કે જો લોગ હિંદુસ્તાનકો દારૂલ હર્બ કરાર દેતે હૈં વો કુફ્ફારે હરબિય્યીનસે સુદકો જાઇઝ સમજતે હૈં. ઔર સરકારી બેંકોકા સુદ ઉનકે નઝદીક જાઇઝ હૈ. મગર મેરા કલ્બ ઇસ ખ્યાલકે સાથ મુત્તફિક ઔર ઇસ પર મુત્મઇન નહીં હૈ. મૈં આપકો યેહી મશ્વેરા દુંગા કે બેંકમેં અપને રૂપિયેકા સુદ ન છોડિયે. બેંકસે વુસુલ કરકે કિસી કૌમી રિફાહે આમકે કામમેં દે દિજયે. આપકે રૂપિયાસે મસીહિય્યતકી તબ્લીગ ઔર ઇસ્લામકી બેખકુનીકા કામ ન લિયા જાયે. વલ્લાહુ અ'લમ. મુહમ્મદ કિફાયતુલ્લાહ-મદ્રસા અમીનિય્યહ-દેહલી. અલજમીઅત નંબર ૨૭ ૯ રબી અવ્વલ હિજરી ૧૩૪૬, ૧ સિતમ્બર ૧૯૨૭ સફા-૩-૪)

આપનો ચોથો ફત્વો :- બીમા કંપનીયોંસે ઝિંદગીકા બીમા કરનેકી સુરત જાઇઝ નહીં હૈ. શરઈ મુઆમલાતમેંસે કીસી મુઆમલેકે તહતમેં યે સુરત દાખિલ નહીં હોતી બલ્કે મહઝ કિમારકી શકલ હૈ જો શંઅન હરામ હૈ. રહા બેંકોકે સુદકા મુઆમલા, તો જિન લોગોંકે નઝદીક હિંદુસ્તાન દારૂલ હર્બ હૈ વો અંગ્રેઝી બેંકોસે સુદ હાસિલ કરનેકો જાઇઝ સમજતે હૈં. ઇસ મસઅલેમેં ભી એહતિયાત યે હૈ કે બેંકોકા સુદ રિફાહે આમકે કામોમે ખર્ચ કર દિયા જાયે ઔર અપને સરફમેં લાનેસે એહતિયાત કિયા જાયે. ઇસી તરહ કાઇલીને દારૂલ હર્બકે નઝદીક બીમા કંપની યા ઉસકે મિસ્લ દુસરે સુદકી ભી ગુંજાઇશ હૈ લેકિન ઇન તમામ ઉમુરમેં એહતિયાતકા ઇકતિઝા યે હૈ કે ઇજતિનાબ કિયા જાયે

બંદા મુંહમ્મદ સઇદ ઉફિય અન્હુ મદ્રસા અમીનિય્યહ દેહલી.

અલજવાબુ સહીહુન. મુંહમ્મદ કિફાયતુલ્લાહ મદ્રસા અમીનિય્યહ દેહલી અલ-જમીઅત જિલ્દ ૭-૮-૫ શઅબાન હી. ૧૩૪૬ મુતાબિક ૨૯ જનવરી ઇસ્વી ૧૯૨૮.

**આપનો પાંચમો ફત્વો** :–યે સુદ હે મગર ડાકખાનેસે વુસુલ કર લેના ચાહિયે. વુસુલ કરકે ખુદ કિસી કૌમી કામમે ખર્ચ કર દેના ચાહિયે. મુહંમ્મદ કિફાયતુલ્લાહ કાનલ્લાહુ લહુ મદ્રસા અમીનિય્યહ–દેહલી અલજમીઅત દોસંબહ ૩ રબી. અવ્વલ હી. ૧૩૫૦, ૨૦ જુલાઈ ઇસ્વી ૧૯૩૧ કોલમ નંબર ૩–૪)

**આપનો છઠ્ઠો ફત્વો** :–

પોસ્ટ ઓફિસ કે સેવિંગ્સ બેંક ઔર સરકારી બેંકસે સુદ લેના ઈસ લિયે જાઈઝ બતાયા ગયા હે કે ન લેનેકી સુરતમેં સુદકી રકમ મસીહી મિશ્નરીયોંકો દે દી જાતી હે ઔર તબ્લીગી મસીહિય્યતમે ખર્ચ હોતી હે મુસલમાન ડાકખાનેકે બેંક ઔર સરકારી બેંકોસે વુસુલ કર લે. ઔર રિફાહે આમકે કૌમી કામોમેં ખર્ચ કરે. મુહમ્મદ કિફાયતુલ્લાહ ગુફિરલહુ મદ્રસા અમીનિય્યહ દેહલી. અલજમીઅત ૭ જમા. ઉલા ૧૩૫૦ હિ. કોલમ નં. ૩ સફા નં. ૩)

**આપનો સાતમો ફત્વો** :–જબકે બનિય્યતે હિફાઝત સરકારી બેંક યા સેવિંગ્સ બેંકમે રૂપિયા જમા કિયા ગયા હો તો ઉસકા સુદ બેંકસે વુસુલ કર લેના ચાહિયે ક્યું કે વુસુલ ન કરનેકી સુરતમે વો સુદકી રકમ તબ્લીગી મસીહિય્યતમે ખર્ચ હોતી હે. ઔર ઉસકે ઝરીએસે ઇસ્લામકે ફરઝંદોંકો મુર્તદ બનાયા જાતા હે. લિહાઝા બેંકસે વુસુલ કરકે ઈસ રકમકો કૌમી ઔર રિફાહે આમકે કામોમે બનિય્યતે રફએ વબાલ ખર્ચ કર દેના ચાહિયે. મુહમ્મદ કિફાયતુલ્લાહ કાનલ્લાહુ લહુ મદ્રસા અમીનિય્યહ દેહલી અલજમીઅત નં. ૨૯, ૪ રજબ હી. ૧૩૫૨, ૨૪ ઓક્ટોબર ૧૯૩૩)

**આપનો આઠમો ફત્વો** :–મુસલમાનોંકો હત્તલ ઇમ્કાન રૂપિયા મુસલમાન અમીન કે પાસ રખના ચાહિયે, લેકિન અગર કોઈ અમીન દસ્તયાબ ન હો ઔર વો બેંકમેં રખને પર મજબુર વ મુઝતરબ હો તો ઐસી હાલતમે ઉસકો બેંકકે પાસ સુદી રકમ ન છોડની ચાહિયે ક્યું કે વો મસીહી મિશ્નરીકો દી જાતી હે ઔર તબ્લીગી મસીહિય્યતમે ખર્ચ હોતી હે ઔર જમા કરનેવાલેકા રૂપિયા ઉસકા સબબ હોતા હે ઔર યે ભી ઉસ ગુનાહમે શરીક હોતા હે. પસ ઈસ સુદકી રકમકો લે કર તબ્લીગ વ ઇશાઅતે દીનમે ખર્ચ કિયા જાએ. ફકત મુંહમ્મદ કિફાયતુલ્લાહ કાનલ્લાહુ લહુ (રિસાલા ઉમ્દતુલ વસીલહ દર જવાઝે અખ્ઝુર્રિબા બિલ હિબહ સફા ૩)

**જામેઅહ અરબિય્યહ હયાતુલ ઉલુમ મુરાદાબાદના મુફ્તી સાહબનો ફત્વો** :–ડાકખાનોં ઔર બેંકોમે રૂપિયા જમા કરકે ઉસકા સુદ લેના

હરામ હે લેકિન વહાં છોળનેકે બજાયે વુસૂલ કરકે ચળકે, પેશાબખાનોં ઔર નાલિયોંકી તઅમીર જૈસે રિફાહે આમકે કામોંમે લગા દેના યા ઉસસે ગરીબોં, મિસ્કીનોં, બેવાઓં, મઝલુમો ઔર મકરૂઝોંકી ઈમ્દાદ ભી દુરૂસ્ત હે ઔર ઉન મઝલૂમોંકી ઈમદાદ ભી જાઇઝ હે જિનકો નાહક મુકદ્દમેમેં મઅખુઝ કર લિયા ગયા હો. મગર સવાબકી નિય્યતસે ન હો, ક્યું કે હરામ માલ કિસીકો દેનેસે સવાબ નહીં મીલતા (ચંદ મસાઈલે ઝિંદગી મસ્અલહ ૪)

'લફ્ઝે સદકહ અને 'તસદ્દુક' જયારે મુતલક બોલાય છે તો વાજીબુત્ત-સદ્દુક અને ઝકાતના હુકમમાં હોય છે. અને ઝકાતના હકદારોને જ આપવું વાજીબ છે. એ ફીકહનો કુલ્લીયા કાયદો નથી લફ્ઝે સદકહ અને તસદ્દુક આમ છે. વાજીબહ અને નાફીલહ બન્નેવને શામીલ છે દલાઈલ અને કરાઇન (મૌકા મહલ)થી મુતઅય્યન કરી શકાય છે. દાખલા તરીકે કુર્બાનીના ચામડાં વીષે ફુકહા (રહ.) લખે કે 'વયુતસદ્દકુ બિજીલ્દીહા'

અર્થાત :–અને કુર્બાનીના જાનવરનું ચામડું સદકો કરવામાં આવે. આગળ છે કે 'તસદ્દક બિસમનીહી' (અગર ચામડું વેચી નાંખે તો તેની કીંમતનો સદકો કરી આપે) (જવહરહ ભાગ ૨ પાનું-૨૮૯) (શરહે વીકાયહ ભાગ-૪ પાનું-૪૧-૪૨) (દુરે મુખતાર શામી સાથે ભાગ-૫ પાનું-૨૮૭) વીગેરે વીગેરે.

મઝકુર ઇબારતમાં પહેલાં તસદ્દુકનો ઇસ્તેહાબી હુકમ છે અને બીજામાં વુજુબી હુકમ છે. ચામડાંનો સદકો મુસ્તહબ છે. પોતે પણ મુસલ્લો, દસ્તરખાન, પાણી માટે ડોલ વીગેરે બનાવી વાપરી શકાય છે. પરંતુ ચામડાને વેચી નાખશે તો તેની કીમતનો સદકો વાજીબ છે. બન્નેવનો એક હુકમ નથી.

હકીમુલ ઉમ્મત મવ. થાનવી (રહ.) લખે છે કે નુકતએ ફીકહિય્યહ :– ફુરિક બઅનસ્ સદકતીલ વાજીબતી વત્તસદ્દુકીલ વાજીબી ફલા યુઅતા અહદુહુમા હુકમલ આખર ફલા યલ્ઝમુ અન્ન મન લા યકુનુ મસરફલ અવ્વલી લા યકુનુ મસ્રફસ્સાની કલ્લુકતતિ યજુઝુ સરફુહા ઇલા બની હાશિમિન મઅ અદમિ કવનિહિમ મસરફસ સદકતિલ વાજિબતિ.

અર્થાત :-સદકએ વાજીબમાં અને તસદ્દુકે વાજિબામાં ફર્ક કરવામાં આવ્યો છે. એકનો હુકમ બીજાને લાગુ પડતો નથી. એ જરૂરી નથી જે પહેલાનો મસરફ નથી તે બીજાનો મસરફ ન હોય ? જેમકે લુકતો બની હાશિમ માટે જાઇઝ છે.

કેમકે બની હાશિમ સદકએ વાજીબહના મસરફ નથી. (અત્તરાઈફ વઝ્ઝરાઈફ ભાગ-૧ પાનું-૨૪)

અને માલે હરામ પણ એક પ્રકારનો હોતો નથી. અને દરેક માલે હરામનો એક હુકમ નથી. દાખલા તરીકે :-

(૧) મુસલમાન પાસેથી લીધેલું વ્યાજ (એક તે હરામ છે. રદ કરવું (પાછું આપવું) જરૂરી છે)

(૨) ઝિમ્મી કાફિર પાસેથી લીધેલું વ્યાજ હરામ છે (પાછું આપવું જરૂરી છે.)

(૩) હરબી કાફિર પાસેથી લીધેલું વ્યાજ મબાહ છે (બીજો કૌલ એ છે. કે હરામ છે અને વાજીબુંરદ છે)

(૪) બેંકોનું વ્યાજ લઇ લેવું વાજિબ છે. નહીં લેવું ગુનાહિત છે એ માલ મબાહ છે (બીજો કૌલ એ છે કે ખેરાત કરી દેવું જરૂરી છે.)

હઝરત મવ. મુફતી મુંહમ્મદ શફીઅ સાહેબ પોતાના રિસાલહ "ઇરબાઉલ કલામ ફી મસરફિસ્સદકતિ મિનલ માલિલહરામ" માં લખે છે કે માલે હરામ જિસકા સદકા કરના વાજિબ કરાર દિયા જાતા હે વો હર માલે હરામ નહીં બલ્કે સિર્ફ વો માલે હરામ હે જિસકે માલિક ના મઅલુમ યા લાપતા હોનેકી વજહસે માલિકકો વાપસ નહીં કિયા જા સકતા. નીઝ યે કે યે માલ એસી સુરતમેં બહુકમે 'લુકતહ' હો જાતા હે. ઓર અસલ માલિકકી તરફસે સદકહ કિયા જાતા હે. (ફતાવા દારૂલ ઉલૂમ ભાગ-૭-૮ પાનું-૧૦૮)

બેંકના વ્યાજની આ હકીકત નથી. એ વાજિબુરંદ નથી બલ્કે એને લઇ લેવું વાજિબ અને નહીં લેવું ગુનાહિત છે. એને લઇ ખેરાત કરવાનો ફતવો એટલા માટે નથી કે એનો માલિક ના મઅલુમ અને લાપતા છે. અને તેમને સવાબ પહોંચાડવાની નિય્યતે ખેરાત કરવું જરૂરી છે. બલ્કે એટલા માટે છે કે નહીં લેવાથી ઇસ્લામ વિરૂદ્ધ વપરાય છે.

નોટ :- બેંકમાં મુકેલી રકમ અમાનત તરીકે રખાતી નથી. કારોબાર કરી નફો કરાય છે. અને નફામાંથી વ્યાજ તરીકે આપે છે. રકમ જમા કરનાર એ બાબત જાણે છે. માટે "અલ મઅરૂફ કલ મશરૂત"ના કાયદા અનુસાર કારોબાર કરવાની ઇજાઝત આપેલી ગણાશે. અને નફાના માલિક બેંકવાળા ઠરશે. માટે વ્યાજની રકમના માલિક મઅલુમ છે. ના મઅલુમ અને લાપતા નથી. લુક્તહ અને

લુકતહના હુકમમા માલે તરકાત જેના કોઇ માલિક અને વારિસ નથી. અગર હોય તો તેમને પહોંચાડી શકાય એમ ન હોય તેને પણ અમુક ફુકહા (રહ.) એ 'બયતુલ માલ'ના ચોથા મદમાં શામિલ કર્યા છે જેનું મસરફ મસાલિહે મુસ્લિમીન (રિફાહે આમના કામો) છે. જુઓ (દુરેં મુખતાર શામી સાથે ભાગ-૨ પાનું-૭૮-૭૯)

## લુકતા વિષે હઝરત મવ. થાનવી (રહ.)નો એક ફત્વો :-

પથ્થર કબર પર લગાનેસે વકફ નહીં હોતા હે બલ્કે લગાને વાલેકી મિલ્ક રેહતા હે પસ અજનબી આદમીકા બયઅ કરના ઉસકા સહીહ નહીં હુવા. લેકિન અગર લગાનેવાલા માલુમ ન હો યા મઅલુમ હો મગર ઉસકા કોઈ વારિસ મૌજુદ ન હો તો વો હુકમે લુકતહમે હે. ઔર લુકતહકા હુકમ યે હે કે કિસી નેક કામમેં સર્ફ કર દિયા જાયે. ઈસ સુરતમેં મસ્જીદમે લગા રેહને દિયા જાયે કે અપને મસરફમેં લગ ગયા. (ઇમ્દાદુલ ફતાવા ભાગ-૨ પાનું- ૫૧૬) જુઓ એમાં તમ્લીકની શર્ત નથી.—

મઝકુર બધી હકીકતો સમક્ષ રાખી મેં ફત્વો આપેલો કે :-

જવાબ :- મસ્અલો ઇખતિલાફી છે. ગરીબ, મિસ્કીનને આપવું વધુ બેહતર છે. બળાક વિગેરે મજ્હબીક કામોમા પણ લેવાની ગુંજાઇશ છે. મસ્જીદમાં નહીં પણ તેવી જાજરૂ વિગેરેની મરમ્મતમાં લઇ શકાય છે. (ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ ૨ પાનું- ૧૬૨) (ઉર્દુ ભાગ ૨ પાનું ૧૯૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

હઝરત મૌલાના મુફતી મહુમદ ગંગોહી સાહબના ઉસ્તાદ મુફતીએ અ'ઝમ સહારનપુરી (રહ.)ના મુબારક ફત્વા ઉપર મઝમુન ખતમ કરૂં છું. – ફુકરાકો દેના ઝ્યાદહ બેહતર હે મસ્જીદકે અલાવહ બયતુલ ખલા વગયરહમેં સર્ફ કરનેકી ભી ગુંજાઇશ હે. યે મુખતલફ ફીહી મસ્અલહ હે. ફકત વલ્લાહુ અ'લમ.

(હઝરત મુફતી સઇદ અહમદ ગુફિર લહુ મુફતી મઝાહિરૂલ ઉલૂમ સહારનપુર–૨૫–૧૨–૭૭ હિજરી).



# બાબુલ ઉઝહિય્યહ

## કુર્બાની સુન્નત છે કે વાજીબ ?

(૮૧૨) સવાલ :- એક ગૈર મુકલ્લિદનું કહેવું છે કે કુર્બાની વાજીબ નથી. માત્ર સુન્નત છે. તે દલીલમાં કહે છે કે આપ (સલ.)નું ફર્માન છે કે જે માણસ ઝિલ્હજનો ચાંદ જુએ અને તેનો ઈરાદો કુર્બાની કરવાનો હોય તો પોતાના વાળ અને નખ કુર્બાની કરતાં સુધી ન કાપે. 'ઇરાદો હોય' શબ્દ સુચવે છે કે કુર્બાની વાજીબ નથી ફકત સુન્નત છે. શું આ દલીલ બરાબર છે ?

જવાબ :– કુર્બાની માત્ર સુન્નત નથી. વાજીબ છે. આપ (સલ.)નું ફર્માન છે 'જે ગુંજાઇશ રાખે કિંવા સાહિબે નિસાબ (માલદાર હોય) અને કુર્બાની નહીં કરે તે અમારી ઈદગાહના નઝદીક પણ ન આવે.' (ઈબ્ને માજહ પાનું–૨૩૨)

આથી સાબિત થાય છે કે કુર્બાની વાજીબ છે. 'ઇરાદા'નો શબ્દ તો એક મુહાવરો અને બોલવાની રીત છે. એ વાજીબ હોવાની વિરૂદ્ધ નથી. હજ્જ માટે પણ એ શબ્દ આવ્યો છે. હદીસમાં છે :– મન અરાદલ હજ્જ ફલ યુઅજ્જિલ (જે હજનો ઇરાદો કરે તેને જોઇએ કે જલ્દી કરે) (મિશ્કાત પાનું–૨૨૨) તો શું હજ પણ સુન્નત છે ? ફર્ઝ નથી ? સારાંશ કે કુર્બાની વાજીબ છે. માત્ર સુન્નત નથી. (હિદાયહ ભાગ–૪ પાનું ૪૨૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અડધા ભાગે આપેલ જાનવરની કુર્બાની

(૮૧૩) સવાલ :-મેં એક જાનવર એક માણસને અડધા ભાગે આપ્યું છે. પાળવાની મજુરી એ નક્કી થઈ છે કે જ્યારે એ જાનવર કુર્બાની લાયક થઇ જશે ત્યારે એની કીમત ઠરાવી અડધી કીમત હું તેમને આપી જાનવર લઇ લઇશ. અથવા અડધી કીમત તેઓ મને આપી જાનવર લઈ લેશે. મઝકુર સુરતમાં અડધી કીમત અદા કરી તે જાનવરની બન્નેવમાંથી કોઇ પણ કુર્બાની કરી શકે કે નહીં?

જવાબ :- પૂછેલી સુરતમાં જે મામલો કરવામાં આવ્યો છે. એ જાઇઝ નથી. બાતિલ છે. પાળનાર મજુરી અને ખોરાકીના પૈસા લેવાનો હકદાર છે. જાનવરમાં તેનો ભાગ થઇ શકતો નથી. છતાં થયેલા મામલા મુજબ તમે અડધી કીમત આપી જાનવરની કુર્બાની કરશો તો કુર્બાની સહીહ થઇ જશે. કારણ કે તમે તેના ખરા માલિક છો. હાં, પાળનાર તમને અડધી કીમત આપી કુર્બાની કરશે તો તેની કુર્બાની સહીહ અને કબુલ ગણાશે નહીં. કારણ કે તે પુરા જાનવરનો કાયદેસરનો માલિક નથી ફકત ખુદાપાક વધુ જાણનાર છે

## ચરાઇના બકરાની કુર્બાની જાઇઝ નથી.

(૮૧૪) સવાલ :-મારા ઘાસના વાડાની ઝમીનમાં ભરવાડો બકરાં ચરાવે છે તેના બદલામાં વરસમાં એક વખત બકરો આપે છે. એ બકરાને હું કુર્બાનીમાં લઉં તો કુર્બાની અદા થશે કે નહીં ?

જવાબ :-આવી રીતે બકરો લેવો જાઇઝ નથી. હરામ છે. લેશો તો માલિક બનશો નહીં અને કુર્બાની અદા થશે નહીં ઘાસ-ચારો કોઈની મિલકત નથી. બધા એના હકદાર છે. માટે એનો બદલો લઇ શકાય નહીં જેમકે વરસાદના પાણીના સૌ હકદાર છે. જેના ભાગે આવે તે તેનો માલિક ગણાય છે. એવી જ રીતે ઘાસનો કોઈ માલિક નથી. જે કાપીને પોતાના કબઝામાં લેશે તે તેનો માલિક ગણાશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૫ પાનું-૩૭૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગુઝરેલા વર્ષોની વાજીબ કુર્બાની વિષે.

(૮૧૫) સવાલ :- જેના ઉપર કુર્બાની વાજીબ હતી તેણે વર્ષો સુધી કુર્બાની કરી નથી તો શું કરે ?

જવાબ :- ખુદા પાસે કુર્બાની ન કરવાના ગુનાહની માફી માંગે અને જેટલા વર્ષોની કુર્બાની રહી ગઈ છે. તેની કીમતનો સદકો કરી આપે. ફકત ખુદા-પાક વધુ જાણનાર છે.

## માલદાર ઔરત ઉપર કુર્બાની વાજીબ છે.

(૮૧૬)સવાલ :-એવો માલ જેની ઔરતો માલિક છે અને જેની ઝકાત એમના મર્દો અદા કરે છે. એવી ઔરતો ઉપર કુર્બાની વાજીબ છે કે નહીં ?

જવાબ :-જ્યારે ઔરતો નિસાબની માલિક છે તો તેમના ઉપર કુર્બાની

વાજીબ છે. પોતાના પૈસાથી કુર્બાની કરે પાસે રોકડા ન હોય તો ધણી વિગેરે પાસેથી લઈ કુર્બાની કરે અથવા ધણી તેની પરવાનગીથી તેના તરફથી કુર્બાની કરી આપે. ઔરતની પરવાનગી અને તેની જાણ વગર કુર્બાની કરવામાં આવશે તો વાજીબ કુર્બાની અદા થશે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુર્બાનીના જાનવરની ઉમ્ર અને દાંત વિષે.

(૮૧૭)સવાલ :-કુર્બાનીના જાનવરની ઉંમર કેટલી હોવી જોઈએ ? ખાસ કરીને બકરા, બકરી અને ઘેટાંની, હમારે ત્યાં કેટલાક અહલે હદીસનું એમ કહેવુ છે કે બકરો, બકરી અને ઘેટાના બે (૨) દાંત હોવા જરૂરી છે. ઉમર ગમે તેટલી હોય પણ દાંત ન હોય તો કુર્બાની થઈ શકશે નહીં કેમકે હદીસમાં મુસિન્નહનો શબ્દ આવેલો છે તો આપ સાહબ હદીસોના હવાલાથી વિગતવાર જણાવવા આભારી થશો.

જવાબ :-કુર્બાનીનું જાનવર મુસિન્નહ અને સની હોવું જરૂરી છે. એટલે ઉંટ પાંચ વર્ષનું, ગાય વિગેરે બે વર્ષના, ઘેટાં-બકરાં એક વર્ષના હોવા જરૂરી છે. એનાથી ઓછી વયના જાનવરની કુર્બાની દુરૂસ્ત નથી. કારણ કે એનાથી કમ ઉમરના જાનવર લુગત અને શરઇ ઈસ્તેલાહની રૂએ "મુસિન્નહ" અને "સની" મણાતા નથી. અલબત્ત દુંબો છ મહીનાનો એવો ફરબા (તગડો) હોય કે વર્ષના જાનવરની સરખામણી કરી શકે તો તેની કુર્બાની દુરૂસ્ત છે.

હદીસ શરીફમાં છે :- લા તઝબહુ ઇલ્લા મુસિન્નતન ઇલ્લા અંય યઅસર અલયકુમ ફતઝબહુ જઝઅતન ( મુસિન્નહ જાનવરની કુર્બાની કરો.) અગર મુસિન્નહ મળવું મુશકિલ હોય તો છ મહીનાનો દુમ્બો ઝબહ કરો. ( સહીહ મુસ્લિમ ભાગ-૨ પાનું-૧૫૫)

મહાન મુહદ્દિસ સનાઉલ્લાહ પાનીપતી (રહ.) લખે છે કે :- વશર્તસ્ત કે ગાવ વ જામુસ કમ અઝ દો સાલ ન બાશદ વશુતુર કમ અઝ પંજ સાલ ન બાશદ વગોસ્ફન્દ વબુઝ વઆંકે અઝ વહશી વઅહલી મુતવલ્લદ બુવદ અવલા ઈનસ્ત કે અઝ યક સાલ કમ ન બાશદ. વજાઇઝ અસ્ત શશ માહા દુંબા કે શુરૂઅ બમાહે હફ્તુમ કરદહ બાશદ (માલા બુદ્દ મિન્હુ-૧૬૪)

અર્થાત :- અને શર્ત એ છે કે ગાય અને ભેસ બે વર્ષથી કમ ઉમરની ન હોય અને ઉંટ પાંચ વર્ષથી ઓછી ઉમરનું ન હોય અને બકરાં-ઘેટાં એક

વર્ષથી કમ ઉમરના ન હોય. અને છ મહીનાના દુંબાને સાતમો મહીનો લાગ્યો હોય તો તે જાઈઝ છે. (પાનું-૧૬૪)

હદીસમાં 'મુસિન્નહ' નો શબ્દ આવ્યો છે. એના બે અર્થ થઈ શકે છે. (૧) ઉંમરે પહોંચેલું જાનવર (૨) દાંતવાળું જાનવર, ફુકહા (રહ.)એ ઉમરનો એઅતેબાર કર્યો અને દાંતને તેની અલામત (નિશાની) તરીકે માને છે. કુર્બાનીનું જાનવર 'મુસિન્નહ' હોય એટલે ઉમરે પહોંચી ગયું હોય તો તેની કુર્બાની દુરૂસ્ત છે. દાંતની અલામત હોય તો બેહતર છે. દાંતની અલામત ઉપર દારોમદાર નથી. દાંત તો ઉમરે પહોંચવાની અલામત છે. દાખલા તરીકે છોકરો અને છોકરી ઉમરે પહોંચી જાય તો બાલિગ ગણાય છે. અને શરઈ અહકામો લાગુ પડી જાય છે. શાદી લાયક બની જાય છે. હૈઝ અને એહતેલામ બાલિગ હોવાની અલામત ઝાહિર થાય કે ન થાય. અગર કોઈ છોકરી ઉમરે પહોંચી જાય પણ તેને હૈઝ ન આવે તો પણ તે બાલિગ ગણાય છે. એ જ પ્રમાણે કુર્બાનીના જાનવરો ઉમરે પહોંચી જાય તો તેની કુર્બાની દુરૂસ્ત છે. દાંતની અલામત હોય કે ન હોય. ઉમરે પહોંચવાની ખાત્રી હોવી જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઝબહ કરતી વખતે જાનવરને કિબ્લા રૂખ સુવડાવવું

(૮૧૮) સવાલ :- જાનવરને ઝબહ કરતી વેળા કિબ્લા તરફ મોં રાખીને સુવડાવવાનો હુકમ તાકીદી છે કે પસંદીદાબાબી (મુસ્તહબ) ?

જવાબ :- ઝબહ કરતી વેળા જાનવરને કિબ્લા તરફ મોં કરીને સુવડાવવું સુન્નતે મુઅક્કદહ છે. એટલે તાકીદી હુકમ છે. જાણી જોઈ એના ખિલાફ કરવું મકરૂહ છે. (દુરેં મુખ્તાર શામી ભાગ-૫ પાનું ૨૫૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## પુછડી કપાયેલા ઘેટાની કુર્બાની વિષે.

(૮૧૯) સવાલ :-અમારા ત્યાં આફ્રિકામાં ઘેટાની કુર્બાની કરવામાં વાંધો પડયો છે. કારણ કે અહિંયા જે ઘેટાં મળે છે તેની પુછડી કાપેલી હોય છે. પુછડી કાપવાથી જાનવર ઘણું ખુબસુરત લાગે છે. અને જાનવર જાડું-તાજું બને છે. પુછડી કાપવાથી જાનવર એબદાર પણ લાગતું નથી. પુછડી કાપવાનું કારણ એ છે કે એ જાનવરની પુછડી લગભગ ૧૮ ઈંચ લાંબી હોય છે. એ જયારે હગે છે ત્યારે હગારનો અમુક ભાગ પુછડી સાથે લાગે છે. અને તેના ઉપર માખીઓ ઈંડા મુકે છે. જેના કારણે પુછડી ઉપર જીવજંતુઓ પૈદા થાય છે. આ જીવ-

જંતુઓ પડવાથી જાનવર તંદુરસ્ત થવાના બદલે મળાતું જાય છે. એટલે ત્રણ મહીનાનું થતાં જ પુછડી કાપી નાંખવામાં આવે છે મોટા ભાગે આવા પુછડી કપાયેલા જાનવરો મળે છે. પુછડીવાળા જાનવરો ભાગ્યે જ મળે છે. અને જો મળે તો પણ તે આવા તાજા અને તંદુરસ્ત હોતાં નથી. તો શું આવા જાનવર કુર્બાનીના કામમાં આવી શકે છે કે નહીં? જેમ જાનવરને ખસ્સી કરવાથી જાનવર તાજું માંજુ અને તંદુરસ્ત થાય છે તેવી જ હાલત પુછડી કાપેલા જાનવરની હોય છે. તો ખુલાસો કરશો.

જવાબ :–ત્રીજા ભાગ જેટલી અને તેનાથી વધુ કપાયેલી પુછડીના ઘેટા વિગેરેની કુર્બાની દુરૂસ્ત નથી. 'હિદાયહ'માં છે :–જે જાનવરના કાન અને પુછડી કપાયેલી હોય તેની કુર્બાની જાઈઝ થશે નહીં (હિદાયહ ભાગ–૪ પાનું–૪૩૧)

ખસ્સી કરેલ જાનવરની કુર્બાની મન્સુસ અને આપ (સલ.)ની પસંદ કરેલી છે. તેના ઉપર પુછડી કપાયેલા જાનવરને કિયાસ કરી શકાય નહીં. પુછડી કપાયેલા જાનવરની કુર્બાની એટલા માટે જાઈઝ નથી કે પુછડી એક પુરૂં ઉઝ્વ (અવ્યવ) છે. એ બેકાર નથી, બલ્કે કામની વસ્તુ છે. ખાવામાં પણ આવે છે. 'હિદાયહ'માં છે કે :–પુછડી એક કામિલ મકસુદ ઉઝ્વ (સંપુર્ણ અવ્યવ) છે. જેથી કાન સમાન છે. (ભાગ–૪ પાનું–૪૩૧)

કાન અને પુછડી વિગેરે કપાયેલા જાનવરો એબદાર ગણાય છે. ભલેને અમુક લોકોની નઝરમાં તે ખુબસુરત દેખાતા હોય (જેમકે દાઢી મુંડાવવામાં અમુક લોકોને ખુબસુરતી દેખાય છે.)

જ્યારે પુછડી કપાયેલા જાનવરને કુર્બાની માટે નાપસંદ કરવામાં આવશે અને પુછડીવાળા જાનવરની કીંમત વધુ આપવામાં આવશે તો માલિકો આપ મેળે પુછડી કાપવાનું છોડી દેશે. તમે પોતે પણ જાનવર પાળી શકો છો. પુછડી નહીં કપાયેલાં જાનવરો જેવાં કે ઘેટાં, બકરાં, ગાય, બળદ, ભેંસ, પાડા અને ઉંટની કુર્બાની કરી શકો છો.

નોટ :–એક કોલ (મત) મુજબ પુછડી અડધા કરતાં ઓછી કપાયેલી હોય કિંવા અડધી કરતાં વધુ પુછડી બાકી હોય તેની કુર્બાની દુરૂસ્ત છે. માટે જ્યાં આખી પુછડીના અથવા ત્રીજા ભાગથી ઓછી કપાયેલી પુછડીના જાનવરો મળી શકતાં ન હોય ત્યાં આ કોલ (મત) પ્રમાણે અમલ કરી શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રસોળીવાળા જાનવરની કુર્બાની

(૮૨૦) સવાલ :– જે જાનવરને રસોળી હોય તે કુર્બાનીમાં ચાલી શકે કે નહીં ?

જવાબ :– રસોળીવાળું જાનવર કુર્બાનીમાં ચાલી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## સીગડા ઉપરનું ખોળ ઉતરેલા જાનવરની કુર્બાની

(૮૨૧) સવાલ :– જાનવરનું સીગડું થોડું તુટેલું છે. પણ સીંગડા ઉપરનો ખોળ ઉતરી ગયેલો છે તો તે કુર્બાનીમાં લઇ શકાય કે નહીં ?

જવાબ :– ખોળ ઉતરેલું જાનવર કુર્બાનીમાં લઇ શકાય છે. સીગડું અગર જડમુળથી ઉખડી ગયુ હોય તો તેની કુર્બાની દુરૂસ્ત નથી. શામીમાં છે :– ફઈન બલગલ કસ્રુ ઇલલ મુખ્ખિ લમ યજુઝ (દુરેં મુખ્તાર શામી સાથે ભાગ–૫ પાનું-૨૮૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## પેદાઇશી સીંગ, પુછડી, કાન ન હોય તેની કુર્બાની

(૮૨૨) સવાલ :– જે જાનવરના પેદાઈશી સીંગડા ન હોય અને જેના પેદાઈશી કાન ન હોય અને પુછડી ન હોય તેની કુર્બાની જાઇઝ છે કે નહીં ?

જવાબ :– જે જાનવરના પેદાઇશી સીગડાં ન હોય તેમજ જેના સીગડાં જડમુળથી ઉખડી ગયેલા ન હોય તેની કુર્બાની વગર વાંધે જાઇઝ છે. 'હિદાયહ'માં છે. :– વયજુઝુ અંય યુઝહહા બિલ જમ્માઇ વહિયલ્લતી લા કર્ન લહા. લિઅન્નલ કર્ન લા યતઅલ્લકુ બિહી મકસુદુન વકઝા મા કુસિરતુલ કર્નું (ભાગ–૪ પાનું-૪૩૨) (શામી ભાગ-૫ પાનું–૨૮૨) અને જેના પેદાઈશી બન્નેવ કાન અથવા એક કાન ન હોય તેની કુર્બાની જાઇઝ નથી. 'હિદાયહ'માં છે – વસ્સકકાઉ વહિયલ્લતી લા ઉઝુન લહા ખિલકતન લા તજુઝુ (ભાગ–૪ પાનું–૪૩૨ (દુરેં મુખ્તાર શામી સાથે ભાગ-૫ પાનું–૨૮૩) અને જેના કાન નાના હોય તેની કુર્બાની જાઇઝ છે 'દુરેં મુખતાર' માં છે:– ફલવ લહા ઉઝુનુન સગીરતુન ખિલકતન અજઝઅન (દુરેં મુખતાર શામી સાથે ભાગ–૫ પાનુ–૨૮૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુર્બાની કરવાની રહી ગઇ તો ?

(૮૨૩) સવાલ :–કુર્બાનીનું જાનવર લીધું પણ કુર્બાની કરવાની રહી ગઈ અને કુર્બાનીના દિવસ નિકળી ગયા તો હવે શું કરવું ?

જવાબ :-જેની ઉપર કુર્બાની વાજીબ ન હતી તેણે કુર્બાનીનું જાનવર કુર્બાની કરવાની નિય્યતે ખરીદ કર્યું પણ કુર્બાની કરવાની રહી ગઈ (કુર્બાનીના દિવસો નિકળી ગયા) તો હવે તે જાનવરને જીવતું ખેરાત કરી આપે અથવા તેની કીમત ખેરાત કરી આપે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૫ પાનું-૨૮૦) અને જો માલદારે પોતાની વાજીબ કુર્બાની માટે જાનવર ખરીદ્યું હોય તો તેને ઈખતિયાર છે કે એને ખેરાત કરી આપે અથવા તેની કીંમત ખેરાત કરી આપે. પરંતુ એહતિયાત એમાં જ છે કે જાનવર ખેરાત કરી આપે (હિદાયહ ભાગ-૪ પાનું-૪૩૦-૪૩૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ડામ આપેલા જાનવરની કુર્બાની

(૮૨૪) સવાલ :-દાગ, ડામ આપેલા જાનવરની કુર્બાની કરી શકાય કે નહીં ? ડામ તંદુરસ્તી માટે આપવામાં આવે છે. એનાથી ગોશ્ત ઉપર ખરાબ અસર પડતી નથી.

જવાબ :-ડામ આપેલા જાનવરની કુર્બાની વગર વાંધે જાઈઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુર્બાનીના મોટા જાનવરમાં ફક્ત બે ભાગીદાર

(૮૨૫) સવાલ :-ઉંટ વિગેરે મોટા જાનવરમાં સાત ભાગના બદલે ફક્ત બે જ ભાગ હોય દાખલા તરીકે મીયાં બીવી બન્નેવ મળી કુર્બાની કરે તો દરેકના હિસ્સામાં સાડા ત્રણ ભાગો આવે છે તો એ ચાલી શકે છે ?

જવાબ :-હા, સહીહ એ છે કે ચાલી શકે છે કારણ કે કોઈનો ભાગ સાતમા ભાગથી ઓછો નથી. 'માલાબુદ્દ મિન્હુ'માં છે અગર દો કસ યક ગાવ બિસ્ત મુનાસફહ ખરીદહ કુર્બાની કુનંદ જાઈઝ સ્ત બરિવાયતે સહીહ (પાનું-૧૬૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## શું એક બકરામાં ચાર નફલી કુર્બાની થઈ શકે ?

(૮૨૬) સવાલ :-આફ્રિકાથી એક માણસનો જવાબ આવ્યો છે કે આફ્રિકાના એક આલિમે એવું કહયું છે કે એક બકરામાં ચાર મહુંમોની નફિલ કુર્બાની થઈ શકે છે. તે મુજબ પાંચ બકરાઓનો જવાબ આવ્યો છે. અને વીસ મહુંમોના નામો પણ આવ્યા છે. તો એ કુર્બાની નફિલ સહીહ થશે કે એક-એક મહુંમની જુદી જુદી એક-એક બકરાની કરવાની ? તે સહીહ હદીસથી જણાવશો.

જવાબ :-પોતાના પૈસે મૈયતના તરફથી અને તેના નામની નફિલ કુર્બાની કરવી હોય તો દરેક મર્હુમ તરફથી એક બકરો હોવો જોઇએ અને જો નફિલ કુર્બાની પોતાના તરફથી અને પોતાના નામથી કરી તેના સવાબમાં મર્હુમોને શરીક કરવું મકસુદ હોય તો જેટલા મર્હુમોને શરીક કરવા માંગે શરીક કરી શકાય છે. ચારની કૈદ જરૂરી નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સાહિબે કુર્બાની મરણ પામે તો ?

(૮૨૭) સવાલ :-એક મરનારે પોતાની વાજીબ કુર્બાનીની નિય્યતે બકરો રાખેલો. તેના ગુજરી જવા બાદ વારિસોએ તે બકરો વેચી દીધો આર્થિક હાલત કમઝોર હોવાથી, હવે તેના બદલે મોટા જાનવરમાં એક ભાગ રાખી લેવામાં આવે તો ચાલશે કે કેમ ? બકરાના બદલામાં બીજો બકરો લેવામાં પૈસા વધારે આપવા પડે છે. વેચેલા બકરાની આવેલી કીંમતથી તેની ગુંજાઇશ નથી. ઉપર લખેલી સુરતમાં શું હુકમ છે ?

જવાબ :-પુછેલી સુરતમાં બકરો મર્હુમના તરકામાં શામિલ થઈ તેના હકદાર વારિસો થઈ ગયા છે. વારિસો ચાહે તો તેની કુર્બાની મર્હુમના સવાબ અર્થે કરી શકે છે. જરૂરી નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગુઝરેલા વર્ષોની કુર્બાની ચાલુ વર્ષે કરે તો ?

(૮૨૮) સવાલ :-ગુઝરી ગયેલા વર્ષોની કુર્બાની બાકી છે. ચાલુ વર્ષે મોટા જાનવરમાં બે હિસ્સા એક ગયા વર્ષનો અને એક ચાલુ વર્ષનો રાખું તો શું ચાલી શકે ? અને ભાગીદારોની કુર્બાનીમાં કાંઈ વાંધો તો નથી ?

જવાબ :-ભાગીદારોની કુર્બાની અદા થઇ જશે. અને તમારી ચાલુ વર્ષની કુર્બાની પણ અદા થઈ જશે. ગયા વર્ષની કઝા કુર્બાની અદા થશે નહીં. (નફિલ થઇ જશે) તેના બદલે એક બકરાની કીંમતનો સદકો કરવો જરૂરી છે. (મજાલિસુલ અબરાર મજલિસ ૩૫ પાનું-૨૨૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખસ્સી બકરાની કુર્બાની વિષે.

(૮૨૯) સવાલ :-કુર્બાની માટે ખસ્સી બકરાને પસંદ કરવામાં આવે છે. હાલાંકે એમાં ઐબ છે. એનું શું કારણ ? જણાવશો.

જવાબ :-હુઝુરે અકરમ (સલ.)એ ખસ્સી દુંબાની કુર્બાની કરી છે. ખસ્સી હોવું ઐબ નથી. એનાથી ગોશ્તમાં કમી આવતી નથી. તદઉપરાંત ખસ્સી તાજો હોય છે અને એનો ગોશ્ત લઝીઝ (મઝેદાર) હોય છે (મિશકાત પાનુ-૧૨૮)

## જે જાનવરથી બદફેઅલી કરવામાં આવી હોય તેની કુર્બાની

(૮૩૦) **સવાલ** :- એક માણસે મોટા જાનવર (પાડી) સાથે સુહબત કીધી. અને બીજા માણસે એને જોયું. તો શું મઝકુર જાનવરની કુર્બાની થઈ શકે ખરી ?

**જવાબ** :- આવા જાનવરનો ગોશ્ત ખાવો મકરૂહ છે જેના લઈ એની કુર્બાની પણ મકરૂહ ગણાંશે. બેહતર એ છે કે એવા જાનવરને માલિક ઝબહ કરી સળગાવી આપે જેથી ચર્ચા ખતમ થઈ જાય. નહીં તો જ્યારે પણ લોકો તેને જોશે વાત યાદ આવી જશે. (શામી ભાગ-૧ પાનું-૧૫૪) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૩ પાનું ૨૧૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુર્બાની કોના ઉપર વાજીબ છે ?

(૮૩૧) **સવાલ** :- કુર્બાની કોના ઉપર વાજીબ છે ?

**જવાબ** :- કર્ઝ (ઉધાર ઉછીનું) બાદ જતાં ૭॥ તોલા સોનું યા ૫૨॥ તોલા ચાંદી અથવા તેની કીંમતનો માલ હોય. યા રહેવાનું મકાન, ગુજરાન માટેની ઝમીન (ખેતીવાડી) અને એને લગતા ઓઝારો અને સામાન સિવાય ઝમીન અને ઘરનો માલિક હોય અથવા હાજતે અસલિય્યહ (મુળભુત જરૂરિયાત) સિવાય ઘરનો અસબાબ, ઘરસામાન, કપડાં, કિતાબો વિગેરે હોય જેની કીંમત નિસાબે શરઈ (૫૨॥ તોલા ચાંદીની કીંમત) જેટલી હોય તો તેના ઉપર કુર્બાની વાજીબ છે. અગર એવી હેસિયત ન હોય તો કુર્બાની વાજીબ નથી. નાબાલિગ અને શરઈ મુસાફિર ઉપર પણ કુર્બાની વાજીબ નથી.

ઝકાતના નિસાબ અને કુર્બાનીના નિસાબ અને સદકએ ફિત્રમાં એટલો તફાવુત છે કે ઝકાત ફર્ઝ હોવા માટે સોનું અથવા ચાંદી અથવા વેપારી માલનું હોવું જરૂરી છે. પરંતુ કુર્બાની અને સદકએ ફિત્ર વાજીબ હોવા માટે સોના અથવા ચાંદી અથવા વેપાર વિષયક માલનું હોવું જરૂરી નથી. બલ્કે કુર્બાની અને સદકએ ફિત્રમાં દરેક વસ્તુઓને ગણત્રીમાં લેવામાં આવે છે. હાજતે અસલિય્યહ (મુળભુત જરૂરિયાતો)થી વધારે કપડાં, ઘરનો ઘરસામાન તેમજ તાંબા-પિત્તળના વાસણો, કિતાબો વિગેરે નિસાબ જેટલી હશે તો કુર્બાની અને સદકએ ફિત્ર વાજીબ થશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ બિદઅાત

**દુલ્હા-દુલ્હન કંગનો બાંધી નાળિયેર હાથમાં લઈ નકાહ પઢવા બેસે છે.**

(૮૩૨) સવાલ : અમારે ત્યાં શાદી પ્રસંગે દુલ્હા-દુલ્હન હાથમાં કંગનો બાંધે છે. કંગનની સાથે ચાવી અને વીંટી પણ હોય છે. હાથે બાંધતી વખતે સાત કે નવ ગાંઠ વાળે છે. એ કંગન બાંધવાની અમુક મુહૂત હોય છે. જે દરમિયાન તે છોડી શકાય નહીં. નિકાહ વખતે હાથમાં નાળિયેર પણ હોય છે તે પાણી-વાળું હોવું જરૂરી છે. મતલબ કે નિકાહ વખતે કંગન, નાળિયેર અને કલનીર હોવી;જરૂરી છે. અને એ અમારો જુનો રિવાજ છે. જે હમારા બાપ-દાદાના સમયથી ચાલ્તો આવે છે. છતાં કેટલીક જગ્યાએ નિકાહ પઢાવતી વખતે ઇમામ સાહબ છોડાવી મૂકે છે અને એવી ધમકી પણ આપે છે કે આ પરધર્મીઓનો રિવાજ છે જેથી હું નિકાહ નહીં પઢાવું. આમ કહેવાથી કેટલીક વાર છોડી મુકે છે. અને જો અમુક લોકો ન છોડે તો એક યા બીજી મસ્લેહતના લઇને ઇમામ સાહબ નિકાહ પઢાવી દે છે. તો શું ઉપર લખેલી વસ્તુઓ શરીઅતની રૂએ ખરેખર ઇસ્લામમાં દાખલ નથી ? જો કોઈ માણુસ આ રિવાજને જરૂરી સમજીને કરે તો તે શરીઅતની રૂએ ગુનેહગાર ગણાશે ? જો ઇમામ સાહબ નિકાહ પઢાવશે તો કાંઇ વાંધો આવશે ? આ દરેક બાબતનો ખુલાસો હવાલા સાથે જણાવશો.

જવાબ :-શાદી વખતે દુલ્હા-દુલ્હન હાથમાં કંગનો બાંધે છે તે ઇસ્લામી રીત નથી. કાફિરો અને પરધર્મીઓનો રિવાજ છે. (મિર્આતુસ્સફા, ફતાવા મુઅમીનિન.) મુસલમાનોએ એનાથી બચવું જોઇએ.

આપ (સલ.)નું ફર્માન છે :-જેણે જે કૌમની મુશાબહત ધારણ કરી તે તેનામાં શામિલ થશે. (અબુદાવુદ)

આગળના નબીઓમાંના એક નબી ઉપર ખુદાએ વહી મોકલી કે તમારી કોમને કહી દો 'લા યદખુલુ મદાખિલ અઅદાઈ વલા યલબસુ મલાબિસ અઅદાઈ વલા યર્કબુ મરાકિબ અઅદાઈ વલા યત્અમુ મતાઈમ અઅદાઈ ફયકુનુ અઅદાઇ કમા હુમ અઅદાઈ'

અર્થાત : તેઓ મારા દુશ્મનોની દાખલ થવાની જગ્યાએથી દાખલ થાય નહીં. મારા દુશ્મનોના પોષાક જેવો પોષાક પહેરે નહીં. મારા દુશ્મનોની સવારી ઉપર સવાર થાય નહીં. અને મારા દુશ્મનોના ખાણાં જેવું ખાવું ખાય નહીં. (એટલે તમારી અને તેમની વચ્ચે તફાવત હોવો જોઇએ) નહીં તો તેઓ પણ તેમની જેમ મારા દુશ્મનો બની જશે. (ઝવાજિર ઇબ્ને હજર મકકી ભાગ-૧ પાનું-૧૧)

આજ કારણસર ફકીહ મુહદ્દિસ કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.) લખે છે 'મુસ્લિમ રા તશબ્બુહ બ કુફ્ફાર વફુસ્સાક હરામ સ્ત'.

અર્થાત :-મુસલમાનો માટે કાફિરો અને ફાસિકોની મુશાબહત અપનાવવી હરામ છે. (માલાબુદ્દ મિન્હુ પાનું-૧૩૧)

આવી જ રીતે નિકાહ વખતે દુલ્હાનું પાણીવાળું નાળિયેર હાથમાં લઇને બેસવું એ પણ કાફિરોનો રિવાજ છે. અને શુકન તથા ટોચકો છે જે કાફિરોની મુશાબહત ઉપરાંત શિર્કનો પણ ભાગ છે. મુસલમાનોએ ઇમાનને કમઝોર અને બરબાદ કરનારા આવા રિવાજો અને માન્યતાઓથી તૌબા કરી એને છોડી દેવી જોઇએ. હાથમાં કલગી પકડવાનો રિવાજ પણ ઇસ્લામી નથી. છોડી દેવાને પાત્ર છે. નિકાહ પઢાવનાર કાઝી સાહબ મુબારકબાદને લાયક છે. જો આવી રીતે ચેતવતા રહેશે. નસીહત કરતા રહેશે અને નફરત અપાવતા રહેશે તો ટુંક મુદ્દતમાં આ રિવાજો નિકળી જશે ઈન્શા અલ્લાહુ તઆલા, કોશિષ કરનારા અને અમલ કરનારા બારે અજરના હકદાર બનશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુહર્રમમાં શાદી કરવા વિષે.

(૮૩૩) સવાલ :-હમારે ત્યાં મુહર્રમના મહીનામાં શાદી કરવાને લોકો જાઇઝ સમજતા નથી. અને એ મહીનાને માતમ અને સોગનો મહીનો માને છે. એ દુરૂસ્ત છે કે નહીં ?

જવાબ :-મુહર્રમના મહીનાને માતમ અને સોગનો મહીનો ઠેરવવો જાઇઝ નથી. હરામ છે. હદીસ શરીફમાં છે કે ઔરતો માટે તેમના નઝદીકના

ખાવિંદની મૌત ઉપર ત્રણ દિવસ સોગ કરવો જરૂરી છે. બીજા કોઈની વફાત ઉપર ત્રણ દિવસથી વધુ સોગ કરવો જાઈઝ નથી. હરામ છે.

આપ (સલ)નું ફર્માન છે :-લા યહિલ્લુ લિમ્રઅતિન તુઅ્મિનુ બિલ્લાહિ વલ્યવમિલ આખિરિ અન તહદ્દ અલા મય્યિતિન ફવક સલાસ લયાલિન ઇલ્લા અલા ઝવ્જિન અરબઅત અશ્હુરિન વ અશરા.

અર્થાત :-જે ઔરત ખુદા અને કયામતના દિવસ ઉપર ઇમાન રાખે છે તેના માટે હલાલ નથી કે કોઇના મરણ ઉપર ત્રણ રાતોથી વધુ સોગ કરે. પરંતુ ધણીની વફાત ઉપર ચાર મહીના અને દસ દિવસ સોગ કરે. (સહીહ બુખારી ભાગ-૨ પારો ૨૨ પાનું-૮૦૩-સહીહ મુસ્લિમ ભાગ-૧ પાનું-૪૮૬, મિશકાત શરીફ પાનું-૨૮૮)

મુહર્રમના મુબારક મહીનામાં વિવાહ શાદીને નામુબારક અને નાજાઇઝ સમજવું સખત ગુનાહિત અને અહલે સુન્નતના અકીદા વિરૂદ્ધ છે. ઇસ્લામે જાઇઝ અને હલાલ રાખેલી વસ્તુને અકીદાની રૂએ અથવા અમલી રીતે નાજાઈઝ અને હરામ સમજવામાં ઇમાન જવાનો ભય છે. મુસલમાનોએ રાફઝીઓ અને શીઆની આવી માન્યતાને અકીદા અને અમલ બન્નેવની રૂએ છોડી દેવી જોઇએ.

"આલાબુદ મિન્હુ"માં છે :-મુસ્લિમ રા તશબ્બુહ બકુફ્ફાર વફુસ્સાક હરામ સ્ત.

અર્થાત : મુસ્લિમ માટે કાફિરો અને ફાસિકોની મુશાબહત ઇખતિયાર કરવી હરામ છે. (પાનું-૧૩૧)

મુહર્રમ મહીનામાં વિવાહ શાદી કરવા અંગે દેવબંદી-બરેલ્વી ઇખતિલાફ પણ નથી.

મવ. અહમદ રઝાખાન સાહબ બરેલ્વીનો ફત્વો વાંચો.

સવાલ :-(૧) બઅઝ સુન્ની જમાઅત અશરએ મુહર્રમમે ન તો દિન ભર રોટી પકાતે હૈ ઔર ન ઝાળુ દેતે હૈં કેહતે હૈં બઅદ દફ્ને તઅઝિયા રોટી પકાઈ જાયેગી

(૨) ઇન દસ દિનમે કપડે નહીં ઉતારતે હૈં.

(૩) માહે મુહર્રમમેં કોઇ બિયાહ, શાદી નહીં કરતે. (ઇસકા કયા હુકમ હે?)

અલજવાબ :- તીનો બાતેં શોગ હૈં. ઔર સોગ હરામ હૈ. (અહકામે શરીઅત ભાગ-૧ પાનું ૯૦ કર્તા મવ. અહમદ રઝાખાન સાહબ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## અવલિયાના નામની ચોટી રાખવી

(૮૩૪) સવાલ :- કેટલીક જગ્યાએ લોકોમાં દસ્તુર છે કે બાળકના માથાના વાળ કાપતા નથી. બુઝુર્ગોના નામના વાળ એક મુદ્દત લગી રાખી ૫૦-૬૦ માણસોને લઇ તે બુઝુર્ગના મઝાર પર જઇ કપાવે છે એનો શું હુકમ છે ?

જવાબ :- મઝકુર તરીકો ઇસ્લામી નથી. અહલે સુન્નત વલ જમાઅતના અકીદા અને તરીકા વિરૂદ્ધ છે. અને બિદઅત છે. ઇસ્લામી તરીકો એ છે કે સાતમે દિવસે બાળકનો અકીકો કરવામાં આવે. અને તેના વાળ કાપી તેના ભારોભાર સોનું અથવા ચાંદી ગરીબોને ખેરાત કરી આપે. એના ઉપર અમલ નહીં કરતાં કોઇ પીર, બુઝુર્ગના નામના વાળ કે ચોટી રાખવું અને તેમની મઝાર ઉપર જઇને કપાવવું ઇસ્લામી તરીકા વિરૂદ્ધ એક કબીહ બિદઅત છે. અને મુશરિકાનહ કૃત્ય છે.

મવ. અહમદ રઝાખાન સાહબ પોતે એને બિદઅત લખે છે.

બઅઝ જાહિલ ઔરતોમે દસ્તુર હે કે બચ્ચેકે સર પર બઅઝ અવલિયાએ કિરામકે નામકી ચોટી રખતી હૈં. ઔર ઉસકી કુછ મીઆદ મુકર્રર કરતી હૈં. ફિર મીઆદ ગુઝાર કર મઝાર પર લે જાકર વો બાલ ઉતારતી હૈં. તો યેહ જરૂર મહઝ બેઅસલ વ બિદઅત હૈ. વલ્લાહુ તઆલા અ'લમ (અસ્સનિયતુલ અનીકહ ફી ફતાવા અફરીકિયહ પાનું ૬૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઔરત મઝાર ઉપર જાય તો નિકાહ રહેશે કે નહીં ?

(૮૩૫) સવાલ :- ઔરત અને મર્દ કોઇ બુઝુર્ગની કબ્ર ઉપર જાય તો ઔરત નિકાહમાં રહેશે કે નિકળી જશે ?

જવાબ :- ઔરત માટે મઝાર પર જવાની ઇજાઝત નથી. 'માલાબુદ્દ મિન્હુ'માં છે :- ઝયારતે કુબુર મર્દાં રા જાઇઝ સ્ત ન ઝનાં રા'

અર્થાત :- કબ્રોની ઝયારત કરવી મર્દો માટે જાઇઝ છે. ઔરતો માટે જાઇઝ નથી. (પાનું-૭૯)

બરેલ્વી ઉલમા પણ નાજાઇઝ બતાવે છે. જુઓ મૌલાના હકીમ મુહમ્મદ હશમત અલી બરેલ્વી સાહબ લખે છે કે પરંતુ આ ઝમાનામાં ઔરતોએ

કબરની ઝયારત માટે જવું મકરૂહ બલ્કે હરામ છે.' (જમ્ઉલ મસાઇલ ભાગ-૧ પાનું-૧૧૦)

અને મૌલાના રઝાખાન બરેલ્વી સાહબ લખે છે – 'અવલિયાની મઝારો અથવા બીજી કબરોની ઝયારત માટે ઔરતોનું જવું અલ્લામહ મુહકકીક ઇબ્રાહીમ હલ્બીના મસલકની તાબેદારી કરતાં હું પણ પસંદ નથી કરતો. (જમલુન્નુર પાનું-૭-૮)

જેથી જશે તો ગુનેહગાર થશે. પરંતુ નિકાહ તુટશે નહીં. પરંતુ ત્યાં જઇ મુશરિકો જેવા કાર્યો કરે, સજદો અને તવાફ કરે. હાજત પુરી કરનાર સમજે, મુરાદો માંગે તો એનો હુકમ ઘણો જ સખ્ત છે. નિકાહ ફાસિદ થઇ જવાનો ભય છે.

'માલાબુદ્દ મિન્હુ'માં છે :– સજદહ કરદન બસુએ કુબુરે અંબિયા વ અવલિયા વ તવાફ ગિર્દે કુબુર કરદન વદુઆ અઝ આંહા ખ્વાસ્તન વનઝર બરાએ આંહા કુબુલ કરદન હરામ સ્ત બલ્કે ચીઝહા અઝાં બકુફ્ર મી રસાનન્દ પયગમ્બર (સલ.) બર આંહા લઅનત ગુફ્તહ, વઅઝાં મનઅ ફર્મુદહ વ ગુફ્તહ કે કબરે મુરા બુત ન કુનન્દ.'

**અર્થાત** : અંબિયા (અલ.) અને વલીઓની કબર તરફ સજદો કરવો, કબરોનો તવાફ કરવો અને તેમનાથી દુઆ માંગવી અને એમની નઝર માનવી હરામ છે. બલ્કે અમુક ચીઝો કુફ્ર સુધી પહોંચાડનાર છે. પયગમ્બર (સલ.)એ એવી વસ્તુઓ ઉપર લઅનત ફરમાવી છે અને ફરમાવ્યું કે મારી કબરને બુત ન બનાવશો. (પાનું-૮૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈસાલે સવાબના ખાણાં પર ફાતિહા વિષે.

**(૮૩૬)સવાલ** :–હમારે ત્યાં ઇસાલે સવાબનું ખાણું ગરીબો, મિસ્કીનોની સામે મુકી એક વખત સુરએ ફાતિહા અને ત્રણ વાર સુરએ ઈખલાસ, (કુલ હુવલ્લાહ શરીફ) પઢી મય્યતને બખશવામાં આવે છે. ત્યાર પછી ખાણું ખવાય છે. તો એ માટે કોઇ સુબુત છે ?

**જવાબ** :– ઇસાલે સવાબના ખાણાં ઉપર ફાતિહા પઢવાનો આ તરીકો બેઅસલ અને દલીલ વગરનો છે. અને બિદઅત છે. એ વિષે જે હદીસ પેશ

કરવામાં આવે છે તે મવઝુઅ (બનાવટી અને મનઘડત) છે.

'ફતાવા સમરકંદી'માં છે :-કિરાઅતુલ ફાતિહતિ વલ ઈખલાસિ વલકાફિરૂન અલત્તઆમિ બિદઅતુન.'

અર્થાત :-ખાણાં ઉપર સુરએ ફાતિહા, સુરએ ઈખલાસ, સુરએ કાફિરૂનનું પઢવું બિદઅત છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઉર્સમાં કવ્વાલી વિષે.

(૮૩૭) સવાલ :-બુઝુર્ગોની કબરો ઉપર ઉર્સના સમયે કવ્વાલી થાય છે. તેને સવાબનું કામ સમજાય છે. એની કોઈ અસલ છે ?

જવાબ :-કબરો ઉપર કવ્વાલી એક ઢોંગ અને નાજાઈઝ હરકત છે એનાથી બુઝુર્ગોને દીનને તકલીફ પહોંચે છે.

રઝાખાની જમાઅતના પેશવા મૌલાના અહમદ રઝાખાન સાહબ બરેલ્વી લખે છે કે :-હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખતયાર કાકી (રહ.)ના મઝાર પર સિમાઅની મજલિસમાં કવ્વાલી થઈ રહી હતી. હાલાંકે તે સમયે બારગાહોમા મઝામીર પણ ન હતા. હઝરત સૈયદ ઈબ્રાહીમ એરજી (રહ.) સિમાઅની મજલિસના બહાર હતા. નેક લોકોમાંથી એક માણસ આપની પાસે આવ્યા અને ફરમાઈશ કીધી કે મજલિસમાં તશરીફ લઈ આવો. હઝરત સૈયદ ઈબ્રાહીમ એરજી (રહ.)એ ફરમાવ્યું તમે જાણો છો. ખ્વાજા અકદસમાં હાજીર હોય.... અગર હઝરત રાઝી હોય તો હું પણ હમણાં જ ચાલુ છું. તેઓએ મઝારે અકદસ પર મુરાકબો કર્યો. જોયું કે હુઝુર કબર શરીફમાં પરેશાન દિલ છે. અને તે કવ્વાલો તરફ ઇશારો કરી ફર્માવે છે. 'ઈ બદબખ્તાં વકતે મારા પરેશાન કરદહ અન્દ' (આ બદનસીબોએ હમારો વખત બરબાદ કર્યો. ખુદાની યાદની મશ્ગુલીમાં ફર્ક આવી ગયો. અને ખલલ પડી ગયો) તેઓ પાછા આવ્યા અને એના પહેલાં કે અર્ઝ કરે ફર્માવ્યું આપે જોયું ? (મલ્ફુઝાત ભાગ-૧ પાનું-૯૦) (મુસન્નિફ મૌલાના અહમદ અઝાખાન બરેલવી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મય્યતના ઘરે ખત્મે કુર્આન માટે જમા થવું અને શીરીની બાબત

(૮૩૮) સવાલ :-ગુજરાત પ્રાંતના ઘણાં ખરા જત્તાઓમાં રિવાજ છે કે મૈયતના મરણ બાદ કુર્આન મજીદનું ખતમ મુકર્રર કરેલ દિવસોમાં થાય છે. દાખલા તરીકે ત્રણ દિવસ પછી, યા ચાલીસ દિવસ પછી, યા તો પછી જે પણ

દિવસ એમણે મુકર્રર કર્યો હોય. અને કુર્આન ખ્વાની પછી પઢનારાઓને કાંઈક શીરીની અથવા કાંઈક રકમ અપાય છે. તો પુછવાનું કે કુર્આન ખ્વાનીનો આ રિવાજ કેવો છે ? એનો કાંઇ સુબુત છે ખરો ? અને પઢવા પછી જે વસ્તુઓ અપાય છે તે વસ્તુઓ લેવું પણ જાઇઝ છે કે ના જાઈઝ ? જણાવશો.

જવાબ – ખૈરૂલ કુરૂનમાં ઇસાલે સવાબનો આ તરીકો ન હતો કે ખાસ ખાસ દિવસો અને મુકર્રર તારીખોમાં મૈયતના ઘરે કુર્આન પઢતા હોય. અને ખત્મે કુર્આન માટે હાફિઝો અને કારીઓને દઅવત આપી જમા કરવામાં આવતા હોય. અને રકમ કે શીરીની વહેંચાતી હોય.

'મજાલિસુલ અબરાર'માં છે :- અને મહાલ છે કે કોઇ મશરૂઅ (જાઇઝ) અને નેક અમલ હોય અને કુરૂને સલાસહ એનાથી ખાલી ગુજરે જેના વિષે નબીએ કરીમ (સલ.)એ સિદક અને અદલની ગવાહી આપી છે. અને એના ઉપર તે પાછળના લોકો અમલ કરે જેમના વિષે હુઝુર (સલ.)એ કિઝબ અને ફિસ્કની ગવાહી આપી છે. (મજલિસ ૧૭ પાનું-૧૧૯)

જેથી આ રિવાજી તરીકો બિદઅત અને મકરૂહ છે. 'ફતાવા બઝઝાઝિયહ'માં છે કે :- કુર્આન ખાની માટે દાવત આપવું અને નેક લોકો અને કારીઓને ખત્મે કુર્આન માટે યા સુરએ અન્આમ યા સુરએ ઇખ્લાસ પઢવા માટે જમા કરવું મકરૂહ છે. (ફતાવા બઝઝાઝિયહ મઅલ હિન્દીય્યહ ભાગ-૧ પાનું-૮૧)

અને શર્હે સિફરૂસ્સઆદતમાં છે કે :- ખૈરૂલ કુરૂનમાં આ દસ્તુર ન હતો કે મૈયત માટે જનાઝાની નમાઝ સિવાય બીજા કોઇ ટાઈમે લોકો જમા થતા હોય. અને કુર્આન શરીફ પઢતા હોય. કુર્આનનું ખતમ કરતા હોય. ન તો કબર ઉપર અને ન તો કોઇ બીજી જગ્યાએ, આ બધું બિદઅત અને મકરૂહ છે. (પાનું ૨૭૩) તદઉપરાંત પઢનારા લિવજહિલ્લાહ પઢતા નથી. (લાલચ અથવા મોહતમીમના ખૌફના લઇ જાય છે. જો એમ ન હોય તો તેઓ કદાપી નહીં જાય) ન પઢનારાઓની નિય્યત પાક સાફ હોય છે. નામો નમુદ (દેખાવ)ના માટે અને તઅના તથા તશનીઅથી બચવાની ગર્ઝથી કરે છે. યા તો રસમની પાબંદી મુળ હેતુ હોય છે જેના લઇ આ રસમથી બચવું જરૂરી છે. શામીમાં છે :- વકાલ તાઝિહિલ અફઆલુ કુલ્લુહા લિસ્સુમ્અતિ વરિયાઈ ફયહતરિઝુ અન્હા લિઅન્નહુમ લા યુરીદૂન બિહા વજહુલ્લાહિ તઆલા (ભાગ-૧ પાનું ૪૨) તેમજ કુર્આન શરીફ પઢવા ઉપર નકદ લેવું-દેવું અને શીરીની વિગેરે ખવડાવવાને જરૂરી

સમજી લેવું અને એની આદત બનાવી લેવું પણ મના અને મકરૂહ છે. અને 'અલ્મઅરૂફ કલમશરૂત'ના કાયદા મુજબ ઉજરત જેમ જ છે. (નિસાબુલ એહતિસાબ કલમી પાનું-૩૮) (શામી ભાગ-૧ પાનું-૮૪૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સબ્બહકલ્લાહુ બિલ ખૈર (ગુડ મોર્નિંગ) કહેવા વિષે

(૮૩૯) સવાલ :-કેટલીક જગ્યાએ એવો રિવાજ પડી ગયો છે કે સવારના સમયે કોઇની સાથે મેળાપ થાય તો 'સબ્બહકલ્લાહુ બિલ ખૈર (ગુડ મોર્નિંગ) કહે છે અને સાંજે મળે છે તો 'મસ્સાકલ્લાહુ બિલ ખૈર (ગુડ ઇવનીંગ) કહે છે. તો એનો શરીઅતની રૂએ શું હુકમ છે ?

જવાબ :- જો સલામ કર્યા પછી કહે તો જાઇઝ છે. અને જો સલામના બદલે કહેવામાં આવે તો જાઇઝ નથી બિદઅત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મુહર્ર્મમાં સબીલ લગાડવાની મન્નત

(૮૪૦) સવાલ :-મુહર્રમની નિયાઝ અને શરબત તથા સબીલ લગાડવાની મન્નત માની હોય તો તે પુરી કરવી જરૂરી છે કે નહીં ?

જવાબ :- એવી મન્નત શરઈ ગણાતી નથી માટે એને પુરી કરવી જરૂરી નથી. રઝાખાની મહાન આલિમ અબુલ ઉલા મૌલવી અમજદ અલી સાહબ લખે છે કે :-

"મસ્જિદમેં ચિરાગ જલાને યા તાક ભરને યા ફુલાં બુઝુર્ગ કી મઝાર પર ચાદર ચળહાને યા ગિયારવીં કી નઝર દિલાને યા ગવસે અ'ઝમ (રઝી.) કા તોશહ યા શાહ અબ્દુલ હક (રઝી.) કા તોશહ કરને યા હઝરત જલાલ બુખારી (રહ.) કા કુંડા કરને યા મુહર્રમ કી નિયાઝ યા શરબત યા સબીલ લગાને યા મીલાદ શરીફ કરનેકી મન્નત માની તો યે શરઈ મન્નત નહીં. (બહારે શરીઅત ભાગ ૯ પાનું-૩૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુલ મીરાસ વલ હિબહ

વારિસોમાં બે ઔરત, છોકરો, બે છોકરી અને બહેન છે.

(૮૪૧) સવાલ :-મહુંમ ઝૈદની બે ઔરતો છે. એક છોકરો, બે છોકરી તથા એક બહેન છે. તો ઝૈદની મિલકતમાં તેમના વારિસોને કેટલો હિસ્સો મળશે ?

જવાબ :-વારસા વહેંચણી અગાઉના શરઇ હકો અદા કર્યા પછી મહુંમની મિલકતના ૩૨ ભાગ થશે તેમાંથી બબ્બે ભાગ (કુલ ચાર ભાગ) એટલે (આઠમો હિસ્સો) બન્ને ઔરતોને મળશે. અને ૧૪ ભાગ છોકરાને, સાત-સાત ભાગ બન્નેવ છોકરીઓને મળશે બહેનને કાંઈ મળશે નહીં. છોકરાને લીધે મહરૂમ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

કાકાભાઇના છોકરા અને ભત્રીજાની ઔલાદમાં હકદાર કોણ ?

(૮૪૨) સવાલ :-એક માણસ ગુજરી ગયા છે. તેમની ઔરત, બચ્ચાઓ નથી. તેમજ ભત્રીજા-ભત્રીજીઓ પણ નથી. ભત્રીજી એક હતી તેની ઔલાદમાં બે છોકરા અને એક છોકરી છે. કાકાભાઇ પણ નથી. ફક્ત કાકાભાઈના સાત છોકરાઓ છે તો શરીઅતની રૂએ કોણ-કોણ વારસદાર ગણાય ? અને કોણ નહીં ?

જવાબ :-પુછેલી સુરતમાં કાકાભાઇના છોકરાઓ વારસદાર છે. ભત્રીજીની ઔલાદ વારસદાર નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

વારિસોમાં બીવી, છોકરી અને ભાઇ છે.

(૮૪૩) સવાલ :-એક માણસ ગુજરી ગયો. વારિસોમાં એક વિધવા, એક છોકરી અને એક ભાઈ છે. તો માલની વહેંચણી કેવી રીતે થશે ?

જવાબ : વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી માલના આઠ ભાગ થશે એક ભાગ (આઠમો ભાગ) વિધવાને, ચાર ભાગ (અડધો ભાગ) છોકરીને અને બાકીના ત્રણ ભાગ ભાઈને મળશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે,

## વારિસોમાં બીવી અને દાદીનો ભત્રીજો છે.

(૮૪૪) સવાલ :-એક માણસ ગુજરી ગયો. વારિસોમાં એક વિધવા અને દાદીનો ભત્રીજો એટલે કે મહુંમના બાપના મામાનો છોકરો હયાત છે. આ સિવાય વારિસોમાં બીજૂં કોઇ નથી. તો મહુંમના માલની વહેંચણી કઇ રીતે કરવી ?

જવાબ :-પુછેલી સુરતમાં મહુંમની વિધવાને ચોથો ભાગ મળશે અને બાકીના ત્રણ ભાગ મહુંમની દાદીના ભત્રીજાને કિંવા મહુંમના બાપના મામાના છોકરાને મળશે કેમકે બાપના મામાનો છોકરો ઝવિલ અરહામમાં શામિલ છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૯૯૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વારિસોમાં છોકરી, ત્રણ ભાઇ, એક બહેન, બે પૌત્રા, ચાર પૌત્રીઓ છે.

(૮૪૫) સવાલ : એક બાઈ નામે મરયમબીબી મરણ પામી વારિસોમાં એક છોકરી અને ત્રણ ભાઇઓ તથા એક બહેન તથા મહુંમા બાઈ મરયમબીબીના બે પૌત્રા તથા ચાર પૌત્રીઓ છે. હવે પુછવાનું એ કે, મહુંમહ બાઈ મરયમ બીબીનો છોકરો મહુંમહની હયાતીમાં ગુજરી ગયો છે. જેના ઉપર જણાવેલા બે છોકરા અને ચાર છોકરીઓ છે. હવે મહુંમહની મિલ્કતમાંથી કોને કોને કેટલા ભાગ મળશે ?

જવાબ :-પુછેલી સુરતમાં વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મહુંમહ બાઇ મરયમની મિલકતના ૧૬ ભાગ થશે. તેમાંથી આઠ ભાગ (અર્ધી મિલકત) છોકરીને મળશે અને બે-બે ભાગ બન્નેવ પૌત્રાઓને અને એક-એક ભાગ ચાર પૌત્રીઓને મળશે. ભાઇ-બહેનને કાંઇ મળશે નહીં. મહરૂમ છે. બાઇ મરયમનો કોઇ છોકરો ન હોવાથી મહુંમ છોકરાની ઓલાદ હકદાર થઇ છે. અગર છોકરો હોત તો મઝકુર પૌત્રા-પૌત્રી મહરૂમ થઈ જાત. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બીવી, માં, બે બહેન, તેમજ હમલની સુરતમાં વહેંચણી.

(૮૪૬) સવાલ :-એક માણસ ગુજરી ગયો. વારિસોમાં એક ઔરત, સગી માં અને બે સગી બહેનો છે. અને ઔરત હામેલહ છે. તો માલની વહેંચણી કેમ થશે ? વારિસો વહેંચણી કરવા માંગે છે.

જવાબ :-જ્યારે ઔરત હામેલહ છે તો બાળક થવા લગી થોભવું જોઈએ. બાળક થયા પછી વહેંચણી કરવામાં આવે તો બેહતર છે. વારિસો નહીં જ માને તો હમલને છોકરો માની વહેંચણી કરે. એટલે વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી માલના ૨૪ ભાગ કરી ઔરતને ત્રણ ભાગ (માલનો આઠમો હિસ્સો) આપે અને માંને ચાર ભાગ (છઠ્ઠો હિસ્સો) આપે. અને બાકીના ૧૭ ભાગ અમાનત રાખે. બહેનોને કાંઇ મળશે નહીં. ઔરતને છોકરો થાય તો ઉપલી અમાનતનો તે હકદાર છે. અગર છોકરી થાય તો અમાનતના ૧૭ ભાગમાંથી ૧૨ ભાગ (કુલ માલનો અર્ધો હિસ્સો) છોકરીને મળશે. અને બાકીના પાંચ ભાગની હકદાર બન્ને બહેનો થઇ જશે. અને જો ખુદા ન ખાસ્તહ બાળક મરેલું પૈદા થાય તો માલના ૧૩ ભાગ કરી ત્રણ ભાગ ઔરતને, બે ભાગ માંને અને ચાર-ચાર ભાગ બન્ને બહેનોને વહેંચી આપે. (સિરાજી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બે ઔરતો અને સોકનની છોકરીમાં વહેંચણી

(૮૪૭) સવાલ :-ઝેદ નામનો માણસ ગુજરી ગયો. વારિસોમાં બે વિધવા અને એક પુત્રી છોડી છે. (જે આ બન્નેવ વિધવાની સોકનની છોકરી છે. મરનારની આગલી ઔરતથી) બન્ને વિધવાની બિલકુલ ઔલાદ નથી. તો હરેકને શું મળશે ?

જવાબ :-વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી ઝેદના ઉપરોકત ફકત ત્રણ જ વારિસો હોય તો તેના માલના ૧૬ ભાગ થશે. તેમાંથી બન્નેવ વિધવાઓને એક-એક ભાગ (આઠમો ભાગ) અને પુત્રીને ૧૪ ભાગ મળશે એટલે રૂપિયામાંથી એક-એક આનો બન્નેવ વિધવાઓને અને બાકીના ચૌદ (૧૪) આના પુત્રીને મળશે. ધણીની ઔલાદ કોઇ પણ ઔરતથી હોય વિધવાને આઠમો ભાગ મળે છે. અગર વિધવા એકથી વધુ હોય તો આઠમા ભાગમાં બધી વિધવાઓ શરીક થઈ સરખે ભાગે વહેંચી લેશે. (કુર્આને કરીમ) (સિરાજી વિગેરે) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બીવી, ભાઇ, બહેન અને મર્હુમા બહેનની ઔલાદમાં તકસીમ.

(૮૪૮) સવાલ :-એક માણસ ગુજરી ગયો. પછી તેની ઔરત ગુજરી ગઈ. એક બહેન અને એક ભાઇ હયાત છે. એક બહેન મર્હુમની હયાતીમાં

ગુજરી ગયેલી તેના ત્રણ છોકરા અને ચાર છોકરીઓ છે. તો મહુંમના માલની વહેંચણી કેવી રીતે કરવી ?

જવાબ : વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મહુંમના માલના ચાર ભાગ થશે. એક ભાગ ઔરતને મળશે. (ઔરત ગુજરી ગઇ છે તો તેના વારિસો એના હકદાર છે.) બાકીના ત્રણ ભાગમાંથી બે ભાગ ભાઇને અને એક ભાગ બહેનને મળશે મહુંમહ બહેનની ઔલાદને કાંઈ મળશે નહીં. તે મહરૂમ છે (મિરાજી) ફક્ત ખુદ પાક વધુ જાણનાર છે.

## ઔરત, ત્રણ છોકરી, લાપતા ભાઇ અને અલ્લાતી ભાઇમાં વારસા વહેંચણી.

(૮૪૯) સવાલ :-હાજી અહમદ ગુજરી જવાને એક મહીનો થયો છે. વારિસોમાં વિધવા, ત્રણ છોકરીઓ અને એક અલ્લાતી (બાપ એક, માં અલગ) ભાઇ છે. એક હકીકી ભાઇ પાંચ વર્ષ થયા પાકિસ્તાન ગયા હતા. ત્રણ વર્ષથી તેમનો પતો નથી કે કયાં છે ? જીવતા છે કે મરણ પામ્યા છે ? તો મહુંમ હાજી અહમદની મિલ્કતની વહેંચણી કેવી રીતે કરવી ?

જવાબ :-પુછેલી સુરતમાં વારસા વહેંચણી અગાઉના શરઈ હકો અદા કર્યા પછી મહુંમ હાજી અહમદની માલ મિલકતના ૭૨ ભાગ થશે તેમાંથી ૯ ભાગ વિધવાને મળશે અને ત્રણેવ છોકરીઓને ૧૬-૧૬ ભાગ મળશે. બાકીના ૧૫ ભાગ હકીકી લાપતા ભાઇના અમાનત તરીકે રાખવામાં આવશે. અગર પતો લાગી જાય તો તેને આપવામાં આવશે. અગર સાબિત થઇ જાય કે મહુંમ હાજી અહમદના મરણ પહેલાં ગુજરી ગયા છે. તો મઝકુર ૧૫ ભાગ અલ્લાતી ભાઈને મળશે. અગર પુરવાર થાય કે મહુંમ હાજી અહમદના મરણ પછી ગુજરી ગયા છે તો એ અમાનત તેમના વારિસોને મળશે. અને અગર પતો નહીં લાગે તો તેની ૯૦ વર્ષની ઉંમર થાય ત્યારે મરણ પામેલો ગણાશે. અમાનત અલ્લાતી ભાઈને મળશે. અગર તે ન હોય તો તેના વારિસોને મળશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## બાપની હયાતીમાં ઔલાદને વારસો માંગવાનો હક નથી.

(૮૫૦) સવાલ :-મારી થોડી ઝમીન છે અને મારી ઔલાદ છે હાલ હું કમઝોર થઇ ગયો છું. ઝાહિરી સબબ કોઈ નથી. કર્ઝદાર પણ છુ. એને

અદા કરવાની સુરત ઝમીન વેચાણ કર્યા વિના કોઇ નથી. પુછવાનું એ કે મારી ઔલાદ મારી મૌજુદગીમાં ઝમીનની હકદાર થઈ શકે ? અગર હું વેચું તો શું ઔલાદનો હક બરબાદ જશે ?

જવાબ : તમારા માલના તમો પોતે માલિક અને મુખ્તાર છો. જે ચાહો કરી શકો છો. ઔલાદ રોકી શકતી નથી પરંતુ વારિસોને વિના કારણે મહરૂમ કરવા અથવા નુકશાન પહોંચાડવાના હેતુથી વેચવાની અને ખૈરાત કરવાની શર્અન ઇજાઝત નથી.

જુઓ હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ (રદી.) બીમાર પડયા તો હુઝુર (સલ.) બીમાર પુરસી માટે તશરીફ લાવ્યા. હઝરત સઅદ (રદી.)એ પુછયું કે મારી પાસે બહું માલ છે. અને છોકરા સિવાય કોઇ વારિસ નથી. હું ચાહુ છું કે મારા બધા માલની (અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની) વસિય્યત કરી જાઉં. હુઝુર (સલ.)એ ફર્માવ્યું ના, મેં પુછયું કે બે તૃત્યાંશ માલની વસિય્યત કરૂં ? ફર્માવ્યું, નહીં. મે પુછયું અડધા માલની ? ફર્માવ્યું નહીં ત્યારે મેં કહયું કે એક તૃત્યાંશ માલની ? તો આપ (સલ.)એ ફર્માવ્યું ખૈર, કે માલની વસિય્યત કરી શકો છો અને એ પણ વધુ છે. તમારૂં પોતાના વારિસોને ખુશહાલ છોડવું એનાથી બેહતર છે કે તમો એમને મુહતાજ છોડી જાવ. અને તેઓ લોકો સામું હાથ ફેલાવતા ફરે. (મિશકાત શરીફ પાનું-૨૬૫)

અલ્બત્ત ! કર્ઝથી છુટકારા માટે જેટલો માલ વેચવાની જરૂરત હોય. વિના વિચારે વેચી શકો છો. એના માટે ન ઔલાદ માનેઅ થઈ શકે છે અને ન શરીઅત. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### બે વિધવા એક છોકરો અને છ છોકરીમાં વહેંચણી

(૮૫૧) સવાલ :-એક પુરૂષની વફાત થઇ, તેની બે વિધવા, એક છોકરો, છ છોકરીઓ છે. તો માલની વહેંચણી રૂપિયાના હિસાબે કઇ રીતે કરવી ?

જવાબ :-રૂપિયામાંથી બે આની (આઠમો ભાગ) બન્નેવ વિધવાને (દરેકને એક આની) મળશે બાકીના ચૌદ આનાના આઠ ભાગ થશે બે ભાગ (સાડા ત્રણ આના) છોકરાને અને એક-એક ભાગ (પોણા બબ્બે આના) દરેક છોકરીને મળશે. (સિરાજી) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### હયાતીમાં માલ-મિલકતની વહેંચણી કેવી રીતે કરવી.

(૮૫૨) સવાલ .-ઝૈદની પાસે ઝમીન, મકાનો અને રોકડ રકમ છે.

વારિસોમાં એક પુત્ર અને બે પુત્રીઓ છે. ઝૈદની હયાતીમાં તેની પત્ની,પુત્ર અને પુત્રીઓનો કેટલો હિસ્સો ગણાશે અને ઝૈદનો કેટલો હિસ્સો ગણાશે ?

જવાબ :-હાલમાં તો ઝૈદ પોતાની મિલકતનો સ્વતંત્ર માલિક છે. ઝૈદની ઝિંદગીમાં કોઇ વારસદાર પોતાનો હિસ્સો (જે તેને ઝૈદની વફાત પછી મળનાર છે.) બળજબરીથી લઈ શકતો નથી. હા, ઝૈદ પોતે આપવા માંગતો હોય તો પોતાની જરૂરત જેટલી મિલકત રાખી બાકીની મિલકતની વહેંચણી નીચે મુજબ કરે.

પત્નીને રૂપિયામાંથી બે આની (આઠમો ભાગ) આપે. પુત્રને ચાર આના આઠ પાઈ આપે. પુત્રીને ચાર આના આઠ પાઈ આપે. બીજી પુત્રીને પણ ચાર આના આઠ પાઇ આપે.

હયાતીમાં વહેચણી કરવી બખશિશ ગણાય છે. અને બખશિશમાં ઔલાદ (છોકરા-છોકરી) બરાબરના હકદાર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝિંદગીમાં માલની વહેંચણી હિબા છે, ન કે મીરાસ

(૮૫૩) સવાલ :-મારી ઔલાદમાં એક છોકરો ચાર છોકરીઓ છે. મારે મારી હયાતીમાં માલ-મિલકતની વહેંચણી કરવી છે તો કઇ રીતે કરવી ? જો વફાત પછી વહેંચણી થાય તો તે કયા હિસાબે થશે. શરીઅતનું માર્ગદર્શન એ અંગે શું છે ? જણાવશો.

જવાબ :-વફાત વખતે જો ઉપરોકત બધા વારસદારો હયાત હોય તો માલના ૬ ભાગ કરવામાં આવે. બે ભાગ છોકરાને અને એક-એક ભાગ દરેક છોકરીને આપવામાં આવે પોતાની હયાતીમાં ઔલાદને માલ-મિલકત વહેંચી આપવાનો ઈરાદો હોય તો જેટલી માલ-મિલકત વહેંચી આપવાનો ઈરાદો હોય તેના પાંચ ભાગ કરી છોકરા-છોકરીઓને સરખે ભાગે એક-એક ભાગ આપી સંપુર્ણ સ્વતંત્ર માલિક બનાવી દઈ કબ્જો સોંપી દેવામાં આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મરઝુલ મૌત (મૃત્યુની બીમારી)માં અમુક વારિસોને મિલકત બખશિશ કરી દેવું.

(૮૫૪) સવાલ :-મારા વાલિદ પાંચ મહીના પહેલાં મલાયામા ખુદાની રહમતમાં પહોંચી ગયા છે. તે વખતે હું ઓસ્ટ્રેલિયામાં હતો. મારી સગી માં

અને બે બહેનો ઇન્ડીયામાં હતાં. હાલમાં પણ તેઓ ઇન્ડીયામાં છે. મારી સાવકી માં અને તેમના પેટના મારા ચાર ભાઈઓ અને છ બહેનો વાલિદ સાહબ સાથે હતાં. મારા મહુંમ વાલિદે મરઝુલ મૌતમાં એટલે જે બીમારીમાં તેમની વફાત થઇ. તે બીમારીમાં પોતાની મરઝીથી અથવા કોઈની ઝબરદસ્તીથી મારી તથા મારી માં અને મારી સગી બહેનોની ગૈરહાજરીમાં લગભગ બધી મિલકત મારી સાવકી માં અને તેમના પેટની ઔલાદના નામે બખશિશ લખી આપી છે. તો આ બખશિશ હનફી મઝહબની રૂએ મુઅતબર ગણાશે ? એ મિલકતમાં મારી સગી માં અને અમે ત્રણ ભાઈ-બહેનો શરીઅતની રૂએ હકદાર છે કે નહીં ? તે હનફી મઝહબની મુઅતબર કિતાબોના હવાલાથી લખી જણાવશો.

જવાબ :-આપ (સલ.)નું ફરમાન અમલને જરૂરી ઠેરવનારૂં છે કે ખુદા તઆલાએ દરેક હકદાર (વારસદાર)ને તેનો હક આપી દીધો. હવે કોઈ વારસદાર માટે વસિય્યત જાઇઝ નથી. (મિશ્કાત પાનું-૨૬૫)

'મરઝુલ મૌત'માં કિંવા જે બીમારીમાં દર્દી મરણ પામે તે બીમારી અને મૌત વચ્ચે તંદુરસ્તી આવી ન હોય એવી હાલતમાં કરેલ બખશિશ વસિય્યતના હુકમમાં હોય છે. અને વસિય્યત વારસદારના હકમાં હદીસની રૂએ જાઇઝ નથી. 'હિદાયહ'માં છે :-અર્થાત : મરઝુલ મૌતમાં બીમારે વારસદારો માટે હિબા (બખ્શીશ) કર્યું હોય તે વસિય્યતના હુકમમાં છે. (ભાગ-૪ પાનું ૧૪૧)

જેથી મહુંમે પોતાની આખરી બીમારીની હાલતમાં (જે પછી સારા થયા નથી.) જે મિલકત અમુક વારસદારોને ખુશીથી અથવા નાખુશીથી બખશિશ લખી આપી છે-તે શરીઅતની રૂએ મુઅતબર ગણાશે નહીં, માટે મહુંમની પહેલી ઔરત અને ઔલાદ, છોકરા અને છોકરીઓ મઝકુર બખ્શિશ કરી આપેલી મિલકતના પણ વારસદારો તરીકે હકદાર છે. હાં, "મરઝુલ મૌત" પહેલાં કોઈ વસ્તુ બખશિશ કરી હોય અને કાયદેસરનો કબ્ઝો પણ કરાવી આપ્યો હોય તો તે બખશિશ મુઅતબર ગણાય છે. બખશિશ સહીહ અને મુઅતબર હોવા માટે મઝકુર બન્નેવ શર્તો જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જાઇદાદ હિબા કરે પણ કબ્ઝો પોતાનો રાખે તો !

(૮૫૫) સવાલ :-એક માણસે અમુક જાઇદાદ, મકાન વિગેરે પોતાના

વારિસોમાં પોતાના એક છોકરા અને એક છોકરીને (બન્નેવ બાલિગ છે) બાકાયદા દસ્તાવેજ સાથે હિબા કીધી છે. પરંતુ મરતાં સુધી કબ્ઝો અને તસર્રૂફ તેનો જ રહ્યો. મરણ બાદ બન્નેવ જાઈદાદની આમદની અને ઝમીનની પૈદાવાર લે છે. પરંતુ બીજા વારિસો જે આફ્રિકામાં છે કહે છે કે આ બખ્શિશ સહીહ નથી. અને એમાં હમારો હક છે. જેથી આપ ખુલાસો કરશો કે. મઝકુર બખશિશ સહીહ ગણાશે કે નહીં ?

જવાબ :- બખશિશ તામ અને સહીહ હોવા માટે સંપૂર્ણ કબ્ઝો શર્ત છે. 'દુર્રે મુખ્તાર'માં છે :- 'વશરાઈતુ સિહહતિહા ફિલ મવ્હુબિ અય યકૂન મકબુઝન ગયર મુશાઇન મુમય્યેઝન ગયર મશગુલિન (ઈલા) વતતિમ્મુલ હિબતુ બિલ કબઝિલ કામિલિ' (ભાગ-૪ પાનું ૭૦૦-૭૦૨) જેથી જ્યારે મહુંમે વફાત સુધી જાઈદાદ પર પોતાનો જ કબ્ઝો રાખ્યો છે. અને હયાતીમાં છોકરા-છોકરીને માલિક તરીકે કબ્ઝો સોંપ્યો નથી તો આ બખશિશ મુઅતબર નથી. તમામ વારિસો એના હકદાર છે. તેઓ પોતાનો હિસ્સો લઈ શકે છે. 'ફતાવા મહદ-વિય્યહ'માં છે :- 'ઈઝા માતલ વાહિબુ કબ્લ કબઝિલ મવ્હુબિ લહુલ હિબતુ બતલત, વલફૂનુ મીરાસમ મિનલ વાહિબિ કમા ફી મતફરૂકાતિહી ( ભાગ-૪ પાનું-૫૭૩ )

તમારા પાસે બેહેશ્તી ઝેવર હશે. એના 'કિતાબુલ હિબા'માં આ ઇબારતને જોઇ લેશો. 'ઇસકી કઈ શર્તે હેં. (૧) એક ઉસકે હવાલે કર દેના ઔર ઉસકા કબઝા કર લેના. અગર તુમને કહા કે યે ચીઝેં મેંને તુમકો દે દીં. ઉસને કહા હમને લે લીં. લેકીન અભી તુમને ઉસકે હવાલે નહીં કિયા તો યે દેના સહીહ નહીં હુવા. અભી વો ચીઝેં તુમ્હારી હી મિલ્કમેં હેં. અલ્બત્તહ અગર ઉસ ચીઝ પર કબઝા કર લિયા તો અબ કબઝા કરનેકે બાદ ઉસકી મિલ્ક બની. ઇસી તરહ અગર કિસીને એક મકાન દિયા તો અપના સારા માલ વ અસ્બાબ નિકાલ કરકે ખુદ ભી ઉસ ઘરસે નિકલ કર દેના ચાહિયે. (ભાગ-૫ પાનું-૫૧-૫૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.



# બાબુલ મુતફર્રિકાત

### અકદસ નામ રાખવું કેવું છે.

(૮૫૬) સવાલ :–અમુક દિવસ થયા છોકરાની પૈદાઇશ થઈ છે. જેનું નામ 'અકદસ' રાખ્યું છે. જેમકે લોકો 'અનવર, અકરમ' રાખે છે. તો એ નામ રાખવું કેવું છે ? વાંધો તો નથી ? જો વાંધો હોય તો શું કારણ ? જો રાખી શકીએ તો એનો શું સુબુત ? જણાવશો.

જવાબ :–બચ્ચાનું નામ 'અકદસ' રાખવું મુનાસિબ નથી. અકદસનો અર્થ બહુ જ પાક છે. અને ખુદાવંદનો ઈર્શાદ છે. 'ફલા તુઝક્કુ અન્ફુસકુમ' (તમો પોતાની જાતને મુકદ્દસ ન સમજો.) જેથી 'અકદસ' નામ પસંદીદહ નથી. હદીસમાં 'રબાહ' (ફાઇદહ) 'યસાર' (આસાની) અને અફલહ (નાફેઅ) નામ રાખવાની મનાઈ આવેલી છે જેના લઇ આ નામ પણ મુનાસિબ નથી. 'અકરમ, અનવર, નામ પણ એટલું ઠીક નથી. અલબત્ત 'મુહમ્મદ અકરમ, મુહમ્મદ અનવર, રાખી શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### જાન-માલ અને નુકસાનીના વિમા વિષે.

(૮૫૭) સવાલ :–કારખાનામા જે કારીગરો કામ કરે છે તેનને કામ દરમિયાન કોઇ પ્રકારની ઇજા પહોંચે તેનો વીમો લેવામાં આવે છે. કારખાનાના માલિકને એની સાથે કાંઇ લેવા–દેવા હોતી નથી. કારીગરને નુકસાન થાય તેની બધી જવાબદારી વીમા કુંપની લે છે. એ જાઇઝ છે કે નહીં ? કારખાનાનો માલિક એમાં મદદ કરે તો જાઇઝ છે કે નહીં ?

જવાબ :-વીમા કુંપની જાનમાલ અને શરીરનું કોઈ પણ જાતનું રક્ષણ કરતી નથી. તેમજ જાન-માલ વિગેરેને બચાવવાની ગેરંટી પણ આપી શકતી નથી. જે કાંઇ થવાનું હોય છે તે થઈને રહે છે. કંપની કોઇ પણ પ્રકારનો બચાવ કે રક્ષણ કરી શકતી નથી. કંપની રકમનો ઉપયોગ કરે છે. અને ફાયદો

ઉઠાવે છે એટલે નુકસાની આપવાની જવાબદારી સ્વીકારે છે અને નુકસાની આપે છે. એ એક પ્રકારનો જુગાર અને વ્યાજુ મામલો છે જે સદંતર હરામ છે. નુકસાની અને વધારાની રકમ લેવાની નિય્યત ન હોય અથવા લઇને ગરીબોને આપી દે તો પણ ઇજાઝત નથી. એમાં કોઈ પણ જાતનો ભાગ લેવો કે મદદ કરવી જાઇઝ નથી. જો વીમો ઉતરાવવાથી હુલ્લડ અને તોફાન વખતે વીમો ઉતરાવેલ કારખાનાઓ, ઇમારતો, દુકાનો અને મકાનો બચી જતાં હોય. કિંવા તોફાનીઓ અને હુલ્લડખોરો ગમે તે કારણસર વીમો ઉતરાવેલ માલ-મિલકત કે વ્યકિતઓને નુકસાન પહોંચાડવાથી દુર રહેતા હોય એનો અનુભવ હોય તો વીમો ઉતરાવવાની ઇજાઝત છે એ શર્તે કે પોતે ભરપાઈ કરેલી અસલ રકમ ઉપરાંત જે રકમ મળે તે પોતાના ઉપયોગમાં ન લેતાં ગરીબો અને મિસ્કીનોને આપી દે ખુદા ન કરે જો પોતે જ મોહતાજ થઇ જાય તો 'જવાઝ'નો ફત્વો હાસિલ કરી જરૂરત જેટલી રકમ પોતે લઈ શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## નવી વીઆયેલી ભેંસના દુધ વિષે.

**(૮૫૮) સવાલ :**-હમારે ત્યાં એવી માન્યતા છે કે ભેંસ જ્યારે દસ મહીનાથી પહેલાં બચ્ચાને જન્મ આપે છે તો બચ્ચું પૈદા થવા બાદ જ્યાં સુધી દસ મહીનાની મુદ્દત પુરી ન થાય ત્યાં સુધી ભેંસનું દુધ ખાવામાં આવતું નથી. પરંતુ ફેંકી દેવામાં આવે છે. તો શું દસ મહીનાથી પહેલાં બચ્ચાને જન્મ આપનાર ભેંસનું દૂધ વાપરવું જાઇઝ નથી ?

**જવાબ :** દસ મહીના પછીનૂં તરતનું દૂધ પણ ઘણું સકીલ (ભારી) હોવાના કારણે હઝમ થઇ શકતું નથી માટે કામમાં લેવાતું નથી. એ જ કારણે દસ મહીના પહેલાનું દુધ પણ કામમાં લઇ શકાતું નથી. જ્યારે હઝમ લાયક બની જાય ત્યારે કામમાં લેવાય છે. એ સિવાય બીજું કોઇ કારણ મારી જાણમાં નથી હાં, અગર તે દુધ કહેવાતું ન હોય બલ્કે લોહી (ખૂન) વિગેરે કોઈ બીજી જ વસ્તુ હોય તો તેનો હુકમ ઝાહિર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## જુઠી કસમના કફ્ફારા વિષે.

**(૮૫૯) સવાલ :**-એક માણસે કોર્ટમાં ખુદાની કસમ ખાઇ જુઠી ગવાહી આપી છે એ માટે શું કફ્ફારો છે ? અને એની ઈમામતનો શું હુકમ છે ? જાઈઝ છે કે નાજાઇઝ ? જણાવશો ?

જવાબ :-જુઠી કસમ ખાનાર કબીરો ગુનોહ કરનાર છે. એના માટે કફફારો પણ કાફી નથી. હંમેશા ખુદાપાકની જનાબમાં તૌબહ ઇસ્તિગફાર કરતો રહે અને પોતાના ગુનાહની માફી ચાહે. એને ઈમામ બનાવવો જાઇઝ નથી એની પાછળ નમાઝ મકરૂહ થાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે

## બદકાર ઔરતને ઝેર પીવડાવી મારી નાંખવા વિષે.

(૮૯૦) સવાલ : ઝૈદની ઔરત બદકાર (ઝનાખોર છે. તેને કેટલીક વાર સઝા આપવામાં આવી છતાં તે પોતાની કુટેવ છોડતી નથી. ઝૈદે પોતાની સગી આંખે બદકારી કરતાં જોઈ છે જેથી ઔરતને 'સંગસાર' (પત્થર માર)ની શરઈ સઝા કરવા માંગે છે. પરંતુ આજના સંજોગો જોતાં એ કામ મુશકિલ દેખાય છે તો તેને ઝેર પીવડાવી મારી નાંખે તો ચાલી શકે કે નહીં ?

જવાબ :-ધણી માટે જાઇઝ નથી કે ઔરતને ઝેર આપી મારી નાંખે શરઈ સઝા 'રજમ' (સંગસાર, પત્થર માર) છે એ સઝા આપવાનો અધિકાર પણ ઇસ્લામી હાકિમને છે. ધણી પોતે એ સઝા આપી શકતો નથી. તેણે ઔરતને બદકારી કરતાં પોતે પકડી છે તો તેને હક છે કે ઔરતને તલાક આપી છુટી કરી દે. અને તેની મહેર બાકી હોય તો તે અદા કરી દે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સફાઇની મુદ્દત

(૮૯૧) સવાલ :-સફાઇ કેટલા દિવસે કરવી જોઇએ ? મસ્નુન અને બેહતર શું છે ?

જવાબ :-અફઝલ એ છે કે દર અઠવાડિયે કરે. ખાસ કરી જુમ્અહના દિવસે સફાઈ હાસિલ કરે. કિંવા નાખુન અને મુંછો દુરૂસ્ત કરે. અને ઝેરે નાફ તથા બગલના વાળ સાફ કરી ગુસલ કરે. ઝેરે નાફ અને બગલની સફાઇનું કામ દર હફતે નહીં બની શકે તો ૧૫-૨૦ દિવસે કરે. છેવટની મુદ્દત ૪૦ દિવસની છે ચાલીસ દિવસ વિતી જશે અને સફાઇ કરશે નહીં તો ગુનેહગાર થશે. (શામી ભાગ-૫ પાનું-૩૫૮)

એક રિવાયતમાં એ પણ છે કે આપ (સલ.) દરેક જુમ્અહના નાખુન અને મુંછો દુરૂસ્ત ફર્માવતા અને ૨૦ દિવસે ઝેરે નાફ અને ૪૦ દિવસે બગલના વાળ સાફ કરાવતા હતા.. (તઅલીકુસ્સબીહ ભાગ ૪, પાનું-૪૦૫) ફકત ખુદા-પાક વધુ જાણનાર છે.

## ખાવા પહેલાં હાથ ધોવું

(૯૬૨) સવાલ :–ખાવા પહેલાં હાથ ધોવાની સાબિતી હદીસથી છે કે પછી એ એક ફિકહી રિવાયત છે ?

જવાબ :–ખાવા પહેલાં હાથ ધોવાનો હુકમ હદીસથી છે. ફિકહી રિવાયત હદીસ અનુસાર છે. 'તિરમિઝી શરીફ'માં છે :–કાલ રસુલુલ્લાહિ (સલ.) બરકતુ તઆમિ અલ્વુઝુઉ કબ્લહુ વલ વુઝુઉ બઅદહુ અર્થાત :–રસુલે ખુદા (સલ.)નું ફર્માન છે કે ખાણાંની બરકત તેના પહેલાં અને પછી વુઝુ કરવું એટલે હાથ ધોઇ લેવું છે. અને કુલ્લી કરી લેવું છે. (ભાગ-૨ પાનું-૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગર્ભાશયનું ઓપરેશન ક્યારે કરી શકાય ?

(૯૬૩) સવાલ :–મારી ઓરત આજે લાંબા સમયથી બીમારીમાં સપડાયેલી છે. તે અવાર–નવાર બીમાર રહયા કરે છે. જેના લઇને કમઝોરી અને અશકિત રહે છે ઘરમાંનું નાનું સરખું કામ કરવાનું પણ તેને માટે મુશકિલ બની જાય છે. આજે ૬–૭ વર્ષથી આ પ્રમાણે ચાલ્યા કરે છે. દવા ઇલાજ કરાવવા છતાં પણ ફેર પડતો નથી. આવી હાલતમાં હમલ (ગર્ભ)ના દિવસોમાં તબીયત વધારે બગડે છે. કમઝોરી અને અશકિતમાં વધારો થાય છે. તો આવી તકલીફના લઇને ગર્ભાશયનું ઓપરેશન કરાવવું જાઇઝ છે કે નહીં ? ડોકટર અને વૈદોનું કહેવું છે કે તમે ઓપરેશન નહીં કરાવો ત્યાં સુધી તબીયત આમ બગડેલી જ રહેશે. ખુલાસો કરશો.

જવાબ :–કમઝોરી, અશકિત અને તબીયતની ખરાબીના કારણે હમલ (ગર્ભ)ને સહન કરવું અશકય થઇ પડે છે. તો પ્રથમ એવો ઉપાય કરવામાં આવે કે અમુક મુદ્દત (જ્યાં સુધી હમલ હાનિકારક હોય) હમલ ન રહે. જો એ વકતી તદબીર (કામ ચલાઉ ઉપાય) ફાયદા કારક પુરવાર ન થાય તો છેવટે મુસલમાન દીનદાર અનુભવી હકીમ અથવા મુસલમાન દીનદાર નિષ્ણાંત ડોકટરના અભિપ્રાય અનુસાર ઓપરેશન કરાવવું (ગર્ભાશય કાઢી નંખાવવું) જાઇઝ થશે. આ બાબત અંગે ગેર મુસ્લિમ ડોકટર કે વૈદનો અભિપ્રાય આધારભુત ગણાશે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઓરતની બુરી હરકત પર કલઅ તઅલ્લુક કરે તો ?

(૯૬૪) સવાલ :–શાદી પ્રસંગે સ્ત્રીઓના ટોળામાં મારી પત્નીએ નાટક

ભજવી, પુરૂષોનો પોષાક પહેરી લોકોને હસાવ્યા. આ ખબર મને થતાં મેં ત્યાં જઇ સ્ત્રીઓની વચ્ચે તેને તતડાવી. જેનાથી તે ઘણી જ નારાજ થઇ ગઇ છે. તે કહે છે કે સ્ત્રીઓની વચ્ચે મારૂં અપમાન થયું. એટલે તેણીએ મારી સાથે વાતચીતનો વહેવાર બંધ કરી દીધો છે. આ એની જુની આદત છે. દર વખતે હું એને મનાવી લેતો હતો પરંતુ હવે મેં નક્કી કરી લીધું છે કે જ્યાં સુધી બોલાવવામાં તેણી પહેલ નહીં કરે ત્યાં સુધી હું પણ તેની સાથે બોલીશ નહીં. ભલેને ગમે તે થઈ જાય નાના બાળકોનો પણ તેણી વીચાર કરતી નથી. આ બાબત અંગે ઈસ્લામી શરીઅતનો શું હુકમ છે. જણાવશો.

જવાબ :–બેશક ! સ્ત્રીને તેના વાંધાજનક કૃત્ય અંગે ઠપકો આપવાનો, ચેતવણી આપવાનો અને યોગ્ય સજા કરવાનો પતિને અધિકાર છે. 'કુર્આન'માં છે :- 'અર્રિજાલુ કવ્વામુન અલ ન્નિસાઇ' (પુરૂષો, સ્ત્રીઓના વ્યવસ્થાપક, સંસ્કાર સીંચનાર, સર પરસ્ત અને હાકિમ છે. (સુરએ નિસાબ પારહ-૫)

સ્ત્રીઓના ટોળામાં નાટકનો ભાગ ભજવવો, પુરૂષોનો પહેરવેશ પહેરી ઢોંગ કરવો ઘણું ખરાબ કૃત્ય છે. એનાથી તૌબા, ઈસ્તિગફાર કરવી જોઇએ. 'હદીસ શરીફ'માં છે :–'ખુદાની લઅનત છે તે પુરૂષો ઉપર જે સ્ત્રીઓનો પોશાક પહેરે અને તે સ્ત્રીઓ ઉપર જે પુરૂષનો પોશાક પહેરે (મિશકાત)

'માલા બુદ્દ મિન્હુ'માં છે :-મર્દ રા તશબ્બુહ બ ઝના વ ઝના રા તશબ્બુહ બ મર્દાં, મુસ્લિમ રા તશબ્બુહ બકુફ્ફાર વફુસ્સાક હરામ સ્ત (પાનું-૧૩૧)

હદીસમાં છે કે રસુલે ખુદા (સલ.)ને પુછવામાં આવ્યું કે કઇ ઔરત સારી છે ? આપ (સલ.)એ ફર્માવ્યું તે ઔરત સારી છે કે જે ખુશ કરે પોતાના ધણીને જ્યારે કે તે તેની તરફ જુએ. અને બજાવે તેનો હુકમ જ્યારે તે કાંઈ કહે. પોતાની ઝાત અને માલમાં ધણીની મરઝી વિરૂદ્ધ ન કરે. (બયહકી) જેથી મઝાકરૂપે પણ સ્ત્રીઓએ પુરૂષોના પોષાક પહેરવાથી બચવું જોઇએ. ધણીની ખફગી (ગુસ્સે થવું) વિના કારણે નથી માટે પત્નીએ ખોટું લગાડવું જોઈએ નહીં.–અલબત્ત પતિને પણ જોઈએ કે હવે પછી નહીં કરે એવું કબુલ કરાવી દરગુઝર કરી દે. પત્નીને ઝલીલ કરવાની કોશિશ કરે નહીં.

આપ (સલ.)નું ફર્માન છે 'તમારામાં સારો તે છે જે પોતાની ઔરત સાથે ભલાઇનો વર્તાવ કરે અને હું તમો સર્વથી મારી ઔરતો સાથે સારો વર્તાવ

કરનાર છું. શરીફ માણસ જ ઔરતની ઈજ્જત અને કદર કરે છે. તેનું અપમાન અને તેની સાથે ઝિલ્લતનો વર્તાવ કમીનો માણસ કરી શકે છે. (જામેઅ સગીર ભાગ-૨ પાનું-૯)

માટે તમે ઔરતને તેના વાંકથી વધારે સજા આપી હોય તો તેને મનાવી લેવામાં પહેલ કરવામાં (જો તેના માથા ભારે થઇ જવાનો ભય ન હોય તો) તમારે શરમ અનુભવવી જોઇએ નહીં. પરંતુ ઔરતની શરાફત એમાં છે કે ધણીને મનાવી લેવામાં પહેલ કરે, કારણ કે ધણીનો મરતબો મોટો છે :- આપ (સલ.)નું ફર્માન છે. 'જો હું કોઇને સજદો કરવાનો હુકમ આપત તો જરૂર ઔરતને હુકમ કરત કે ધણીને સજદો કરે.

એક હદીસમાં છે 'જો ધણીના માથાથી લઇ પગ સુધી પરૂ વહેતું હોય અને ઔરત તેને ચાટી લે તો પણ ધણીનો હક અદા કરેલો ગણાંશે નહીં. માટે ઔરત ધણીને મનાવવામાં પહેલ કરશે તો મોટી ફઝીલતની હકદાર ગણાંશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### નઅલૈન શરીફના નકશા વિષે.

(૮૧૪) સવાલ :-દુઆ મકબુલ થવા માટે નબીએ કરીમ (સલ.)ની નઅલૈન શરીફનો નકશો અદબથી માથે મુકી અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાથી અરજ કરે છે કે માથા ઉપર મુકેલી નબીએ કરીમ (સલ.)ની નઅલૈન શરીફના નકશાની બરકતથી મારી ફલાં હાજત પુરી કર. ત્યાર પછી નકશાએ નઅલૈન શરીફને માથા પરથી ઉતારી પોતાના ચહેરા ઉપર ફેરવે અને ઘણાં ચુંબન કરે તો કેમ ? ખુલાસો કરશો

જવાબ :-બેશક ! આપ (સલ.)ની વાપરેલી અસલ નઅલૈન શરીફેન અને કપડાં, પેરાહન શરીફ, તેહબંદ શરીફ, જુબ્બા શરીફ, અને બાલ મુબારક વિગેરે બહુ જ બાબરકત અને કાબિલે તઅઝીમ અને લાઈકે ઝિયારત છે. તેમને પુરી મહબ્બત અને સહીહ અકીદત સાથે માથે ચઢાવવું, ચુમવું, અને બરકત હાસિલ કરવું મોટી સઆદત અને દુઆની કુબુલિયત માટે અસરકારક છે. તઆમુલે સહાબા (રદી.)થી સાબિત છે. જુઓ (ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૧ પાનું-૨૫૦ તથા ઉર્દૂ ભાગ-૨ પાનું-૧૭૮)

અને હઝરત મવ. ખલીલ અહમદ સાહબ મુહાજીરે મદની (રહ.) લખે

છે કે:-આપ (સલ.)ની કબર શરીફની મટોડીનો તે ભાગ જે આપ (સલ.)ના જિસ્મે અતહર અને મુબારક અઅઝા (અવયવો) સાથે મુલહક (લાગેલો) છે તે કઅબહ શરીફ અને અર્શ અને કુર્સીથી પણ અફઝલ છે. (અત્તસ્કીકાત પાનું-૬) પણ આ ફઝીલત અસલ આસાર અને સનદી તબર્રૂકાતની છે. નકલી અને નકશા તથા ફોટાનો એ હુકમ નથી. સહાબાના અમલથી સાબિત નથી. ખાનએ કઅબહનો તવાફ ઇબાદત છે. હજરે અસ્વદને ચુંમવું ઇબાદત છે. તો શું તેના નકશા અને ફોટાનો પણ એ હુકમ હોઈ શકે છે ? હરગીઝ નહીં. એનાથી નઅલૈન શરીફના નકશાનો હુકમ સમજી શકાય છે.

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ખાનએ કઅબહનો તવાફ કરી રહયા હતા. સાથે હઝરત અમીર મુઆવિયહ (રદી.) પણ હતા. હઝરત અમીર મુઆવિયહ (રદી.) ખાનએ કઅબહના ચારે ખુણાને બોસો આપતા હતા. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)એ કહ્યું કે હજરે અસ્વદ સિવાય બીજી કોઈ જગ્યાને બોસો ન આપો. આપ (સલ.) ચારે ખુણાને બોસો આપતા ન હતા. હઝરત અમીર મુઆવિયહ (રદી.)એ ફર્માવ્યું કે આ મુઅઝઝમ અને મુકદ્દસ ઘરની કોઇ ચીઝ છોડવી લાયક નથી. (બધી જ જગ્યા ચુંમવા લાયક છે.) હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)એ ફર્માવ્યું 'લકદ કાન લકુમ ફી રસુલિલ્લાહિ ઉસ્વતુન હસનહ' (તમારા માટે રસુલે ખુદા (સલ.)નો અમલ બેહતરીન નમુનો છે.) (કુર્આને હકીમ) હઝરત અમીર મુઆવિયહ (રદી.)એ ફર્માવ્યું કે બેશક ! આપનું કહેવું સહીહ છે. (મુસ્નદે ઈમામ અહમદ) મઝકુર બનાવથી પણ નઅલૈન શરીફના નકશાનો મસઅલો સારી રીતે સમજી શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બિલાડીના મોંમાંથી છોડાવેલી મુરઘી ખાય શકાય ?

(૮૬૫) સવાલ :-મરઘીને બિલાડીના મોંમાંથી છોડાવી તરત ઝબહ કરી નાંખી લોહી નિકળયું. પરંતુ હલન-ચલન દેખાયું નહીં તો તે ખાય શકાય કે નહીં ?

જવાબ :-ખાય શકાય છે. 'દુરેં મુખ્તાર'માં છેઃ'ઝબહ શ'તન મરીઝતન ફતહર્રકત અવ ખરજ દમુ હલ્લત વઇલ્લા લા.' (બીમાર બકરી ઝબહ કીધી એણે હલન ચલન કર્યું યા તેનાથી લોહી નિકળયું તો હલાલ છે. નહીં તો હલાલ નથી) (દુરેં મુખ્તાર ભાગ-૫ પાનું-૨૬૯) મતલબ કે જો ઝબહ કરતી વખતે જાનવર જીવતું હોવાની ખાત્રી હોય તો ઝબહ કરવાથી હલાલ ગણાંશે. હલન

ચલન કરે કે ન કરે, લોહી નિકળે કે ન નિકળે અને જો ઝબહ કરતી વખતે તેના જીવંત હોવાની ખાત્રી ન હોય તો ઝબહ કર્યું તે વખતે એવી કોઈ હાલત જોવામાં આવે કે જેનાથી જીવંત હોવાનું જણાય. જેમકે મોં બંધ કરી લેવું. આંખો બંધ કરી લેવી. પગ ખેંચી લેવા. વાળ ઉભા થઈ જવા. એટલું લોહી નિકળે જેટલું જીવતા જાનવરનું નિકળે છે. તો ઉપરોકત દરેક સુરતમાં જાનવર હલાલ ગણાંશે. (શામી ભાગ–૫ પાનું–૩૦૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રેલમાં ખેંચાઈ આવેલી વસ્તુઓ વિષે ખુલાસો.

(૮૬૬) સવાલ :–રેલના પાણીમાં સરસામાન, ખુરસી, ટેબલ, વાસણો, જાનવરો વિગેરે તણાઈ આવે અને કોઈને મળે તો તે વાપરી શકાય કે નહીં ?

જવાબ :–રેલમાં ખેંચાઈ આવેલી વસ્તુઓ બે પ્રકારની હોય છે.

(૧) બિન કીમતી, જેની માલિક શોધ ખોળ કરતો નથી.

(૨) કીમતી, જેની માલિક શોધ ખોળ કરે છે.

પહેલા પ્રકારની વસ્તુ મળે તો જાહેરાત કરવાની જરૂરત નથી. તે ઉપયોગમાં લઈ શકાય છે. પરંતુ માલિક આવીને માંગે ત્યારે આપવી પડશે. બીજા પ્રકારની વસ્તુઓ મળે તો જાહેરાત કરવી જરૂરી છે. એના માટે માલિકના આવવાની રાહ જુએ. જો માલિકના આવવાની આશા ન રહે અથવા વસ્તુ બગડવાનો ભય હોય તો ગરીબને આપી દે. જો પોતે જ ગરીબ હોય તો તેને ઉપયોગમાં લઈ શકે છે. પરંતુ જો માલિક આવીને માંગે તો આપવી પડશે. ગરીબને આપી હોય તો તેની પાસેથી પાછી લઈ શકે છે. વસ્તુ મૌજુદ ન હોય તો તેની વ્યાજબી કીંમત લઈ શકે છે. (દુરેં મુખ્તાર, ફતાવા આલમગીરી વિગેરે) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખુલ્લા માથે ફરવાની આદત વિષે,

(૮૬૭) સવાલ :–ફેશનેબલ લોકો ખુલ્લા માથે ફરે છે. નમાઝ વખતે માથા ઉપર ગમે તે રૂમાલ બાંધી લે છે. કેટલાક વળી ટોપી પહેરે છે જે મસ્જીદમાંથી નિકળતાં જ માથા ઉપરથી ઉતારી ખિસ્સામાં સરકાવી દે છે. અથવા હાથમાં પકડી લે છે. એના માટે ઇસ્લામનો શું હુકમ છે ?

જવાબ :–શરઈ કારણ અને ઉઝર વગર ખુલ્લા માથે ફરવાની આદત મકરૂહ અને ખરાબ છે. એ ફાસિકોનો શિઆર (પ્રતિક) બની ગયો છે. એનાથી બચવું જરૂરી છે.

પીરાને પીર શેખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફર્માવે છે :–પોતાના માથાને લોકોની સામે ખુલ્લુ કરવું અને તે જગ્યાને ખોલવું મકરૂહ છે જે ઔરત (સતરમાં દાખલ) તો નથી પણ તેને ઢાંકવાની સામાન્ય પ્રણાલિકા છે. (ગુન્યતુત્તાલિબીન ભાગ-૧ પાનું-૧૩)

અલ્લામહ જવઝી (રહ.) ફર્માવે છે કે :–અકલમંદ માણસ ઉપર આ વાત છુપી નથી કે લોકોની સામે માથું ખુલ્લુ રાખવું મકરૂહ અને ખરાબ છે. એ અદબ અને સજ્જનતા વિરૂધ્ધ છે. ફકત એહરામની હાલતમાં પોતાના બંદાપણાને ઝાહિર કરવા માટે અને પોતાની તુચ્છતા દેખાડવા માટે હાજીને માથું ખુલ્લું રાખવાનો હુકમ છે. (તલ્બીસે ઇબ્લીસ પાનું–૩૭૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સોના-ચાંદીની પેન વાપરી શકાય ?

(૮૬૮) સવાલ :–ખાલિસ સોના-ચાંદીની પેન મુસલમાન વાપરી શકે? હાલમાં દુનિયાની મશહુર કુંપનીએ ચાંદીની નકશવાળી પેન બહાર પાડી છે. જેની કીંમત ૨૫ ડોલર એટલે આશરે રૂપિયા બસો છે. એનું ખાસ નામ પણ રાખેલુ છે. હું મંગાવવા ચાહું છું. સારી પેનનો મને ઘણો શોખ છે પરંતુ સોના-ચાંદીની વસ્તુઓ મુસલમાન વાપરી શકતા નથી જેથી હું ગભરાઉં છું. ખુલાસો કરશો.

જવાબ :–ખાલિસ ચાંદી અથવા સોનાની બનેલી પેન મર્દ અને ઔરત બન્નેવ માટે વાપરવું જાઇઝ નથી. અને જે ધાતુમાં ચાંદી કે સોનાનો હિસ્સો ગાલિબ કે બરાબર હોય તો તેનો હુકમ પણ ખાલિસ ચાંદી અને સોનાનો છે. જો નિબ સોના-ચાંદીની હોય તો તેને વાપરવું પણ દુરૂસ્ત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સરકારી મદદ અંગે

(૮૬૯) સવાલ :–હમારા ભરૂચ જીલ્લામાં ઝલઝલો (ધરતીકંપ) થવાથી મકાનો અને મસ્જીદો મદ્રસાની ઈમારતોને નાકાબિલે બરદાશ્ત (ભારે) નુકસાન થયું છે. સરકાર તરફથી નુકસાની મળે છે તે અમીર લઇ શકે છે કે નહીં ? અને મસ્જીદ, મદ્રસાની ઇમારતમાં વાપરી શકાય કે નહીં ?

જવાબ :–પુછેલી સુરતમાં સરકાર તરફથી જે રકમ મળે છે. તે સરકારી મદદ છે. લેવામાં વાંધો નથી. જેને હાજત ન હોય તે ગરીબ જરૂરતમંદને આપી

દે. મસ્જીદ-મદ્રસાની ઇમારત બનાવવામાં પણ લઇ શકાય છે. બેહતર રસ્તે છે કે ઉધાર નાણાં લઈ મસ્જીદ, મદ્રસામાં વાપરે અને સરકારી મદદની રકમથી કર્જ અદા કરવામાં આવે ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તિલાવત કરનાર સલામનો જવાબ આપે કે કેમ ?

(૮૭૦) સવાલ : કુર્આન શરીફ પઢનારને સલામ કરવામાં આવી તો તે જવાબ આપે કે નહીં ?

જવાબ :-તિલાવત કરનારને સલામ નહીં કરવું જોઇએ. પરંતુ જો કોઇએ સલામ કરી લીધી તો મુખતાર એ છે કે જવાબ આપવામાં આવે. (ફતાવા બઝઝાઝિયહ મઅલ હિન્દીય્યહ ભાગ-૩ પાનું-૩૫૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વાળને દફન કરવા વિષે.

(૮૭૧) સવાલ :-વાળને દફન કરવા જરૂરી છે ? જણાવશો.

જવાબ :-જરૂરી નથી. બેહતર છે. પાક જગ્યામાં નાંખી દેવું પણ દુરૂસ્ત છે. (અલ ઈખતિયાર શર્હિલ મુખ્તાર ભાગ-૪ પાનું-૧૬૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## લોકો સામે નાક સાફ કરવા વિષે.

(૮૭૨) સવાલ :-અમુક માણસોની આદત છે કે લોકોની સામે નાકમાં હાથ નાંખી ચીપળા (ગુંગા) કાઢે છે. શું આમ કરવું બુરૂં નથી ?

જવાબ :-લોકોની સામે નાકમાં આંગળી નાંખી ચીપળાં (ગુંગા) કાઢવું મકરૂહ અને ખરાબ ટેવ છે. એનાથી બચવું જોઇએ. (ગુન્યતુત્તાલિબીન; ભાગ ૧ પાનું-૧૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## દાઢી કેટલી રાખવી સુન્નત છે ?

(૮૭૩) સવાલ :-દાઢી એક મુશ્તથી વધુ રાખી શકાય કે કેમ ?

જવાબ :-દાઢી એક મુશ્ત (મુઠ્ઠી) બરાબર રાખવું જરૂરી છે. એથી મોટી રાખવું ખિલાફે સુન્નત છે. જુઓ, દાઢી વધારવા બાબત ઈમામ મુહમ્મદ (રહ.)ની રિવાયત છે કે હઝરત ઇમામ અબૂહનીફા (રહ.)એ ફર્માવ્યું છે કે :- 'દાઢીને છોડી રાખવી એટલે સુધી કે ભરાવદાર થઈ જાય અને વધી જાય અને દાઢીમાં કસર કરવું સુન્નત છે અને કસર એ છે કે દાઢીને મુઠ્ઠીમાં લેવામાં આવે. જો મુઠ્ઠીથી વધી જાય તો એને (વધારાને) કાપી નાંખવામાં આવે. મતલબ

કે દાઢી સુન્નત છે. દાઢીનું ભરાવદાર હોવું કમાલે ઝીનત અને મોમિનનો જમાલ (ખુબસુરતી) છે. પરંતુ દાઢીનો નહીં જેવો વધારો પણ સુન્નતના વિરૂધ્ધ છે. (અલ ઈખ્તિયાર શર્હુલ મુખતાર ભાગ-૪ પાનું-૧૬૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બર્થ કંટ્રોલ અને કુર્આને કરીમ

**(૮૭૪) સવાલ** :-પાકિસ્તાનના વઝીરે સિહહત કાઝી અન્વારૂલ હકે પાર્લામેન્ટમાં એક સવાલના જવાબમાં બતાવ્યું કે બર્થ કંટ્રોલ કુર્આને કરીમના હુકમના ખિલાફ છે' એ ખ્યાલ સાથે હું મુત્તફિક નથી. બર્થ કંટ્રોલનો મતલબ ઔલાદ કુશી નથી. શાહ અઝીઝુર્રહમાને કુર્આનની આયત 'વલા તકતુલુ અવલાદકુમ ખશ્યત ઈમ્લાક' પેશ કીધી. અને પછી પુછયું હતું કે કુર્આની હુકમની રોશનીમાં બર્થ કંટ્રોલની ઈજાઝત છે ? શું વઝીરે સિહહતની રાય સહીહ છે ?

**જવાબ** :-વઝીરે સિહહત કાઝી અન્વારૂલ હકના ખ્યાલાત સહીહ નથી. હુઝુર (સલ.)થી સહાબએ કિરામ (રદી.)એ 'અઝલ' વિષે પુછયું તો ઈર્શાદ ફર્માવ્યો 'ઝાલિકલ વઅદલ ખફિય્યુ' (આ તો વાદે ખફી છે. એટલે બચ્ચાને જીવતું કબરમાં દાટી દેવા સમાન છે) અને આ તે જ છે જેનું બયાન કુર્આનની આયત 'વઈઝલ મવઉદતુ સુઈલત'માં છે. અર્થાત :-અને જ્યારે જીવતી કબરમાં દાટી દીધેલી છોકરીઓથી પુછવામાં આવશે કે કયા ગુનાહમાં મારી નાખવામાં આવી હતી ? સુમ્મ સઅલુહુ અનિલ અઝલિ ફકાલ રસુલુલ્લાહિ (સલ.) ઝાલિકલ વઅદલ ખફિય્યુ વહુવ વઈઝલ મવઉદતુ સુઈલત.' (મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું ૪૬૬, મિશકાત શરીફ પાનું ૨૭૬)

'સહીહ મુસ્લિમ'ની શર્હ 'ફત્હુલ મુલ્હીમ'માં અલ્લામહ શબ્બીર અહમદ ઉસ્માની (રહ.) નકલ ફર્માવે છે કે કાઝીએ લખ્યું છે કે હુઝુર (સલ.)એ 'અઝલ'ને 'વઅદે ખફી' કરાર આપ્યું. કે જે નુત્ફાને ખુદાપાકે બચ્ચું પૈદા થવા માટે તૈયાર કર્યો હતો તેને બરબાદ કરવું બચ્ચાને હલાક કરવા અને જીવતું કબરમાં દાટી દેવાના મુશાબેહ છે. નતીજો તે જ છે. ફર્ક માત્ર એટલો જ છે કે જીવતું દાટવામાં આવતું નથી. તેને 'ખફી' કહેવામાં આવ્યું. (ભાગ-૩ પાનું ૫૧૮)

બુખારી શરીફમાં હદીસ છે કે સહાબાએ કિરામ (રદી.)એ ગુનાહથી બચવા અને દુન્યવી તઅલ્લુકાતથી અલગ થઈ ખુદાની ઈબાદતમાં લાગવાના શોખથી

ખસ્સી થઇ જવાની ખ્વાહિશ ઝાહિર કીધી તો હુઝુર (સલ.)એ ઈજાઝત ન આપી, અને દલીલમાં કુર્આનની આયત 'યાં અય્યુહલ્લઝીન આમનુ લા તુહરિંમુ તય્યિબાતિ મા અહલ્લલ્લાહુ લકુમ વલા તઅતદુ ઇન્નલ્લાહ લા યુહિબ્બુલ મુઅતદીન' (બુખારી શરીફ ભાગ-૨ પાનું-૭૫૯) હુઝુર (સલ.)એ જેવી રીતે ખસ્સી થવાને આ આયતથી હરામ ઠેરવ્યું તો ઝાહિર છે કે ખાનદાની નસબંદીના તહત કતએ નસલ (બર્થ કંટ્રોલ) પણ આ આયતની તહત દાખિલ થશે (ઉમદતુલ કારી શર્હે સહીહ બુખારી ભાગ-૨ પાનું-૭૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે

## દુકાનની પાઘડી વિષે.

(૮૭૫) સવાલ :-મેં પાઘડી આપી દુકાન રાખી હતી. હવે હું દુકાન બીજાને પાઘડી લઈ આપી શકું છું કે નહીં ?

જવાબ :-જેણે તમારા પાસેથી પાઘડી લઇ દુકાન આપી હતી તે જ માણસ તમારાથી દુકાન લેવા ચાહે તો એનાથી તેટલી રકમ તમો લઇ શકો છો જેટલી તમોએ દીધી છે. બીજાથી લેવું જાઇઝ નથી. જે લોકો હિંદુસ્તાનને 'દારૂલ હર્બ' માને છે અને ગૈરમુસ્લિમોથી સુદ વિગેરેના ઝરીએ રકમ લેવું મબાહ સમજે છે. તેઓ ગૈરમુસ્લિમથી આવી રકમ લેવાની ગુંજાઈશ બતાવે છે. પરંતુ એહતિયાતનો તકાઝો એ છે કે એનાથી પણ બચવામાં આવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ભાડાનું ઘર ખાલી કરવા નહીં કરવા તથા પાઘડી બાબત.

(૮૭૬) સવાલ :-શું ફરમાવે છે ઉલમાએ દીન નીચેના મસ્અલામાં કે એક મકાનના માલિકે પોતાના મકાનનો એક ભાગ એક માણસને અમુક વર્ષ પહેલાં કિરાયા પર આપ્યો હતો, અને કિરાયાદાર (ભાડુત) ત્યાં રહેતો હતો. હવે કિરાયાદાર (ભાડુત)ને મકાનના આ ભાગની જરૂરત નથી, અને માલિકે મકાનને જરૂરત છે. (૧) પરંતુ ભાડુત માલિકને કબઝો આપવામાં આના કાની કરે છે અને એવું ચાહે છે કે અમુક રકમ વસુલ કરી લે. (૨) અથવા બીજા કોઇ માણસથી રકમ વસુલ કરી તેને મકાનનો કબઝો આપી દે. (૩) અથવા પોતાના રિશ્તેદારોમાં કોઇને કબઝો આપી દે અને માલિકે મકાનને કબઝો ન આપે. (૪) આજકાલ દરેક ભાડુત માલિકે મકાનને કબઝો આપવા પહેલા માલિકથી અમુક રકમ વસુલ કરે છે. ત્યાર બાદ માલિકને કબઝો આપે છે. માલિકે મકાન મજબુરીથી અને નારાજીથી આપે છે. તો શું આવી રીતે રકમ

વસુલ કરવું માલિકે મકાનને હેરાન પરેશાન કરવું અને ભાડુતે આ રકમ વસુલ કરવુ જાઈઝ છે ? મઝકુર મસ્અલામાં શરઈ હુકમ માલિકે મકાનના માટે અને ભાડુત માટે શું શું છે ? શું માલિકે મકાનને આજના સરકારી કાનુન અનુસાર મજબુર કરી શકાય છે ? અથવા ભાડુત માલિકે મકાનને વગર શર્તે અને વગર રૂકાવટે કબ્જો આપીને ઝિમ્મેથી છુટો થઈ જાય ?

જવાબ :–(૧) ભાડુતની જરૂરત એ મકાન ઉપર મુનહસિર (મૌકુફ) ન હોય, એ ઘર વગર પણ એની રહેવાની જરૂરત પુરી થઈ જાય છે. તો એને લાઝિમ છે કે ઘર ખાલી કરી આપે વાકેઈ મજબુરી વગર આના કાની કરવી અને ખોટા હીલા–બહાના કરી મકાનનો કબ્જો નહીં છોડવો ઝુલમ અને ગુનાહિત છે. હદીસમાં છે કે 'મતલુલ ગનિય્યે ઝુલમુન' અર્થાત –મકદુર (શકિત) હોવા છતાં હકદારના હક અદા કરવામાં ઢીલ કરવી ઝુલમ છે.—(અબુદાઉદ ભાગ ૨ પાનું–૧૧૯)

અને હદીસમાં છે કે નુકસાન ઉઠાવવું અને બીજાઓને નુકસાન પહોંચાડવું ઇસ્લામનો તરીકો નથી (અશબાહ વન્નઝાઇર પાનું–૧૦૭)

અને મકાન ખાલી કરવાંના બદલામાં રકમ માંગવી જાઈઝ નથી. ઝુલમ અને ગુનાહનું કામ છે. આપ (સલ.)નું ફરમાન છે કે જે કોઇ મુસલમાનને નુકસાન પહોંચાડે અથવા ધોકો આપે તે મલઉન છે. એટલે ખુદાની રહમતથી દૂર છે (મિશકાત–૪૨૮)

(૨) માલિકે મકાનની ઇજાઝત વગર બીજાને મકાન સોંપવું જાઈઝ નથી. સોંપશે તો ગુનેહગાર થશે અને મકાન સોંપવાના બદલામાં રકમ લેવી પણ જાઈઝ નથી. રિશવત લીધેલી ગણાશે જે એના માટે હલાલ નથી.

(૩) એ પણ જાઈઝ નથી. સખત ગુનાહનું કામ છે.

(૪) હરગિઝ જાઈઝ નથી. સખત ગુનાહિત છે. માલિકને મકાન સોંપી દેવું જરૂરી છે.

## માલિકે મકાન અને ભાડુત વિષે શરઇ હિદાયતો

અનાજ વિગેરે ખાવા–પીવા અને પહેરવાની વસ્તુની કીંમત નક્કી કરવાનો ઈખ્તયાર માલિકને છે. (જો કે ગેરવ્યાજબી નફો લેવો મના છે.) સરકારને હક નથી કે તેમાં દખલ આપે. એક ભાવ નક્કી કરી આપશે તો એક પ્રકારનો ઝુલમ ગણાશે પરંતુ જ્યારે વેપારીઓને નફાખોરીની હવસ વધી જાય. કાળા બજાર

કરી હદથી વધારે નફો કરવા લાગી જાય, જેથી આમ લોકો પરેશાનીમાં મુબ- તલા થઈ જાય તો જનતાની તકલીફ અને પરેશાની દુર કરવા માટે સરકાર મુનાસિબ ભાવ નકકી કરી શકે છે. અને તે ભાવે ખરીદવું જાઈઝ થઇ જાય છે. 'બાદશાહ વ હાકિમ રા નખ' કર્દન મકરૂહ સ્ત. મગર વકતે કે બક્કાલાં દર ગિરા- નિયે ગલ્લહ બિસયાર તઅદ્દી નુમાયન્દ દરાં સુરત બમશવેરતે દાનાયાં નખ' કુનંદ' અર્થાત-હુકુમતના માણસોએ અનાજ વિગેરે વસ્તુની કીંમત નકકી કરી દેવી મકરૂહ છે. પણ જ્યારે તરકારી વિગેરે ખાવા પીવાની વસ્તુની કીંમત લેવામાં વેપારી હદથી વધી જાય અને લોકોને પરેશાનીમાં મુબતલા કરી દે તો તજરૂ- બાકાર નેક લોકોના મશવેરાથી કીંમત નકકી કરી શકાય છે. (પાનું ૧૨૩) એવી જ રીતે માલિકે મકાનને હક છે કે તે ભાડું નકકી કરે અને ભાડાની મુદ્દત ખતમ થતાંની સાથે મકાન ખાલી કરાવે. સરકારને હક નથી કે ભાડું નકકી કરવામાં દખલ આપે અને મકાન ખાલી નહીં કરાવવાનો કાનુન લાવે પરંતુ જ્યારે માલિકે મકાન સખત દિલ બેરહમ બની જાય. ભાડું ગેર વ્યાજબી વસુલ કરે. પાઘડી લઇ ગરીબો ઉપર ઝુલમ કરે. અને મકાનોની તંગીના લીધે અવામ હેરાન થઈ જાય. મકાન મળતાં ન હોય. હૈસિયતથી વધારે ભાડું અથવા પાઘડી આપવી પડે. આવા બે રહમાના બરતાવ અને પરેશાન કરનારા સંજોગોમાં આમ લોકોની પરેશાની અને તકલીફનો ખ્યાલ કરી મકાનોના ભાડા સરકાર નકકી કરી શકે છે. અને મકાન ખાલી નહીં કરાવવાનો કાનુન પણ લાવી શકે છે. અને જે ભાડુત વાકેઇ મજબુર હોય તે મજબુરીની હદ લગી કાનુનનો લાભ લઈ શકે છે. 'અઝ- ઝરૂરાતો તુબીહુલ મહઝુરાત' અર્થાત :- હાજત અને મજબુરી, નાજાઇઝ ચીઝોને જાઇઝ કરી દે છે. (અશબાહ વન્નઝાઈર પાનું ૧૦૮) પરંતુ વિના મજબુરીએ, કાનુનનો સહારો લેવો અને મકાન નહીં છોડવું અને ભાડામાં વ્યાજબી વધારો પણ કબુલ નહીં કરી માલિકે મકાનને પરેશાન કરવું જાઇઝ નથી. ગુનાહિત છે, અને સામે રકમની માંગણી કરવી સખ્ત ગુનાહનું કામ છે. અને જે ભાડુત ખરી રીતે મજબુર હોય તેને મકાન ખાલી કરવા માટે મજબુર કરી પરેશાનીમાં નાંખવું જાઇઝ નથી. તેને મોહલત આપવી જરૂરી છે કે તે પોતાની હેસિયત મુજબ મકાન તલાશ કરી લે. તેની સાથે હમદર્દીનો મામલો કરવામાં આવે. હદીસમાં છે કે જે માણસ ગરીબ અને આજિઝને મોહલત આપે અથવા માફ કરી દે ખુદાપાક તેને કયામતના દિવસની સખતીથી નજાત આપશે. એક હદીસમાં છે

કે જે માણુસ કોઇ મુસલમાનની દુન્યવી તકલીફ અને પરેશાની દુર કરશે તો ખુદા-પાક તેને આખિરતની પરેશાનીથી નજાત આપશે. (અબુદાઉદ ભાગ-૨ પાનું-૩૨૮) આપ (સલ.)નું ફરમાન છે કે :-જેઓ ખુદાના બંદાઓ સાથે મહેરબાનીનો વર્તાવ નહીં કરશે તેમના ઉપર ખુદા પણ રહમ નહીં કરશે. (મિશકાત પાનું ૪૨૧)

આપનું ફરમાન છે : મહેરબાની કરનારા ઉપર ખુદા પણ મહેરબાની કરે છે. હે લોકો ! તમો ઝમીન પર વસનારા ઉપર મહેરબાની કરો. તમારા ઉપર પણ આસમાનવાળો મહેરબાની ફરમાવશે. (મિશકાત પાનું ૪૨૩)

હાજતમંદ મુસલમાનની રોટી, કપડાં અને રહેવા માટે મકાનનો ખ્યાલ દરેક માલદાર અને બાહેસિયત મુસલમાનના ઝિમ્મે જરૂરી છે. અગર માલદારોને એનો એહસાસ નથી તો હાજતમંદ અને પરેશાન મજબૂર માણુસને પોતાની વાકેઈ જરૂરત પુરી કરવા માટે એક હદ સુધી ઝબરદસ્તી કરવાની શરીઅત ઈજાઝત આપે છે, આપ (સલ.)નું ફર્માન છે કે :-અગર તમારામાંનો કોઈ જરૂ-રતમંદ દુધના જાનવરો પાસેથી પસાર થાય અને તેમનો માલિક હાજર હોય તો તેની ઈજાઝતથી દુધ પીએ, અગર માલિક હાજર ન હોય તો ત્રણ વખત અવાઝ આપે. જવાબ મળે તો ઈજાઝત લઈ દુધ પીએ જવાબ ન મળે તો દુધ કાઢી પોતાની જરૂરત પુરી કરી લે. સાથે લઈ જવાની ઇજાઝત નથી. (અબુદાઉદ ભાગ ૧ પાનું-૩૫૯)

અલ્લામહ ઇબ્ને હઝમ ઉન્દુલુસી (રહ.) લખે છે કે :-માલદારો માટે જરૂરી છે કે તે પોતાની વસ્તીના હાજતમંદ લોકોની ફીકર રાખે અને તેમની જરૂરત પુરી કરે એટલે ખોરાક અને ગરમી-શરદીથી બચવા માટે મુનાસિબ સામાન, લિબાસ અને વરસાદ તથા સરદી અને તડકાથી બચવા માટે મકાનનો ઇન્તેઝામ કરી આપે. (મુહલ્લા શર્હે મુઅત્તા ભાગ ૬ પાનું ૧૫૬)

ખુદાપાક તમામ અહલે ઇસ્લામને 'રૂહમાઉ બયનહુમ' (આપસમાં રહમ કરનારા) અને બુન્યાનુમ મર્સુસ' (સીસું પીવડાવેલી મઝબુત દિવાલ) ઠેરવી આપી છે અને આપ (સલ.)એ એની વઝાહત કરતાં ફરમાંવ્યું કે :-

તમામ મુસલમાનોની મિસાલ એક માણુસ જેવી છે. અગર માણુસની આંખમાં દુઃખાવો હોય તો તેનું આખું શરીર બીમાર અને બેચેન બની જાય છે. એવી જ રીતે એક મુસલમાનની તકલીફથી બધા મુસલમાનો દુઃખી હોવા જોઈએ. અને તેના દુઃખ દરદને દુર કરવાની ફિકર બધાને હોવી જોઈએ, માણુસના

માથામાં દરદ હોય તો આખું બદન દરદી બની જાય છે એવી જ રીતે એક મુસલમાનની તકલીફના લીધે બધા મુસલમાનોએ બેચેન થઇ જવું જોઇએ. અને તેની તકલીફ દુર કરવામાં લાગી જવું જોઇએ. (મિશકાત પાનું ૪૨૨)

આપે ફરમાવ્યું કે મુસલમાનોની મિસાલ એક મકાન જેવી છે. મકાનનો કોઇ એક ભાગ મખદુશ કમઝોર થઇ જાય છે તો આખું મકાન કમઝોર ગણાય છે, એવી જ રીતે એક મુસલમાનની તકલીફ બધા મુસલમાનોની તકલીફ હોવી જોઇએ. મિશકાત પાનું ૪૨૨)

મહાન બુઝુર્ગ શેખ સઅદી (રહ.) ફરમાવે છે કે :–

બની આદમ અઅઝાએ યક દીગરન્દ, કે દર આફરીનશ ઝે યક જોહરન્દ,
ચું ઉઝવે બદર્દ આવરદ રોઝગાર, દિગર ઉઝવ હારા નમાનદ કરાર,
તું કિઝ મેહનતે દીગરાં બે ગમી, ન શાયદ કે નામત નિહન્દ આદમી.

અર્થાત :–હમો હઝરત આદમ (અલ.)ની અવલાદ (માણસ ઝાત) આપસમાં આઝા (અવ્યવો) જેવી છીએ કારણ કે એક જવહરથી હમારી પેદાઇશ છે. તો અગર એક ઉઝવ (અવ્યવ આંગળી) માં દરદ હોય તો આખું શરીર બેચેન હોય છે માટે જો તું બીજાની તકલીફ અને મુસીબતથી બે ફીકર રહે છે તો તને માણસ કહેવું ઝેબા નથી. અગર તું બીજાઓના દુઃખ દરદનો અસર લેતો નથી તો પોતાને ઇન્સાન શા માટે કહેવડાવે છે. (ગુલિસ્તાં બાબ-૧)

મતલબ કે બધા મળી મુસીબતઝદહ મુસલમાનની મુસીબત દુર કરવાની ફિકર કરે. મુહાજીરીનની અનસારે મદદ કરી તેમને સહારો આપ્યો. પોતાના ઘરમાં જગ્યા આપી રોજી રોઝગારના સાધનોમાં ભાગીદાર બનાવ્યા એવી જ રીતે હમારી પણ ફર્ઝ છે કે હરએ ઇસ્તેતાઅત અને હેસિયતના મુવાફિક મુસીબતઝદહ અને પરેશાનીમાં સપડાયેલા મુસલમાનોની તકલીફ દુર કરવી. અને તેમની જરૂરત પુરી કરવામાં મદદ કરે, સારાંશ કે ઉપરોકત ઇસ્લામી તઅલીમાતને નઝર સમક્ષ રાખી માલિકે મકાન અને બાડુત અમલ કરે તો કોઇને કાંઇ કહેવાનું રહેતું નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગૈર મુસ્લિમથી જાદુ તેમજ નાપાક અમલ કરાવવા વિષે.

**(૮૭૭) સવાલ** :– આજકાલ ગુજરાતમાં જાદુનું ઘણું ઝોર છે. નહીં જેવી દુશ્મનીમાં પણ મુખાલિફને પરેશાન કરવા યા મારી નાંખવા માટે ગૈરમુસ્લીમ પાસે જાદુ કરાવાય છે. તેને દુર કરવા તાવીઝ, અમલ કરવા છતાં સંપૂર્ણ

આરામ થતો નથી. આલિમોના કહેવા મુજબ કે નાપાક અમલનો ઈલાજ પણ નાપાક આમિલોથી જ થઇ શકે છે. મુશરિક આમિલ સંબંધને લઇ ઇલાજ કરવા તૈયાર છે. પણ શરીઅતના ડરથી કાંઇ કર્યું નથી. ઘણાં જાદુથી પરેશાન થયા. મરણ પણ પામ્યા. તો આવી મજબુરીના લઈ તેને દુર કરવા મુશરિકથી અમલ કરાવવું જાઇઝ છે કે નહીં ? કોઈ વસ્તુ ખાવા-પીવાની કે પઢવા બાંધવાની આપણે હોતી નથી. પોતે જ તેઓ અમલ કરે છે. યા તો કદી કાંઇક કરવું પડે જેમકે તેઓનો પઢેલો દોરો બાંધવો પડે તો બન્નેવમાં કાંઈક ફર્ક પડશે ? ઉજરત આપવાનો શું હુકમ છે ?

જવાબ :-જયારે જાનનો ખતરો હોય અને બીજો જાઇઝ ઈલાજ કારગર થતો નથી. અને બીમારને કોઇ નાપાક અને હરામ વસ્તુ ખાવી પડતી ન હોય અને શિર્કિય્યહ અને કુફ્રિય્યહ કલિમા ઝુબાનથી અદા કરવા પડતા ન હોય બલ્કે ગૈરમુસ્લિમ પોતે જ પોતાના અમલથી જાદુના નુકસાનકારક અસરને દુર કરે છે. તો મજબુરીના લઇ એવો અમલ કરાવવાની અને ઉજરત દેવાની ગુંજાઈશ છે. (શામી ભાગ-૧ પાનું-૪૧-૪૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખત્મે કુર્આન પર દુઆ

(૮૭૮) સવાલ :-હઝરત ! ખત્મે કુર્આન પર કઇ દુઆ માંગવી જોઈએ ?

જવાબ :-હઝરત મૌલાના યાકુબ ચરખી (રહ.)થી મન્કુલ છે કે સહાબએ કિરામ (રદી.) કુર્આન મજીદની તિલાવત પછી દરરોજ નીચેના દુરૂદ શરીફની પાબંદી કરતા હતા.

'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વઆલિહી વસહબિહી બિઅદદે મા ફી જમીઈલ કુર્આનિ હરફ્ન હરફ્ન વબિઅદદે કુલ્લિ હરફિન અલ્ફન અલ્ફન.

અને હઝરત મુલ્લા અલી કારી 'શરહે અય્નુલ ઇલ્મ'માં લખે છે કે :-કુર્આન શરીફ પઢનાર દરરોજ કુર્આન મજીદની તિલાવત પછી આ દુઆ પઢયા કરે. 'અલ્લાહુમ્મ આનિસ વહશતી ફી કબરી, અલ્લાહુમ્મર હમ્ની બિલ કુર્આનિલ અઝીમ, અલ્લાહુમ્મ ઝકિકરની મિન્હુ મા નસીતુ વઅલ્લિમ્ની મિન્હુ મા જહિલ્તુ, વરઝુકની તિલાવતહુ આનાઅલ લયલિ વઆનાઅન નહારિ, અલ્લાહુમ્મ જ અલ્હુ લી ઇમામવં વનુરવં વજઅલ્હુ લી હુજજતયં યા રબ્બલ આલમીન.

વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બીલ આલમીન વસ્સલાતુ અલા હબીબિહી સય્યિદિલ મુર્સલીન સલવાતુલ્લાહિ અલયહિ વઅલા આલિહી વઅસ્હાબિહી અજમઈન.

અલ અબ્દુઝ ઝઇફ અબ્દુર્રહીમ ગુફિરલહુ